# પંચાસરનો જયશિખરી.

## ભાગ ૨ જો.

સચિત્ર ઐતિહાસિક નવલકથા.

લેખક,
ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.
વિરમગામનિવાસી.

પ્રકાશક,
પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી.

મુંબઇના એજન્ટ,
ઠા. ગોરધનદાસ પુરૂષોત્તમદાસ—બુકસેલર,
પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબઇ નં. ૨

વિ. સં. ૧૯૭૬ ઈ. સ. ૧૯૨૦.
પ્રથમાવૃત્તિ. પ્રત. ૧૦૦૦

મુલ્ય રૂ. ૩-૦-૦.

અમદાવાદમાં સલાંપોસ રોડ ઉપર આવેલા
'ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં'
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પ્રસ્તાવના.

મારે જે કહેવાનું હતું તે હું પ્રથમ ભાગમાં જણાવી ગયો છું. પરંતુ અત્ર એક બાબતનો ખુલાસો કરવાનું પ્રાપ્ત થાય છે.

ઇંગ્લંડમાં સ્કોટ એક ઉત્તમ લેખક તરીકે પ્રસિદ્ધ થઈ ગયો છે. તેની નવલકથાઓ રોચક અને હૃદયંગમ હોય છે. તેણે અંગ્રેજી ભાષામાં 'ટેલિસમાન' નામની નવલકથા લખેલી છે. એ નવલકથા મને રસિક લાગવાથી તથા તેનો કેટલોક ભાગ જયશિખરીના ઇતિહાસ સાથે બંધ બેસતો થઇ શકે એમ લાગવાથી આ નવલકથામાં અમુક અંશે મેં 'ટેલિસમાન' નો આધાર લીધો છે. માત્ર એમ કરવામાં ઇતિહાસને ક્ષતિ ન પહોંચે અને પાશ્ચાત્ય રીતરીવાજ તથા શૈલીની અનિષ્ટ અસર આ નવલકથા ઉપર થવા ન પામે એ બાબત તરફ ખાસ લક્ષ આપેલું છે.

આ દ્વિતીય ભાગમાં ચંદ્રસેન, ગુહાદિત્ય, વિક્રમાજીત, આદિ પાત્રોની કપટપટુતાનો અને સુરસેનની નીચતાનો વિશેષ અનુભવ વાચકોને થાય છે. પરંતુ બૌદ્ધ સમ્રાટની બુદ્ધિમત્તા અને દક્ષતાને લીધે કારસ્થાનીઓ પોતાના કપટમાં ફાવી શકતા નથી તે પણ જોઇ શકાય છે. પ્રથમ ભાગના પહેલા પ્રકરણમાંજ આપણે વીરધ્વજનો પરિચય કરી ગયા છીએ. તેણે પોતાનું સત્ય નામ છૂપાવીને છદ્મ નામ રજુ કરેલું છે. અર્થાત્ વીરધ્વજ કોણ છે એ ખરી રીતે અંધારામાં જ રહેલું છે. દ્વિતીય ભાગના અંતિમ પ્રકરણોમાં તેનો ભેદ ખૂલે છે અને છેવટે જયશિખરી પોતે જ પોતાની ભગિનીને તેની અર્દ્ધાગના બનાવે છે. ખરેખર વીરધ્વજના જેવા વીર અને કાર્યદક્ષ રાજપૂતો અત્યારે પણ હોત તો તેમની સાંપ્રત સ્થિતિમાં મોટું પરિવર્તન થવા પામ્યું હોત.

જ્યાં સત્ય છે ત્યાં જ જય છે, એ વિધિવાક્ય છે. તેમાં કદી પણ ફેરફાર થઇ શકતો નથી. એ સૂત્રને આ દ્વિતીય ભાગમાં પ્રત્યક્ષ થયેલું જોઇ શકાશે.

ઐતિહાસિક નવલકથાઓ લખવાનું કાર્ય દુર્ઘટ છે, અને તેમાં પણ જે ઇતિહાસમાં આકર્ષક વસ્તુનો અભાવ હોય, જેનું સાહિત્ય છિન્નભિન્ન હોય, અને જેની સત્યાસત્યતાના સંબંધમાં ડગલે ને પગલે શંકા ઉપસ્થિત થવાનો સંભવ રહેતો હોય, એવા ઇતિહાસને નવલકથાના સ્વરૂપમાં રજુ કરવાનું કાર્ય વિશેષ દુર્ઘટ થઇ પડે છે. તેને સુસ્વાદયુક્ત બનાવવાને તેમાં ખાસ કરીને કાલ્પનિક વસ્તુનો સંભાર છૂટથી ભરવો પડે છે. મોટે ભાગે તમામ ઐતિહાસિક નવલકથાઓની સ્થિતિ ઉપર્યુક્ત પ્રકારની હોય છે. તદપિ ચતુર લેખક નવલકથાને દુષિત કરે એવા પ્રકારની કલ્પનાનો આશ્રય લેતો નથી.

સાહિત્યની અભિવૃદ્ધિમાં નવલકથાઓ અગત્યનો ભાગ ભજવે છે. જે સાહિત્યમાં નવલકથાઓનો અભાવ છે, તે સાહિત્ય જે સ્થિતિમાં હોય છે, ત્યાંથી લેશ માત્ર પણ આગળ વધતું નથી. તેનું કારણ એ છે કે સામાન્ય જ્ઞાનવાળા મનુષ્યોનું નવલકથાઓ જ વિશેષે કરીને પ્રિય વાચન થઇ પડે છે. મને જોઇને સંતોષ થાય છે કે ગુર્જર લેખકો અને પ્રકાશકોનું એ વિષય તરફ લક્ષ ખેંચાયું છે અને હાલમાં અગાઉ કરતાં ઘણી મોટી સંખ્યામાં નવલકથાઓ લખાવા તથા પ્રકટ થવા માંડી છે. વાચકો તેનો યોગ્ય આદરસત્કાર કરીને, પોતાના જ્ઞાન અને અનુભવના જથાને વિશેષ સ્થુલ બનાવવાનો યત્ન કરશે, એવી આપણે આશા રાખીશું.

આ પ્રસંગે પુસ્તકપ્રકાશકો અને વિક્રયેતાઓને ઉદ્દેશીને બે શબ્દો કહેવાનું મને આવશ્યક લાગે છે. હાલમાં જે નવલકથાઓ

લખાય છે અને પ્રકટ થાય છે, તેની પસંદગીનો આધાર મોટે ભાગે કેવળ લેખકો ઉપરજ હોય છે. કોઈ પણ નવલકથા આવી, પછી તે ગમે તેવી હોય તો પણ આંખો વીંચીને પ્રકટ કરવાનું જ પ્રકાશકોનો મોટો ભાગ પોતાનું કર્ત્તવ્ય સમજે છે. તેનું પરિણામ એ આવે છે કે એવી રીતે પ્રકટ થયેલી નવલકથાઓનો મોટો ભાગ જનસમાજની અભિરૂચીને ઉન્નત માર્ગપર લઇ જવાને બદલે અવનત બનાવનારો નિવડે છે. એથી સામાન્ય રીતે આપણું નવલકથાનું સાહિત્ય શિષ્ટ જનોમાં નિંદાને પાત્ર થાય છે. હું ધારૂં છું કે પ્રકાશકો કોઇ પણ નવલકથાને પ્રકટ કરતાં પહેલાં, તેની હસ્તલિખિત પ્રત વાંચી જાય, તેના વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરે અને એ નવલકથા પ્રકટ કરવા યોગ્ય છે કે નહિ, એ વિષયમાં પોતાના સુયોગ્ય સ્નેહીઓની સલાહ લે તો નવલકથાના સાહિત્ય ઉપર જે આક્ષેપો અત્યારે મૂકવામાં આવે છે, તેને બિલકુલ અવકાશ રહે નહિ. અમુક ગ્રંથને પ્રકટ કરીને તેને જલ્દીથી ખપાવવામાં જ પ્રકાશકોનું કર્ત્તવ્ય પૂર્ણ થતું નથી, પરંતુ એ ગ્રંથની વાચકવૃન્દ ઉપર થનારી અસરને માટે પ્રકાશક લેખકના જેટલોજ બલ્કે તેના કરતાં પણ અધિકાંશે જોખમદાર છે.

છેવટે વાચકોને વિનતિ કરવાની કે મને થયેલા મગજના વ્યાધિ દરમિયાન આ દ્વિતીય ભાગ પૂર્ણ કરવાનું પ્રાપ્ત થયેલ હોવાથી, તેમાં જો કદાચ ક્ષતિ રહેલી માલૂમ પડે તો તેઓ ઉદાર ચિત્તથી તે માટે મારી ક્ષમાપ્રાર્થનાનો સ્વીકાર કરવા કૃપા કરશે.

વઢવાણ સીટી,
જેઠ શુદી ૧૧ સં. ૧૯૭૬
તા. ૨૮ મી મે સને ૧૯૨૦.

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.
વિરમગામનિવાસી.

# અનુક્રમણિકા.

# પંચાસરનો જયશિખરી.

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું.

### ભેદી મંડળ.

ભદ્રેશ્વરી દેવીનું મંદિર પાવાગઢના શિખર ઉપર આવેલું હતું. ગુજરાત અને લાટ પ્રદેશમાં આ દેવીની માનતા પુષ્કળ ચાલતી હતી. માત્ર વેદધર્મીઓ જ નહિ પરંતુ બૌદ્ધોમાંના ઘણાખરા પણ પરંપરાની શ્રદ્ધાને લઇને દેવીનાં દર્શન કરવાને આવતા અને પોતાની માનતા પૂરી કરતા હતા. એથી હમેશાં થોડા ઘણા યાત્રાળુઓ તો મંદિરમાં નજરે પડતા જ હતા. પરંતુ દરેક માસની પૂર્ણિમાએ ત્યાં મેળો ભરાતો હતો. તે વખતે યાત્રાળુઓની સંખ્યા વધી જતી હતી. તેમાંયે કાર્તક, માઘ, ચૈત્ર અને આશો માસની ચાર પૂર્ણિમાના રોજ યાત્રાળુઓની સંખ્યા મોટા પ્રમાણમાં એકઠી થતી. કેટલાક શ્રદ્ધાળુ અને શ્રીમંત જનોએ યાત્રાળુઓની સગવડને માટે મંદિરની આસપાસ ધર્મશાળાઓ બંધાવી હતી. પરંતુ મોટા મેળાઓના સમયમાં મનુષ્યોની મેદની એટલી બધી વધી જતી કે તેમનો સમાવેશ એ ધર્મશાળાઓમાં થઈ શકતો નહિ. એથી જેઓ

મોડેથી પહોંચ્યા હોય તેમને ન્હાની ન્હાની રાવટીઓ ઠોકીને તેમાં રહેવું પડતું હતું. એ રાવટીઓ ત્યાં રહેનારા લોકો પાસેથી ભાડે મળી શકતી હતી. ઠંડીના તેમજ ચોમાસાના સમયમાં તો રાવટીમાં રહેનારા યાત્રાળુઓને અત્યંત ત્રાસ પડતો હતો. તેમ છતાં ધર્મ-ભોળા અને શ્રદ્ધાળુ યાત્રાળુઓ ત્રાસની પણ દરકાર નહિ કરતાં વિ-શેષે કરીને મહામેળા વખતે ભદ્રેશ્વરીની યાત્રાએ જવાનું પસંદ કરતા હતા. ત્યાં કેટલાકોએ સીધાસામાનની દુકાનો રાખી હતી. તેમને ત્યાંથી સીધું વગેરે તેમજ ગોદડાં, ગાદલાં, ખાટલા, ઈત્યાદિ પણ ભાડે મળી શકતું હતું. કોઈ કોઈ વાર આ મોટા મેળામાં તાવ કે વિશુચિકાની મહામારી ફાટી નિકળતી અને તેમાં ઘણા યાત્રાળુઓને પ્રાણાર્પણ કરવાનો સમય પણ આવતો. તથાપિ ભદ્રેશ્વરી પ્રત્યેની તેમની શ્રદ્ધામાં લ્હેજ પણ ઘટાડો થતો નહિ. એવી રીતે મહામા-રીના ભોગ થઈ પડનારાઓએ માતાને પારે આવીને કાંઈ કુડું કર્મ કીધેલું અને તેનું ફળ તેમને મળેલું હોવું જોઈએ એમ મનાતું.

વાચકોને આ બધું વર્ણન કદાચ નિરસ લાગશે. એટલે એ વિષયનું લંબાણ નહિ કરતાં આપણે આપણી કથાના રસમાં જ આગળ વધીશું. પ્રથમ ભાગના અંતિમ પ્રકરણમાં વાચકો જોઈ ગયા હશે કે સંન્યાસીના રૂપમાં સામંતસિંહે સૌરાષ્ટ્રાધીશ ચંદ્રસેનની મુલાકાત લીધી હતી અને કાર્તિકી પૂર્ણિમાના મેળા ઉપર તેના તેમ જ તેના જેવા વિચારના તેના સાથીઓને ભદ્રેશ્વરી માતાએ આવ-વાને આમંત્રણ કર્યું હતું. એ આમંત્રણને અનુસરીને ચંદ્રસેન, કચ્છા-ધીશ, કુંતલપુરના વિક્રમાજીત અને ઇડરના ગુહાદિત્ય એટલા વેદધર્મી રાજાઓ આ કાર્તિકી પૂર્ણિમાના મેળા ઉપર ભદ્રેશ્વરી માતાની યાત્રાએ ખાસ કરીને આવ્યા હતા. જયશિખરીની છાવણીના અન્ય

સૈનિકો વગેરેમાંના કેટલાકો પણ ત્યાં આવ્યા હતા. પરંતુ એમની સાથે આપણને નિસ્બત નહિ હોવાથી તેમના તરફ આપણે દુર્લક્ષ જ દાખવીશું. માત્ર તેમાંની એક વ્યક્તિની સાથે આપણને સંબંધ છે. તે વ્યક્તિ કઈ એ વાચકો જાણી ગયા જ હશે. તદપિ જેમને એ વ્યક્તિની કલ્પના આવી શકી ન હોય તેમને **સામંત** અને **ચંદ્રસેન** વચ્ચે થયેલી વાતચીત છૂપાઈ રહીને શ્રવણ કરનાર ભેદી વ્યક્તિ તરફ લક્ષ આપવા સૂચવીશું. હવે તો એ વ્યક્તિના સંબંધમાં શંકા રહી નહિ જ હોય, અસ્તુ.

એ ભેદી વ્યક્તિએ પણ આ મેળામાં હાજર રહેવાનું આવશ્યક ધાર્યું હતું. તેને **ભદ્રેશ્વરી** દેવી ઉપર શ્રદ્ધા ન હતી એમ નહિ; પરંતુ તે શ્રદ્ધાને લીધે એ વ્યક્તિનું આગમન થયું ન હતું. એના સંબંધમાં અત્ર એટલો ખુલાસો કરીશું કે જયશિખરીનું હિત તેના મનમાં વસેલું હતું, વેદધર્મ પ્રત્યે તેને સંપૂર્ણ શ્રદ્ધા હતી, અને મેંઢાના ટોળામાં ગુપ્ત રીતે વાસ કરી રહેલા વરૂઓને તેમની દુષ્ટેચ્છામાં ફાવવા ન દેવા એ તેનો ઉદ્દેશ હતો. અર્થાત્ **ચંદ્રસેનાદિ** ચંડાળ ચોકડીની હીલચાલ જાણવાને માટે તથા તેનાથી સાવચેત રહીને વેદધર્મ રાજમંડળના અધ્યક્ષ ગુર્જરેશ્વર જયશિખરી જેવા પ્રતાપી રાજાની પ્રતિષ્ઠાના સંરક્ષણને અર્થે તેણે આ પ્રસંગે અત્ર આવવાનું આવશ્યક ધાર્યું હતું.

આજે કાર્તિકી પૂર્ણિમાનો દિવસ હતો. આજે મેળામાં હમેશ કરતાં વિશેષ માણસો એકઠા થયા હતા. આખો દિવસ માતાજીના પૂજનઅર્ચન અને હવનહોમમાં વ્યતિત થયો. એ બધી ક્રિયા લગભગ મધ્યરાત્રી પર્યંત ચાલી. મધ્યરાત્રીને થોડી વાર હશે, તે સમયે

બધા માતાજીના ચોકમાંથી વિખરાયા અને પોતપોતાને ઉતારે જઈને બીજે દિવસે પરોઢમાં નિકળવાની તૈયારી કરવા લાગ્યા. મધ્યરાત્રીએ જ્યારે માજીના મંદિરનાં મુખ્ય દ્વાર બંધ થયાં તે વખતે એ દ્વારની પાસે બહાર થોડે દૂર એક ખૂણામાં પેલી ભેદી વ્યક્તિ આવીને સંતાઈ રહી. તેણે એક રાજવંશીને છાજે તેવો પોશાક ધારણ કર્યો હતો. માથે મોટું ફાળીયું કપાળનો પ્રદેશ ઢંકાઈ જાય તે પ્રમાણે વિંટાળ્યું હતું. તેની વધેલી દાઢીને બુકાની વડે બાંધી લીધી હતી. બીજાં વસ્ત્રો રાજવંશીને છાજે તેવાં હતાં. અલબત્ત દાઢી બનાવટી જ હતી. બૂકાની બાંધેલી હોવાથી મ્હોઢાનો નીચેનો ભાગ પણ અદૃશ્ય બની ગયો હતો. માત્ર તેનાં બે કાળાં અને પાણીદાર નેત્રો જ ચમકતાં હતાં. તેના હાથમાં એક તલવાર અને ભેટમાં કટાર એ બે હથિયાર ફક્ત તેની પાસે હતાં. તેનો ઈરાદો પણ આજની રાત્રીએ મંદિરમાં મળનારી સભામાં હાજર રહેવાનો હતો. પરંતુ તેમાં દાખલ થતાં પહેલાં અંદર કોણ કોણ પ્રવેશ કરે છે એ તે જાણવા માગતો હતો. તે એવે સ્થળે ઊભો હતો કે ત્યાં અંધારૂં હોવાથી કોઈની નજર ખેંચાય તેવું ન હતું; અને તે એ સ્થળે ઊભો ઊભો મંદિરના મુખ્ય દ્વાર પાસે આવનારને પૂર્ણિમાના સોળે કળાએ ખિલેલા ચંદ્રના પ્રકાશમાં યથાર્થ રીતે જોઈ શકે તેમ હતું.

એક પછી એક ગુપ્ત સભામાં દાખલ થનારાઓ આવવા લાગ્યા. ભૃગુકચ્છના સુરસેનને પેલી ભેદી વ્યક્તિએ જોયો. ધ્રુવપટુને પણ નિહાળ્યો. બીજા બે-ત્રણ જણા પસાર થયા તેમને તે ઓળખી શક્યો નહિ. એ લોકો બૌદ્ધ સમ્રાટ સુધન્વાના મુખ્ય સરદારો હતા. સુરસેને તેમને ફોડીને પોતાના પક્ષમાં લીધા હતા. ત્યારપછી વેદધર્મી રાજાઓનું એક પછી એક આગમન થયું: ચંદ્રસેન, વિક્રમાજીત

કચ્છાધીશ અને ગુહાદિત્ય. થોડી વારે જ્યારે હવે કોઈ પણ આવે એમ નથી એવું પેલી ભેદી વ્યક્તિને લાગ્યું એટલે તેણે પણ જવાનો વિચાર કર્યો. પોતાનાં શસ્ત્ર સંભાળીને તે મંદિરના મુખ્ય દ્વાર તરફ ચાલ્યો.

પોતે ભદ્રેશ્વરી માતાના મંદિરમાં નહિ પરંતુ કાળના મુખમાં દાખલ થાય છે એમ તે જાણતો હતો. કેમકે જો ત્યાં પોતે પકડાઈ જાય અને પોતાનું મૂળ સ્વરૂપ કળાઈ જાય તો પછી પોતાનાથી જીવતું બહાર નિકળી શકાશે નહિ એવી તેની ખાત્રી હતી. તો પણ 'હું પડતાં પહેલાં બે–ત્રણ જણાને તો ભોંય ભેગા કરતો જ જઈશ,' એવી તેને હિમ્મત હતી. તેણે મુખ્ય દ્વાર પાસે જઈને બહાર ટકોરો માર્યો. એટલે અંદરથી "કોણ છે?" એવો અવાજ આવ્યો.

"ભદ્ર!" આ ભેદી વ્યક્તિએ અગાઉથી પોતાના જાણવામાં આવેલા સાંકેતિક શબ્દનો ઉચ્ચાર કર્યો.

એ શ્રવણ થતાં જ અંદરથી બારીની ભોગળ ખૂલી, બારી ઉઘડી અને "પધારો!" એવો ઉચ્ચાર સમજાયો. એ ભાગમાં અંધકાર હોવાથી અંદરના માણસને આપણો અજાણ્યો મનુષ્ય જોઈ શકતો નહોતો. તે હિમ્મત રાખીને અંદર દાખલ થયો.

તે અંદર આવતાં ત્યાં ઊભેલા શસ્ત્રધારી મનુષ્યે બારી પુનઃ બંધ કરી દીધી. એક બીજા માણસે આ ભેદી વ્યક્તિની આંખે પાટો વીંટી દીધો. તે મનુષ્ય આ વ્યક્તિનો હાથ પકડીને ચાલવા લાગ્યો. પ્રથમ તેઓ અંદરના ચોકમાં આવીને મંદિરની અંદર દાખલ નહિ થતાં જમણી બાજુ તરફ વળ્યા. એ બાજુએ મેડીબંધ ઓરડા હતા એ પેલા અજાણ્યા મનુષ્યના જાણવામાં હતું. પોતાને એ મકાન તરફ લઈ જવામાં આવે છે એવી તેણે કલ્પના કરી. પોતાને એક

ઓરડામાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં એ પ્રમાણે જુદા જુદા ઓરડામાં પસાર થઇને લઈ જવામાં આવતો હોય એમ તેને લાગ્યું. એ પ્રમાણે અવારનવાર સામસામી દિશા તરફ વળાંક લેવાથી, તેમજ મેડી ઉપર ચડવા ઉતરવાથી અત્યારે પોતે કઈ બાજુએ જાય છે એ તેના ધ્યાનમાં રહી શક્યું નહિ તેમજ અત્યારે પોતે મેડી ઉપર છે કે ભોંયતળીયે છે એનો પણ તેને ખ્યાલ રહ્યો નહિ. જાણે પોતે કોઈ નિર્જન પ્રદેશમાં પસાર થતો હોય એવી શાંતિ તે સ્થળે પથરાયેલી લાગતી હતી. છેવટે એક સ્થળે તેઓ ઊભા રહ્યા. જે મનુષ્ય પેલા અજાણ્યા મનુષ્યને દોરીને લઈ જતો હતો તેણે અંધારામાં ભીંત ઉપર એક સ્થળે હાથ મૂક્યો કે ત્રણેક પળમાં તેમના પગ આગળ ન્હાનો ખાડો પડ્યો. તે ખાડામાં હવે બે જણા ઉતરવા લાગ્યા. અંદર પગથીયાં પર થઇને ઉતરવાનું હતું. પોતે મેડી ઉપરથી નીચે ઉતરે છે કે ભોંય તળીયેથી ભૂગર્ભમાં જાય છે એની પણ આ અજાણ્યો મનુષ્ય કલ્પના કરી શક્યો નહિ. વીશેક પગથીયાં ઉતર્યા બાદ પુનઃ તેઓ જમીન ઉપર ચાલતા હોય એમ લાગ્યું. હવે પેલા અજાણ્યા માણસની આંખોએથી પાટા છોડી નાખવામાં આવ્યા. તેને પોતે એક ઓરડામાં ઊભો છે એવો ભાસ થયો. સામે એક બારણું દેખાતું હતું. તેની તડમાંથી અંદરના ખંડમાં બળતા દીપકનો પ્રકાશ આવતો હતો.

" આપ અહીં કયે સ્થળે આવેલા છો એ પ્રશ્ન કોઈને કરશો નહિ, તેમ જ તે જણાવવાની ઇચ્છા પણ કરશો નહિ." દોરનાર માણસે અજાણ્યા મનુષ્યને સૂચવ્યું: " આ સામે બારણું દેખાય છે તેના ઉપર ટકોરો મારજો અને અંદરથી પ્રશ્ન થાય એટલે સાંકેતિક શબ્દનો ઉચ્ચાર કરજો."

એ પ્રમાણે કહીને તે આ ભેદી વ્યક્તિને બોલવાનો પણ અવ-

કાશ નહિ આપતાં ત્વરાથી ચાલ્યો ગયો. ઉપર દાદરનું બારણું બંધ થયાનો અવાજ આ ભેદી વ્યક્તિના સાંભળવામાં આવ્યો. તે થોડીક વાર જયાં ઊભો હતો ત્યાં થંભી રહ્યો. ત્યારપછી અંદરના માણસો પોતાનાં પગલાંનો અવાજ સાંભળી ન શકે એવી રીતે ધીમે પગલે અંદરના ઓરડાના દ્વાર પાસે ગયો અને બારણાની તડમાંથી અંદરના ભાગનું નિરીક્ષણ કરવા લાગ્યો. અંદરનો ઓરડો બહુ વિશાળ નહિ પરંતુ સાધારણ એટલે વીશ હાથ લાંબો અને પંદર હાથ પહોળો હતો. વચ્ચે ચાર–પાંચ તાંબાની ચકચકીત દીવીઓ ઉપર મૂકેલાં મોટાં તાંબાનાં કોડીયાંમાં દીવા બળતા હતા, તેના પ્રકાશમાં એ ઓરડામાં દશ જણા તેની દૃષ્ટિએ પડયા. સૌરાષ્ટ્રાધીશ ચંદ્રસેનાદિ ચંડાળ ચોકડી, ધ્રુવપટુ અને સુરસેન, સામંતસિંહ અને બૌદ્ધ સમ્રાટના ત્રણ સરદારો એટલા જણા હતા. તેઓ પરસ્પર વાર્તાલાપ કરતા હતા. આ લોકોને જોતાં તેના આખા શરીરમાં ભયનો કમ્પારો આવી ગયો. તેના મનમાં અનેક વિચારો ઉત્પન્ન થઈ ગયા. ‘ આ લોકો મને પિછાની લેશે તો આ ગુપ્ત સ્થળની બહાર મને નિકળવા નહિ દે. મારા મૃત્યુની મને ચિંતા નથી. કેમકે હું બદલામાં બીજા બે ત્રણનો ભોગ તો લઈ જ શકીશ. પરંતુ મારા મૃત્યુથી તેઓ બિલકુલ નિષ્કંટક બની જશે. તેઓ પોતાનો દુષ્ટ હેતુ સહેલાઇથી બર લાવી શકશે. હાય! રૂપસુંદરીબા અને વિમળાદેવીનું શું થશે ? એ ગુર્જર રાષ્ટ્રનાં સુકુમાર પુષ્પો આ રાક્ષસોને હાથે કચરાઇ જશે. આ નરપિશાચો તેમના શિયળનો પણ ભંગ કરશે. ખરેખર હું કેવળ મૂર્ખ ! જો મેં સુરસેનના સરદાર સામંતની હીલચાલથી તથા ચંદ્રસેનાદિ ચંડાળ ચોકડીના કાવતરાથી મહારાજા જયશિખરીને વાકેફગાર કર્યા હોત તો અત્યારે તેમના સંબંધમાં ચિંતા કરવાનું કારણ મને ન રહેત. કદાચ મારૂં મૃત્યુ થાત તો પણ

તેઓ સાવચેત રહીને પોતાના શત્રુઓની દુષ્ટ વાંચ્છનાઓને ફળિભૂત થવા ન દેત.' તેના મનમાં પોતાની મૂર્ખતાને માટે અત્યંત પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેનો વિચાર પ્રવાહ આગળ વધ્યો: ' પરંતુ મારી કિતના મિથ્યા ગુમાનમાં તેમજ જો મહારાજા જયશિખરીના જાણવામાં ચંદ્રસેનાદિ ચંડાળ ચોકડીના કાવતરાની વાત આવશે, તો તેઓ પોતાના ઉતાવળીયા સ્વભાવને લીધે અગાઉથી જ તેમની સાથે વિરોધ કરી બેસશે, તથા એ વિરોધથી ધર્મયુદ્ધના કાર્યને મોટી હાનિ પહોંચશે એવા ભયથી મહારાજાને એ વાત જણાવી નહિ. ખેર ? જે બની ગયું તે માટે પશ્ચાત્તાપ કરવાથી કાંઇ પણ વળે તેમ નથી. હવે તો માત્ર એક વ્યાસનારાયણ ભગવાન અને ભદ્રેશ્વરી માતા ઉપર શ્રદ્ધા રાખીને જ અંદર દાખલ થવું. દેવી ભદ્રેશ્વરી પોતાના સ્થાનકમાં પોતાના નિર્દોષ બાળકને નીચ નરપિશાચોને હસ્તે છુંદાવા તો નહિ જ દે. ન્યાય અન્યાયના સત્ય પરીક્ષક ભગવાન વ્યાસનારાયણ અન્યાયીઓના હસ્તે ન્યાયનું નિકંદન થવા નહિ દે !'

એમ વિચાર કરતો તે સાવધ થયો. પુનઃ તેણે પોતાનાં શસ્ત્રો સંભાળ્યાં અને બારણાં ઉપર બે ત્રણ ટકોરા માર્યા.

સામંતસિંહનું ધ્યાન બારણા તરફ ખેંચાયું. તે જે સ્થળે બેઠો હતો ત્યાંથી ઉઠીને બારણા પાસે આવ્યો અને બોલ્યો: " કોણ ? "

" ભદ્ર ! " આ અજાણ્યા મનુષ્યે પોતાનો સ્વર બદલાવીને ઉચ્ચાર કર્યો.

બે પળમાં દ્વાર ઉઘડ્યું અને અજાણ્યા મનુષ્યને અંદર દાખલ કરવામાં આવ્યો. સામંતસિંહ તેને ઓળખી શક્યો નહિ. પરંતુ તેણે એવી કલ્પના કરી કે એ પણ ચંદ્રસેનનો સાગરીત હશે. પેલા બૌદ્ધ સરદારો અને સુરસેન આદિની દૃષ્ટિ પણ તેની તરફ ગઈ હતી, તેમણે

પણ સામંતના જેવી જ કલ્પના કરી લીધી; જ્યારે ચંદ્રસેનાદિ ચંડાળ ચોકડીએ જાણ્યું કે આ માણસ બૌદ્ધોના પક્ષનો હશે. એટલે કોઇને તેને માટે શંકા ઉપસ્થિત થવા પામી નહિ. કદાચ એ વ્યાસનારાયણ ભગવાન્ અને ભદ્રેશ્વરી દેવીની અજાણ્યા મનુષ્યે કરેલી પ્રાર્થનાનું ફળ હોય તો પણ કેમ કહી શકાય ? ગમે તેમ પણ જ્યારે કોઇએ પોતાના તરફ વિશેષ લક્ષ ન આપ્યું ત્યારે એ અજાણ્યા મનુષ્યને શાંતિ થઇ. તે બૌદ્ધ સરદારોની પડખે જઇને બેસી ગયો.

થોડીવાર સુધી બધા મૌન રહ્યા. પછી સુરસેન ઊભો થયો અને બોલ્યો: “ પ્રિયાત્માઓ ! ધર્મભેદને પરિણામે અનેક ઉથલપાથલો થઇ છે. અનેક મનુષ્યોનાં જીવન નષ્ટ થયાં છે. અનેક રાજ્યો નાશ પામ્યા છે. એવી રીતે આપણે ધર્મભેદના કારણે અસંખ્ય હાની ભોગવી છે. અત્યારે પણ કેવળ ધર્મભેદને લીધે જ આપણે પરસ્પર યુદ્ધ કરવાને તત્પર થયા છીએ. શાસ્ત્રકારો કહે છે કે ધર્મ મોક્ષમાર્ગની ચાવી છે, તેનું અવલંબન કરવાથી આપણું ચારિત્ર્ય શુદ્ધ બને છે, આપણામાં ઐક્ય રહે છે અને આપણી નૈતિક અધોગતિ થતી અટકે છે. પરંતુ વ્યવહાર આપણને જુદું જ દર્શાવે છે. ધર્મ જ દ્વેષનો ઉત્પાદક છે, ધર્મથી જ મનુષ્યોનાં મનની ઉદારતા નાશ પામીને તે સંકુચિત બને છે, ધર્મને કારણે જ આપણો નાશ થયો છે અને જ્યાં સુધી ધર્મનું લાકડું આપણા આર્યાવર્ત્તમાં રહેશે ત્યાંસુધી આપણી ઉન્નતિ કદી પણ થવાની નથી.—”

“ સત્ય છે, મને પણ હમણાં હમણાં એજ વિચાર થયા કરે છે. જો વેદધર્મ અને બૌદ્ધ ધર્મ એવું કશું પણ ન હોત તો અત્યારે આપણી વચ્ચેનો આ અનિષ્ટ પ્રસંગ ઉપસ્થિત થયો ન જ હોત. ” ચંદ્રસેને વચ્ચે ટાપશી પુરી.

"સૌરાષ્ટ્રાધીશ ચંદ્રસેનજી બુદ્ધિમાન્ અને વિચારવંત છે. મારા કથનનું મહત્ત્વ તેમણે સ્વીકારેલું જોઇને મને આનંદ થાય છે, અસ્તુ. મારે અત્યારે આપને વિશેષ કાંઇ પણ કહેવાનું નથી. હું જે તમને કહેવા માગતો હતો તે એ હતું કે ધાર્મિક અનિષ્ટકારક ભાવનાનો પરિત્યાગ કરવાથી જ આપણે પરસ્પરવિરોધી સંપ્રદાયના મનુષ્યો અત્ર એકત્ર થઈ શક્યા છીએ. એવી જ ભાવના ભારતવર્ષમાં ઉત્પન્ન થાય અને ધાર્મિક વિષયમાં મતભેદ જેવું કોઇના પણ મનમાં ન રહે એજ મારી ઇચ્છા છે અને હું આશા રાખું છું કે અહીં એકઠા થયેલા આપણ અગીયાર જણા જો શ્રમ લઇએ તો આપણા ઉદ્દેશને વગર શકે પરિપૂર્ણ કરી શકીએ. તે માટે આપણે શું કરવું જોઇએ એ જણાવતાં પહેલાં અત્યારે સાંપ્રત ધર્મયુદ્ધમાં આપણી પરિસ્થિતિ કેવા પ્રકારની છે તથા એ પરિસ્થિતિમાં શો ફેરફાર કરવો ઉચિત છે તે આપને જણાવીશ. આપ સારી રીતે જાણો છો કે બૌદ્ધ સમ્રાટે માનભરી સુલેહ કરવાને માટે બન્ને પક્ષોને અનુકૂળ આવે તેવી સરતો રજુ કરી હતી. પરંતુ વેદધર્મ રાજમંડળના તુંડ મિજાજી અધ્યક્ષ જયશિખરીને એ શરતો માફક ન આવી. તેને બૌદ્ધ ધર્મ પ્રત્યે સખ્ત તિરસ્કાર છે. એટલે બૌદ્ધ ધર્મીઓને પોતાના રાજ્યના વિસ્તારમાં સ્વતંત્ર રીતે વિચારવાની તક મળે, એ તેનાથી સહન થઈ શક્યું નહિ. એટલે તેણે બૌદ્ધ સમ્રાટે વિચારપૂર્વક તૈયાર કરેલી સુલેહની શરતોને તરછોડી કાઢી અને બૌદ્ધ સેનાની સરખામણીમાં પોતાના સૈન્યની નિર્બળતા તે જાણતો હોવા છતાંયે બૌદ્ધ સમ્રાટ સાથે યુદ્ધ કરવાની તેણે તત્પરતા દર્શાવી. ખરેખર એ ધર્મભેદનું જ પરિણામ! મને તેની બુદ્ધિ ઉપર એક તરફથી હસવું આવે છે, જ્યારે તેના મિથ્યાભિમાનને પરિણામે વેદધર્મી સૈનિકોને વિના મોતે મરવું પડશે એ વિચારથી

તેમના પ્રત્યે દયા ઉપજે છે ! સદ્‌ભાગ્યે આપણી આજની સભામાં હાજર રહેલા ચંદ્રસેનાદિ રાજકર્તાઓને જયશિખરીના એ વિચારો ડહાપણ ભર્યા લાગ્યા નથી. તેઓ મારા આમંત્રણનો સ્વીકાર કરીને અત્ર પધાર્યા છે, એ માટે હું તેમની દિર્ઘદર્ષિતા અને બુદ્ધિમત્તાનો ધન્યવાદ કરૂં છું અને આશા રાખું છું કે તેમની સહાયથી આપણે સાંપ્રત ધર્મયુદ્ધમાં નિરર્થક પ્રાણહાની થતી બચાવી શકીશું અને અલબત્ત જયશિખરીને તો તેના કર્મનો બદલો અવશ્ય આપીશું જ."

વાચકો સુરસેનના સ્વભાવથી પરિચિત થયેલા હોઇને તેઓ કાંઇ તેના વાકચાતુર્યથી છેતરાઈ જશે નહિ. તેનો ઉદ્દેશ બૌદ્ધ સરદારોના મનમાં જયશિખરીની વિરૂદ્ધ લાગણી ઉત્પન્ન કરાવવાનો અને ચંદ્રસેન તથા તેના સાથીઓને પાનો ચડાવવાનો હતો જે બૌદ્ધ સરદારો આ સભામાં હાજર હતા, તેમનું મહારાજા સુન્વવા પાસે સારૂં ઉપજણ હતું. તેમ જ બૌદ્ધ સૈન્યનો મોટો ભાગ તેમની દેખરેખ નીચે હતો. એટલે તેમની મદદથી પ્રસંગ આવતાં બૌદ્ધ સમ્રાટને ઉંધું ચતું સમજાવી શકાય તથા તેમના સૈન્યની સહાય પણ પોતાનો ગુપ્ત હેતુ સિદ્ધ કરવામાં મેળવી શકાય, એ કારણથી સુરસેને તેમને પોતાના પક્ષમાં લીધા હતા. જો ચંદ્રસેનાદિ ચંડાળ ચોકડીના વિરોધથી વેદ ધર્મ રાજમંડળે સુલેહની શરતોનો અસ્વીકાર કર્યો છે, એવું એ સરદારોના જાણવામાં આવે તો તેમને સ્વાભાવિક રીતે જ ચંદ્રસેન વગેરે ઉપર તિરસ્કાર ઉપજે. એથી સુરસેને બનાવટી વાત રજુ કરીને સુલેહની શરતોના અસ્વીકારનો આરોપ જયશિખરી ઉપર ઢોળી પાડયો હતો.

આ ત્રણ સરદારોમાંનો એક ધનનો લોભી હતો. એટલે તે તો લક્ષ્મીની લાલચથી જ સુરસેનની ઇચ્છાને અનુકૂળ બન્યો હતો. પરંતુ

બીજા બે સરદારોને ધનનો લોભ ન હતો. તેમને સત્તાની વાંચ્છના હતી. એટલે સુરસેને એ બે જણાને કાઠિયાવાડ અને ગુજરાતમાં બૌદ્ધ સમ્રાટની તરફથી પ્રતિનિધિ તરીકે નિમાવવાની આશા આપી હતી. અર્થાત્ એ બે જણા ગુજરાત અને કાઠિયાવાડમાં બૌદ્ધ સમ્રાટના પ્રતિનિધિ તરીકે રહે, અને બૌદ્ધ સમ્રાટ સાથેનો ગુજરાત કાઠિયાવાડના રાજકર્ત્તાઓનો વ્યવહાર તથા તેમનો અંદર અંદરનો વ્યવહાર એ પ્રતિનિધી દ્વારા તેમની સંમતિથી ચાલે એવા પ્રકારની યોજના કરવાનો સુરસેનનો ઇરાદો હતો. એમ થવાથી ભવિષ્યમાં પણ પોતાનું અને ધ્રુવપટ્ટનું સ્વાતંત્ર્ય અસ્ખલિત પણે ટકી રહે, ગુજરાત–કાઠિયાવાડના રાજકર્ત્તાઓ પુનઃ માથું ઉંચું કરી શકે નહિ તથા કાંઈક હીલચાલ કરવા જાય તો બૌદ્ધ સમ્રાટના સૈનિકોની સહાયથી તેમને દબાવી શકાય એવો પણ તેનો ઉદ્દેશ હતો. તેણે સામંતની મારફત પોતાના જે ગુપ્ત હેતુથી ચંદ્રસેનને વાકેફ કર્યો હતો તથા ચંદ્રસેનને પણ એ સંબંધમાં લાલચ આપી હતી, એ વિષયમાં તો તેણે મૌનજ રહેવાનો વિચાર રાખ્યો હતો. કેમકે તે સારી રીતે સમજતો હતો કે એવા પ્રકારની નીચતાને આ સરદારો ટેકો આપશે નહિ. એટલે એ કાર્ય–વિમળાદેવીના હરણનું કાર્ય તો ચંદ્રસેનની એકલાની જ મદદથી ગુપ્ત રીતે પાર પાડવાનો તેનો ઇરાદો હતો.

સુરસેન થોડી વાર વિસામો લીધા બાદ પુનઃ બોલ્યો: " હવે મારે આપને વિશેષ જણાવવાનું નથી. મેં જે શરતો રજુ કરી છે તે મારા વિશ્વાસુ સરદાર સામંતસિંહ આપની સન્મુખ વાંચી સંભળાવશે. જો એ શરતો આપને સર્વને અનુકુળ લાગતી હોય તો તેની નીચે આપે દરેકે સહી કરવી પડશે. જો તેમાં કાંઈ પણ ફેરફાર કરવાની કોઈ મહાશય સૂચના કરશે તો તે સૂચનાનુસાર યોગ્ય સુધારો વધારો કરવામાં

પણ મને ખાસ વાંધો નથી. માત્ર હું આપને એક જ વિનતિ કરવા માગું છું અને તે એ છે કે આ શરતો પર સહી કરતાં પહેલાં આપ પુખ્ત વિચાર કરજો. એક વખત તેના પર આપની સહી થયા પછી આપ એ શરતોને અનુકુળ જ છો એમ માનવામાં આવશે, અને પછી આપનાથી બિલકુલ ફરી શકાશે નહિ. સહી કર્યા પછી જો કોઈ આ શરતોનો ભંગ કરશે તો તેના ભાવિ પરિણામ માટે હું જોખમદાર રહીશ નહિ."

પછી **સામંતસિંહે** તેની આજ્ઞાથી શરતોનો ખરડો વાંચી સંભળાવ્યો. એ ખરડામાં વિશેષ અગત્યનું એવું કશું જ ન હતું. માત્ર સુરસેને ફીતુરી બનેલા વેદધર્મી રાજાઓને તથા બૌદ્ધ સરદારોને આશામાં ને આશામાં રમાડયા હતા. જયશિખરીને પદભ્રષ્ટ કરીને તેની આણ નીચેનો મુલક તેણે તેની આસપાસ જેમની હદ આવેલી હોય તે રાજકર્ત્તાઓને વહેંચી આપ્યો હતો અને એક બૌદ્ધ સરદારને બૌદ્ધ સમ્રાટના પ્રતિનિધિ તરીકે ગુજરાતમાં રાખવાની તથા તેનું મુખ્ય થાણું **પંચાસર**માં રાખવાની શરત કરી હતી. બીજા સરદારને કાઠિયાવાડમાં પ્રતિનિધિ તરીકે નિમીને ત્યાં એકાદા તેને પસંદ પડે તે સ્થળે થાણું નાખવાની અનુકુળતા કરી આપવાની માગણી કરી હતી. **વ્યાસનારાયણ** અને **નર્મદા** કિનારાનાં અન્ય તિર્થ સ્થળોનો વહિવટ આ ખરડા ઉપર સહી કરનારાઓએ ચલાવવો તથા તેમણે માંહોમાંહે તેની ઉપજ વહેંચી લેવી એમ જણાવ્યું હતું. પોતે પોતાનો અંગત લાભ કશો પણ દર્શાવ્યો ન હતો. માત્ર જે વેળાએ યુદ્ધ થાય તે વખતે આ મંડળમાં મળેલા રાજાઓએ જયશિખરીના પક્ષનો ત્યાગ કરીને બૌદ્ધ પક્ષમાં ભળવાની એક અગત્યની શરત હતી. એ શરતો સામે **ચંદ્રસેનાદિ ચંડાળ ચોકડીને** તેમજ બૌદ્ધ સરદારોને

વાંધો ન હોય એ દેખીતું જ હતું. એટલે બધાએ તેની નીચે એક પછી એક સહી કરી આપી. આપણા પરિચિત ભેદી મનુષ્યનો સહી કરવાનો વારો આવ્યો એટલે તેણે પણ જરીકે અચકાયા કે વિચાર કર્યા સિવાય "વિરેંદ્રસેનની સહી દાઃ પોતાના" એ પ્રમાણે મતું માર્યું. એ વખતે પણ તેના ઉપર કોઇને કશી શંકા આવી નહિ.

એ પછી સામંતસિંહ બહાર ગયો અને કાંઇક ખાદ્ય પદાર્થ તથા તીવ્ર આસવના શીશા લઇ આવ્યો. બધાએ આસવનું પાન કરતાં ખાદ્ય પદાર્થને ઇન્સાફ આપવા માંડયો. વિરેન્દ્રસેન નામધારી ભેદી મનુષ્યે પણ આસવનું પાન કરતાં જરીકે સંકોચ દર્શાવ્યો નહિ. જો આનાકાની કરે તો તેની બાજી ઉઘાડી પડી જવાનો ભય હતો.

ખાનપાનમાં ઘણો સમય ચાલ્યો ગયો. લગભગ પરોઢ થવા આવ્યું હશે, તે વખતે સુરસેન પુનઃ ઊભો થયો અને બોલ્યોઃ "આપણે આજે એક અગત્યનું કાર્ય કર્યું છે. અત્યાર સુધી જે એક બીજાના કટ્ટા શત્રુ હતા, તે એક બન્યા છે. હું નથી ધારતો કે હવે જયશિખરી આપણી સામે ટકી શકે. હજી પણ હું ઇચ્છું છું કે પરમાત્મા તેને સદ્બુદ્ધિ આપે અને તે આ યુદ્ધમાં પોતાનો પરાજય વ્હોરી લેવાને બદલે તેમાંથી મુક્ત થઇને પોતાનું કલ્યાણ સાધે. હવે સમય થઇ ગયો હોવાથી આપણે આજની સભા બરખાસ્ત કરીશું. પુનઃ આપણે મળી શકીશું કે કેમ તે અત્યારે કહી શકાય તેમ નથી. કેમકે હવે થોડા દિવસોમાં જ યુદ્ધનો પ્રારંભ થશે. પરંતુ યુદ્ધના અંતે તો આપણે પુનઃ એકત્ર થઇશું અને એક બીજાને મુબારકબાદી આપીશું. હા, પણ આપ જેવી રીતે અહીં પધાર્યા હતા તેવી જ રીતે આપની દરેકની આંખોએ પાટા બાંધીને એક પછી એક આપને ભદ્રેશ્વરી દેવીના ચોકમાં મૂકી દેવામાં આવશે. મારી આપને વિનતિ એટલી છે કે

આપણે કયે સ્થળે મળ્યા હતા, એ જાણવાની આપ કોઈ પણ ઇચ્છા ન કરશો; તેમજ આજની સભાના સંબંધમાં એક શબ્દ સરખો આપના મુખમાંથી બહાર ન કાઢશો."

તે પછી સામંતસિંહ બહાર ગયો અને બે માણસોને લઇ આવ્યો; એક પછી એક દરેકની આંખે પાટા બાંધીને બહાર કાઢવા માંડયા. પ્રથમ ત્રણ બૌદ્ધ સરદારો, પછી વિરેન્દ્રસેન નામધારી ભેદી મનુષ્ય, તે પછી ધ્રુવપટુ અને છેવટે ચંદ્રસેનના ત્રણ સાથીદારોને બહાર કાઢવામાં આવ્યા. વિરેન્દ્રસેનને આ નરપિશાચોના પંજામાંથી મુક્ત થતાં કેટલો આનંદ થયો હશે તેની કલ્પના વાચકોએ જ કરી લેવી. તેણે બૌદ્ધ સરદારોને તો મંદિરની બહાર નિકળતા જોયા હતા. પરંતુ પોતાની પછી કોણ કોણ અને કયા અનુક્રમમાં બહાર આવે છે તે જોવાને તે એક સ્થળે દૂર જઇને ઊભો રહ્યો. અત્યારે અરૂણોદય થઈ ગયો હતો, એટલે દૂરથી પણ મંદિરમાંથી આવનાર જનારને જોઇ શકાય તેમ હતું. તે જ્યાં ઊભો હતો ત્યાં એક પ્રચંડ વૃક્ષ આવેલું હતું. એ વૃક્ષને ઓથે રહેવાથી તેને કોઇ ભાળી શકે તેમ ન હતું.

પોતાના પછી થોડા થોડા સમયને અંતરે ધ્રુવપટુ, વિક્રમાજીત કચ્છાધીશ અને ગુહાદિત્યને મંદિરના મુખ્ય દ્વારમાંથી બહાર પડતા તેણે જોયા. હવે માત્ર સામંત, સુરસેન અને ચંદ્રસેન બાકી રહ્યા. પુષ્કળ વાર પછી ચંદ્રસેન બહાર આવ્યો અને તે પછી તરત જ સુરસેન અને સામંત બહાર આવ્યા. ચંદ્રસેનને બહાર આવતાં લાગેલા સમય ઉપરથી આ ભેદી મનુષ્ય સમજી ગયો કે બધાને બહાર કાઢયા બાદ સુરસેન તથા ચંદ્રસેને કાંઈક ગુપ્ત મસલહત કરેલી હોવી જોઈએ અને તે મસલહત વિમળદેવી અને રૂપસુંદરીના સંબંધમાં

જ હોવી જોઈએ. હવે અહીં રોકાવાની જરૂર નહિ હોવાથી તે પોતાના સ્થાનકે ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨ જું.

### ધર્મયુદ્ધ.

કાર્તિક વદી સાતમ અને ભોમવારનો દિવસ હતો. આજ પ્રાતઃકાળે ધર્મયુદ્ધનો પ્રારંભ થવાનો હતો. બન્ને પક્ષના સૈનિકોએ ગત રાત્રીએ આવીને જ નર્મદા નદીની ઉત્તર બાજુએ આવેલા એક મોટા મેદાનમાં પડાવ નાખ્યો હતો. તેમની વચ્ચે એક કોસનું અંતર હતું. આ વેળાના યુદ્ધમાં પરિણામદર્શ-ની સંભાવના હતી. દરેક પક્ષના સૈનિકો પોતપોતાના વિજયની કલ્પના કરતા મનમાં ફુલાતા હતા. ચંદ્રસેનાદિ ચંડાળચોકડી પણ પોતાને બજાવવાના કાર્ય માટે તત્પર બની રહી હતી. તેમણે યુદ્ધમાં સક્રિય ભાગ નહિ લેવાનો ઠરાવ કર્યો હતો. પરંતુ તેમના સદ્ભાગ્યે જયશિખરીને તેમના એ હેતુની શંકા ન આવે એવી રીતે તેઓ પોતાનું કાર્ય સાધી શકે એવો સંયોગ બન્યો હતો. કારણ કે જયશિખરીએ પોતે જ તેમને સૈન્યની પાછળના ભાગમાં રાખ્યા હતા, અને જણાવ્યું હતું કે "આગળનું સૈન્ય યુદ્ધમાં થાકે કે ઓછું થાય ત્યારે તમારે તમારા સૈન્યમાંથી મદદ મોકલવી." ચંડાળચોકડીને જયશિખરીનો એ વિચાર રૂચતો થઈ ગયો. કેમકે આ યોજનાથી એક બે દિવસ પર્યંત તો તેમને પણ હીલચાલ કરવી પડે તેમ ન હતું. છાવણીમાં પણ જય-

શિખરીએ બરાબર બંદોબસ્ત કર્યો હતો. રૂપસુંદરી, વિમળદેવી અને તેમની સાથેની સ્ત્રીઓને એક ઉંચી ટેકરી ઉપર રાખી હતી. અર્થાત્ શત્રુ પક્ષના સૈનિકો છૂપી રીતે આવી ચડે તો પણ તેઓ રૂપસુંદરી કે વિમળદેવીને સરલતાથી હાથ કરી શકે તેમ નહતું. તેમના રક્ષણને માટે બે હજાર માણસોની આગેવાની સોંપીને વીરભદ્રને રાખવામાં આવ્યો હતો. ટેકરી ઉપરના બે હજાર માણસો શત્રુ પક્ષના બે લાખ સૈનિકોને પૂરા પડી શકે તેમ હતું. અર્થાત્ પોતાની પત્ની અને ભગિનીના વિષયમાં જયશિખરી નિશ્ચિંત હતો. એ ઉપરથી એટલું સમજી શકાય છે કે જયશિખરીને પણ ચંદ્રસેનાદિ ચંડાળ ચોકડીની હીલચાલની થોડી ઘણી માહિતી મળી હતી. પરંતુ પોતાના મનમાં તેમને માટે શંકા ઉત્પન્ન થઈ છે એવું તેણે પ્રકટપણે કોઇને જણાવા દીધું ન હતું. વાચકો જાણી શક્યા હશે કે વિરેન્દ્રસેન નામધારી ભેદી મનુષ્યે જ જયશિખરીને તમામ હકીકતથી વાકેફ કરેલો હોવો જોઇએ.

જયશિખરીએ પોતાના લશ્કરને ચતુષ્કોણ વ્યૂહમાં ગોઠવ્યું હતું, જ્યારે બૌદ્ધ સમ્રાટની વ્યૂહરચના જુદા જ પ્રકારની હતી. જયશિખરી તરફથી પોતાની શરતોનો અસ્વીકાર કરનારો પત્ર આવ્યો ત્યારથી તેના મનમાં જયશિખરીને માટે સ્હેજ ધૃણા ઉત્પન્ન થઈ હતી. તેમાં સુરસેન અને કેટલાક બૌદ્ધ સરદારોએ બળતામાં ઘી હોમવારૂપ જયશિખરીની વિરૂદ્ધમાં પણ કેટલીક વાત કરી હતી. વેદધર્મ રાજમંડળના અમુક રાજાઓ તો સુલેહ કરવાને આતુર હતા. પરંતુ જયશિખરી અને તેના મળતીયા રાજાઓના નિશ્ચય સામે તેમની ઇચ્છા ટકી શકી નહિ. એટલે તેમને પણ ના છૂટકે પોતાના નિર્દોષ સેનાનીઓનો ભોગ આપવાને ખેંચાવું પડ્યું છે. આ મતલબનું કથન સુરસેને કર્યું હતું. એથી બૌદ્ધ સમ્રાટને ક્રોધ અને ક્ષોભ બન્ને થયાં હતાં.

તે વિચારવંત અને દિર્ઘદર્શી હતો. બાદ્ધમતનાં સત્ય સિદ્ધાંતોનો તેણે યોગ્ય અભ્યાસ કર્યો હતો. તે જાણતો હતો કે આવાં ધર્મયુદ્ધો દેશ અને ધર્મ બન્નેને માટે આપત્તિ રૂપ છે. પરંતુ બૌદ્ધધર્મની થતી અવહેલના અને પોતાના જામાત્ર ઉપર આવી પડેલી આફતના સમાચાર સાંભળીને તે આ યુદ્ધમાં ભાગ લેવાને આવેલો હતો. પોતાના જમાઇના કુટિલ વર્ત્તનથી તે માહિતગાર હોત તો અહીં આવ્યા છતાં પણ યુદ્ધમાં ભાગ ન લેતાં પાછો પોતાના વતન તરફ ચાલ્યો ગયો હોત. પરંતુ કપટકુશળ સુરસેને એવો આડંબર કર્યો હતો કે પોતાના સાસરાને–બૌદ્ધ સમ્રાટને પોતાના વિષે લેશ પણ શંકા ઉપજવા પામે નહિ. એથી બૌદ્ધ સમ્રાટ સુરસેનને પણ પોતાના જેવો જ બુદ્ધ ભગવાનનો ખરો અનુયાયી સમજતો હતો. બુદ્ધ ભગવાનનો અનુયાયી કદી પણ અસત્ય બોલે જ નહિ એવું તેને અભિમાન હતું. એથી તેણે સુરસેનનું કથન સાચું માની લીધું. તે કારણથી તેના મનમાં જયશિખરીની ધ્રુષ્ટતા પ્રત્યે ક્રોધ પ્રજ્વલિત થયો હતો. ક્ષોભ થવાનું કારણ માત્ર એટલું જ હતું કે આજના યુદ્ધમાં વિના કારણે બન્ને પક્ષના નિર્દોષ મનુષ્યો માત્ર અમુક વ્યક્તિના ગુમાનને ખાતર રહેંસાઈ જશે, એ વિચાર તેના મનમાં ઉત્પન્ન થયો હતો. જો જયશિખરીની ધ્રુષ્ટતા છતાંયે, તેની ઉપેક્ષા કરીને પોતે યુદ્ધ નહિ કરતાં ચાલ્યો જાય તો પોતાની હાંસી થાય અને વેદધર્મીઓ મદોન્મત બનીને બૌદ્ધ મતની વિશેષ અવહેલના કરે એવો તેને ભય હતો. એટલે આ યુદ્ધમાં જ વેદધર્મીઓને પોતાની અપ્રતિમ શક્તિનો ચમત્કાર દર્શાવીને પરાસ્ત કરી દેવા એવો તેનો વિચાર હતો. બૌદ્ધ સમ્રાટ પાસે હાથીઓ પુષ્કળ હતા. તેણે હાથીઓને એકની પાછળ એક એ પ્રમાણે ઊભા રાખીને, તેમનો પુલ

બનાવી, તેના પર થઇને પોતાના પાયદળ લશ્કરને નર્મદાના ઉત્તર કિનારા તરફ આણ્યું હતું. હાથી પણ એવા કેળવાયેલા હતા કે ધાર્યું કામ પસાર થતાં સુધી હલ્યા કે ચલ્યા નહતા. તેણે પણ પોતાને માટે એક ઉચિત સ્થળ જોઇને ત્યાં કામ ચલાઉ છાવણી નાખી હતી. પોતાની આખી સેનાનું અધિપતિપદ બીજા કોઈ ને નહિ સોંપતાં તેણે પોતાની પાસેજ રાખ્યું હતું. પોતાના હાથ નીચે પોતાના સરદારો તેમજ સુરસેન અને ધ્રુવપટુ આદિને જુદી જુદી ટુકડીઓની સરદારી આપી હતી. તે આગલે દિવસે ત્હાંજે આવી પહોંચ્યો હતો. કામચલાઉ છાવણી અગાઉથીજ નાખી દેવામાં આવી હતી. તેણે પોતાના તમામ સેનાનીઓને એકત્ર કર્યા અને તેમને ઉત્સાહિત બનાવવાના હેતુથી એક ન્હાનું ભાષણ કરતો બોલ્યો: “ બહાદૂર રાષ્ટ્ર કુટ વીરો! આવતી કાલે આપણા આગમનનું કારણ ફળિભૂત થવાનું છે. પ્રારંભમાં નર્મદા નદી ઉતરતાં આપણા અજાણપણાનો લાભ લઇને વેદધર્મીઓએ આપણને હેરાન કર્યા હતા એ તમે ભૂલી તો નહિ જ ગયા હો. પરંતુ હવે આપણે શત્રુની સામસામા આવી પહોંચ્યા છીએ. જૂઓ જૂઓ, દૂર ક્ષિતિજમાં શત્રુની છાવણી દેખાય છે. જેમ સૂર્યના પ્રકાશ આગળ ચંદ્ર ઢંકાઈ જાય છે, તેવીજ રીતે આપણા વિશાળ સૈન્યની પાસે વેદધર્મીઓનું બચુકલું લશ્કર ફીકકું પડી જાય છે. અહો! આટલું ન્હાનું લશ્કર લઇને આપણા જેવા બળવાન વીરોની સામે ચડી આવતાં જયશિખરીને કશો પણ વિચાર નહિ થયો હોય? શું એટલું પણ એને ભાન નહિ હોય કે આપણા લાખો શૂરવીર સિંહોની ગર્જના થતાંજ એના પાંચ પચીશ હજાર શિયાળવાં બે પગ વચ્ચે પૂંછડી ઘાલીને પલાયન કરી જશે? જયશિખરી!” હવે જાણે જયશિખરી પોતાની સામે જ ઊભો હોય અને તેને ઉદ્દેશીને બોલતો

હોય તે પ્રમાણે બૌદ્ધ સમ્રાટ બોલવા લાગ્યો: " તું તે યુદ્ધ કરવાને આવ્યો છે કે રાષ્ટ્રકુટવંશી વીરોનો સત્કાર કરવાને સામૈયું લઇને આવ્યો છે? તારા માણસો અમારો સત્કાર કરવાને પણ પૂરા પડી શકે તેમ નથી, તો પછી તું અમારી સામે યુદ્ધ તો શી રીતે કરી શકવાનો જ હતો? અક્કલશૂન્ય રાજા! એવો કયો મૂર્ખ તારો સલાહકાર હતો કે તેણે તને મારી સામે યુદ્ધ કરવાની સલાહ આપી? મારા બહાદુર વીરો! ધર્મભિરૂતા એ મારો સ્વભાવ છે. ન્યાય અને નીતિ–ધર્મ વિરૂદ્ધનું એક પણ પગલું મારાથી ભરી ન જવાય એ બાબત હું ખાસ સાવચેતી રાખું છું. એ કારણથી જ મેં જયશિખરીને આજથી પંદર દિવસ પહેલાં સુલેહનું કહેણ મોકલ્યું હતું. મારી શરતો પણ બન્ને પક્ષને અનુકુળ આવે તેવી અને લાભદાયી હતી. પરંતુ જયશિખરી અને તેના કેટલાક મળતીયા રાજાઓને તે ન રૂચી. આપણું સૈન્ય અહીં આવી પહોંચ્યું તે પહેલાં તેમણે ભૃગુકચ્છનો કબજો કરેલો હોવાથી, પોતાની પ્રારંભિક ફતેહને લીધે ફુલાઈ જઇને ભવિષ્યમાં પણ પોતાનો પરાજય થવાનો જ નથી, એવા અભિમાન પૂર્વક તેમણે મારા કહેણનો અનાદર કર્યો છે. એટલે હવે યુદ્ધમાં જયશિખરી અને તેના મદદગારો તથા સૈનિકો આપણા હાથે કપાઈ જાય તોપણ આપણે બુદ્ધ ભગવાનના ગુન્હેગાર થઈશું નહિ. આપણી વાજબી માગણીનો તેણે સ્વીકાર ન કર્યો એથી મારી ખાત્રી છે કે વિજય આપણો જ છે. આવતી કાલે જ વેદધર્મીઓને આપણે મગતરાંની માફક ચોળી નાખીશું. શત્રુના આટલા લશ્કરને કાપી નાંખવામાં આપણને વધુ વખત ગાળવો પડે તેમ નથી. માટે આજે રાત્રીએ તમે વિશ્રાંતિ લ્યો. આવતી કાલે સૂર્યવંશી રાષ્ટ્રકુટોના પ્રચંડ પ્રતાપનું ભાન વેદધર્મીઓને કરાવો."

બૌદ્ધ સમ્રાટના વીરત્વભર્યા ઉત્તેજક ભાષણની સમાપ્તિ થતાં 'જય! બૌદ્ધ ધર્મનો જય!', 'જય! બુદ્ધ ભગવાનનો જય,' એવા હર્ષનાદોથી તેના પ્રચંડ લશ્કરે આખા મેદાનને ગજાવી મેલ્યું, અને સર્વે ખાનપાન કરીને આરામ લેવાના વિચારથી પોતપોતાને સ્થાનકે ચાલ્યા ગયા. બૌદ્ધ સમ્રાટે પણ પોતે આજની રાત્રી આરામ લેવાનો વિચાર રાખેલો હોવાથી, તે પણ પોતાને માટે ઊભો કરવામાં આવેલા તંબુમાં જઇને રાત્રીભોજન કરીને પોઢી ગયો. પરંતુ સુરસેન, તેનો સરદાર સામંતસિંહ, ધ્રુવપટુ અને પેલા ત્રણ બૌદ્ધ સરદારોને શાંતિ ન હતીઃ તેમણે આખી રાત્રી નિદ્રા વિનાની ગાળી હતી. તેમણે પોતપોતાની ટુકડીઓના તમામ માણસોને ગુપ્ત રીતે અમુક અમુક સૂચના આપી દીધી હતી. એક–બે–વખત ચંદ્રસેનના ગુપ્ત ચરો પણ તેમની પાસે આવી ગયા હતા; અને તેમના તરફની બાતમી આપી ગયા હતા.

બીજા દિવસનું પરોઢ થયું. બન્ને પક્ષના સૈન્યોમાં જાગ્રતિ થઈ ગયાં. જયશિખરીએ પોતાના અશ્વને મોખરે રાખ્યો હતો. તે પ્રમાણે બૌદ્ધ સમ્રાટ એક હાથી ઉપર સોનાથી મઢેલી અંબાડી ઉપર બેસીને પોતાના લશ્કરની મોખરે રહ્યો હતો. તેણે સુરસેન અને પોતાના સરદારોની સલાહથી પોતાના સૈન્યને અર્ધચંદ્રકાર વ્યૂહમાં ગોઠવ્યું હતું. એ વ્યૂહરચનાની મધ્યમાં બૌદ્ધ સમ્રાટ, એક પાંખ તરફ સુરસેન અને ધ્રુવપટુ તથા બીજી પાંખ તરફ પેલા ત્રણ સરદારો ગોઠવાઈ ગયા હતા. એમ કરવામાં સુરસેન વગેરેનો ખાસ હેતુ હતો. પોતે જો બૌદ્ધ સમ્રાટથી દૂર રહે તો જરૂર પડે ત્યારે છૂપી રીતે, તેમનું ધ્યાન ખેંચ્યા સિવાય શત્રુની છાવણીમાં પોતાના સૈન્યને મોકલી શકાય. તેમના સૈન્યના મોખરામાં ઘોડેસ્વારો તથા હાથીઓને રાખવામાં આવ્યા હતા અને તેમની પાછળ પાયદળ લશ્કરને રાખવામાં આવ્યું હતું.

પૂર્વે ચંદ્રસેન અને સુરસેને સામંતસિંહ દ્વારા તથા રૂબરૂમાં જે જે મસલહતો ચલાવીને સંકેતો કરી રાખ્યા હતા એ બધા આજે પૂરા થવાના હતા. ક્યારે રણસંગ્રામ શરૂ થાય તેનીજ સુરસેન રાહ જોઈ રહ્યો હતો. તેનો વિચાર પુષ્કળ ધમસાણ મચે કે તુરત પોતે એ તકનો લાભ લઇને વેદધર્મીઓની છાવણીમાં સૈન્યને મોકલવું તથા ત્યાંથી રૂપસુંદરી અને વિમળદેવીને ઉપાડી લાવવી. એવો હતો. તેણે ધાર્યું હતું કે અત્યારે છાવણીમાં વધુ માણસો નહિ હોય એટલે પોતાના બેએક હજાર સૈનિકોને મોકલવાથી એ અરક્ષિતા રમણીઓને ઉપાડી લાવતાં વાર નહિ લાગે. વળી ઘણું કરીને પોતાની સૂચના પ્રમાણે છાવણીના રક્ષણ માટે ચંદ્રસેનના જ માણસોને રાખવામાં આવ્યા હશે. એટલે વિશેષ શ્રમ લેવો પડશે નહિ. છાવણીના રક્ષણ માટે ચંદ્રસેનના બેહજાર માણસો રાખવામાં આવ્યા હતા એ વાત ખરી હતી. તેણે પોતેજ એ બાબત જયશિખરીને સૂચના કરી હતી અને જયશિખરીએ પણ વગર આનાકાનીએ જ તે સૂચના સ્વીકારી લીધી હતી. પરંતુ તેણે પોતાના માણસોને પણ સ્ત્રીવર્ગના રક્ષણ માટે રાખ્યા હતા અને વીરભદ્રને સૂચના કરી મૂકી હતી કે પોતે સૈન્ય લઇને વિદાય થાય ત્યાર બાદ તેણે રૂપસુંદરી, વિમળદેવી વગેરેને નિશ્ચિત કરી રાખેલી ટેકરી પર ચડાવી દેવાં અને છાવણીમાંથી કોઈ પણ માણસને બહાર જવા દેવો નહિ કિંવા કોઈ પણ અજાણ્યા કે શક પડતા માણસને અંદર દાખલ થવા દેવો નહિ. વેદધર્મી સૈન્ય છાવણીમાંથી યુદ્ધના મેદાન તરફ જવાને વિદાય થયું, તેને બીજે દિવસે જ સ્વામીભક્ત વીરભદ્રે પોતાના માલિકની આજ્ઞાનુસાર બધો બંદોબસ્ત પકકે પાયે કરી રાખ્યો હતો. સ્ત્રીવર્ગના રક્ષણને માટે કરેલી ખાસ

ગોઠવણુની માહિતી ચંદ્રસેનને પણ મળી શકી ન હતી. કેમકે છાવણીની અંદરના માણસોનું આધિપત્ય વીરભદ્રને સોંપાયેલું હોઇને તેની આજ્ઞા સિવાય છાવણીમાંથી કોઇ પણ માણસ બહાર નિકળી શકે તેમ નહતું. એટલે ચંદ્રસેનને કોઇ ખબર આપી શકે તેમ ન હતું. અર્થાત્ જ્યારે ચંદ્રસેનને એ બાબતની માહિતી ન હતી, ત્યારે સુરસેનને તો તેની ગંધ પણ ન હોય એ દેખીતું છે. પોતાનો ગુપ્ત સંકેત પેલા ભેદી મનુષ્યે જાણી લીધો છે અને તેણે જયશિખરીને માહિત કરી લીધો છે એવી તો એ કાવતરાખોરોને લેશ પણ શંકા આવી ન હતી. એટલે પોતાનું કાર્ય અલ્પ સમયમાં જ સિદ્ધ થઈ ચૂકશે એથી આશામાં ને આશામાં તે નિશ્ચિંતપણે તત્પર બની રહ્યા હતા.

---

## પ્રકરણ ૩ જું.

---

### સંગ્રામ.

પરોઢ થયું. વેદધર્મી સૈનિકો દંતધાવન અને શૌચસ્નાનાદિ કરીને તૈયાર થઇ ગયા. આગલી રાત્રે કરી રાખેલી ગોઠવણ પ્રમાણે સૈન્ય ગોઠવાઈ ગયું. જયશિખરી વીરધ્વજને પોતાની સાથે રાખીને લશ્કરની તમામ હારોમાં ફરી વળ્યો. સ્થળે સ્થળે સૈનિકો ભક્તિભાવપૂર્વક જયશિખરીને પ્રણામ કરતા હતા, અને કહેતા હતા કે "મહારાજ! આ ધર્મયુદ્ધમાં અમે જીવનની આશા કરીને આવ્યા નથી. વેદધર્મનિંદક નાસ્તિક બૌદ્ધોનો નાશ કરવો કિંવા ધર્મ રક્ષણને

માટે પ્રાણ આપી સ્વર્ગના દેવોની સાથે સ્થાન મેળવવું, એજ અમારો ઉદ્દેશ છે. એ ઉદ્દેશ પાર પાડવામાં અમે કદીપણ પાછી પાની કરી નથી. અમારા વડવાઓએ પોતાનાં પ્રરાક્રમો વડે ગુર્જરરાષ્ટ્રની કીર્તિને જે રીતે ટકાવી રાખી છે, તે રીતે અમે પણ અમારા દેશની પ્રતિષ્ઠાનો લોપ થવા નહિ દઇએ. આપની આગેવાની નીચે વિજય આપણો જ છે એવી અમારી ખાત્રી છે. તેમ છતાં કદાચ વિજયની આશા નહિ રહે, તો પણ પરાજિત થઇને અમે પાછા તો નહિ જ ફરીએ, મહારાજ!"

જયશિખરી પણ આનંદથી ઉભરાઇ જતા અંતઃકરણે બોલ્યો: "ધન્ય છે, ધન્ય છે, મારા ગુર્જર વીરો!

"નીજ માતાની કુખ, ઉજાળજો ઓ ગુર્જરો!
કરજો રાતાં મુખ, વિજય ધ્વજા ફરકાવીને!"

સૈનિકોએ "વ્યાસનારાયણનો જય" ની ગર્જનાથી જયશિરીના પ્રોત્સાહક શબ્દોને સહર્ષ વધાવી લીધા.

પછી જયયિખરીએ ચંદ્રસેન, કચ્છના રાવ, ગુહાદિત્ય, વિજયસેન, વિક્રમાજીત, શ્રીનગરના રાણા વગેરેને એકત્ર કર્યા અને કહ્યું: "પરોઢ થયું છે! આજે પ્રાતઃકાળે યુદ્ધ કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો છે. પરંતુ તેઓ હલ્લો કરે તેની રાહ નહિ જોતાં આપણે સાવધ બની રહેવાની જરૂર છે. બૌદ્ધ સમ્રાટ અન્યાય યુક્ત પગલું નહિ ભરે એવી હું ખાત્રી રાખી શકું છું. પણ સુરસેન તેમજ સમ્રાટના સરદારો ઉપર વિશ્વાસ રાખી શકાય નહિ. સુરસેનના સ્વભાવનો એક વખત આપણને પરિચય મળેલો છે એટલે કદાચ તે એકાએક આપણા ઉપર હલ્લો કરે એ પણ બનવાજોગ છે. માટે આપણે તો તૈયાર જ રહેવું.

વીરધ્વજે કહ્યું: " મહારાજ ! અમે સર્વ તૈયાર જ છીએ. પરંતુ આપણે જાણીએ છીએ કે બૌદ્ધ સમ્રાટનું સૈન્ય આપણા સૈન્ય કરતાં મોટું છે. એટલે પ્રથમ તેમને હલ્લો કરવા દઇને આપણે આપણો બચાવ કરવો એ મને યોગ્ય લાગે છે. એથી એ લોકો વિશેષ થાકશે, એટલે પાછળથી આપણે તેમના ઉપર હલ્લો કરવામાં સફળતા મેળવી શકીશું.

" વીરધ્વજ! તમારી સલાહ ઠીક છે. " શ્રીનગરનો શૂરવીર રાણો બોલ્યો: " પરંતુ એમ કરવાથી આપણો પક્ષ નિર્બળ છે એવી કલ્પના શત્રુ કરી લેશે. વળી આપણા સૈનિકો કાંઈ કાયર નથી. આપણો એક એક માણસ દશ દશ બૌદ્ધોને પૂરો પડે તેવો છે. અત્યાર સુધી આપણે ફતેહ મેળવતા આવ્યા છીએ; એટલે આ વખતે પણ આપણને ફતેહ જ મળશે. એ બાબતમાં શંકા આણવાનું કારણ નથી."

" હું પણ એમ જ ધારૂં છું. " જયશિખરી બોલ્યો: ' આપણામાં કહેવત છે કે ' પહેલો ઘા પરમેશ્વરનો ' માટે તેમના તરફથી યુદ્ધનો પ્રારંભ થતાંની સાથે જ આપણે પણ હલ્લો કરવો. આપણે પહેલા સપાટે જ બૌદ્ધોને નિરુત્સાહી બનાવી દઇશું. એક વખત તેઓ નિરુત્સાહી બન્યા, એટલે પછી તેમને પરાસ્ત કરવામાં વાર લાગશે નહિ. "

આ પ્રમાણે પોતાની વિરૂદ્ધ દલીલો થતી જોઇને વીરધ્વજ શાંત રહ્યો. તેને એમ પણ વિચાર થયો કે જો હું મારી સૂચનાને આગ્રહ પૂર્વક વળગી રહીશ તો આ લોકો મને નિર્બળ અને કાયર મનનો ગણશે. એ વિચારથી તેના મનમાં અભિમાન સ્ફુર્યું. તે બોલ્યો: " મહારાજ ! મેં સામો હલ્લો નહિ કરવાની સૂચના રજુ કરી એથી આપ મને કાયર દિલનો સમજશો નહિ. વેદધર્મના રક્ષણને અર્થે

સિંધુપતિ **સમરસેન** મહારાજની આજ્ઞાથી હું આવ્યો છું. એટલે ધર્મ-રક્ષણને માટે પ્રાણાર્પણ કરવો પડે તો પણ તેમાં હું પાછી પાની નહિ જ કરૂં."

"શાહબાસ! **વીરધ્વજ**! તમારી વીરતાને માટે અમને લેશ પણ શંકા નથી. અત્યાર સુધીમાં અનેક પ્રસંગોમાં તમે તમારા વીરત્વની પ્રતીતિ કરાવી છે અને આ વેળાએ પણ તમારા જેવા વીર પુરુષોને લીધે **વ્યાસનારાયણ** ભગવાન્ આપણને ફતેહ અપાવશે એ નિઃસંશય છે." જયશિખરીએ **વીરધ્વજનું** અભિવાદન કર્યું.

પરંતુ તેના એ શબ્દોની ચંદ્રસેનાદિ ચંડાળ ચોકડીના મન ઉપર જૂદી જ અસર થઈ. **વીરધ્વજ** પ્રતિના જયશિખરીના પક્ષપાતને લીધે તેઓ વિશેષ ઉશ્કેરાયા. કેટલાક બીજા રાજાઓનાં મન પણ દ્વિધા બન્યાં. પરંતુ એ વખતે સર્વે મૌન જ રહ્યા.

* * * * *

સૂર્યોદય થઇ ગયો હતો. સૂર્યદેવનાં પ્રાતઃકિરણો બન્ને પક્ષના યોદ્ધાઓ ઉપર પડીને તેમના ચ્હેરાને રક્ત બનાવતાં તથા તેમનાં શસ્ત્રોને ચમકાવતાં હતાં. જાણે ભગવાન્ સૂર્યદેવ આ યુદ્ધ નિહાળવાને પધાર્યા હોય તેવી રીતે મંદ મંદ ગતિએ પૂર્વ દિશામાં આકાશમાં ઉંચે ને ઉંચે વધતા હતા. ન્હાની ન્હાની વાદળીઓ નભમાં તરતી દેખાતી હતી. બરફના જેવો તેનો શ્વેત રંગ અને ન્હાના પ્રકારનાં વિમાનોના જેવો તેનો આકાર, પ્રેક્ષકોનાં મનમાં એવી કલ્પના સ્ફુરાવતો હતો કે સ્વર્ગના દેવતાઓ વિમાનમાં બેસીને નાસ્તિક બૌદ્ધો અને વેદધર્મીઓની વચ્ચેના યુદ્ધનું નિરિક્ષણ કરવાને આવેલા હોવા જોઇએ. જયશિખરીએ સૂર્યદેવને નમસ્કાર કરીને પોતાનો અશ્વ આગળ ચલા-



બૌદ્ધ સમ્રાટ પોતાનો અવાજ સાંભળી શકે એટલું છેટું
રહ્યું એટલે જયશિખરી બોલ્યો: પૃષ્ઠ ૨૭.

ચ્યો. તેની પાછળ તેનું સૈન્ય પણ વધવા લાગ્યું. બૌદ્ધ સમ્રાટે પણ વેદધર્મીઓને આવતા જોઈને પોતાના સૈન્ય સાથે તેમનો સત્કાર કરવાને સામો ધસારો કર્યો: બન્ને પક્ષોએ પોતપોતાની પતાકા ચડાવીને, સામસામા બાણુ છોડીને સલામી આપવાનો શિષ્ટાચાર પૂર્ણ કર્યો.

બૌદ્ધ સમ્રાટ પોતાનો અવાજ સાંભળી શકે એટલું છેટું રહ્યું, એટલે જયશિખરી બોલ્યો: " કાન્યકુબ્જાધીશ ! તમારા સુલેહના કહેણનો સ્વીકાર કરવાનું અમારા વેદધર્મ રાજમંડળને યોગ્ય ન લાગ્યું તે માટે હું દિલગીર છું. જો મારી પોતાની સ્વતંત્રતાનો ઉપયોગ કરી શકાય તેમ હોત તો કદાચ મેં તમારી માગણી માન્ય કરી જ હોત. કેમકે હું પણ તમારી માફક નિર્દોષ મનુષ્યોનો નિષ્કારણ ઘાત કરાવવાનું પસંદ કરતો નથી. પરંતુ મારે વેદધર્મ રાજમંડળની આજ્ઞાને અનુસરીને ચાલવાનું હોવાથી હું તમારી ઇચ્છાને અનુકુળ થઇ શક્યો નથી. અમારા રાજમંડળે ઠરાવ કર્યો છે કે કાં તો આ પ્રદેશમાંથી બૌદ્ધોએ અથવા તો વેદધર્મીએ દેશવટો લેવોજ જોઇએ. એક મિયાનમાં બે તલ્વારો સમાઇ શકે નહિ. આજે જ તેનું પરિણામ જણાઈ આવશે અને કોનો અધિકાર આ દેશ ઉપર ચાલવાનો છે તે નક્કી થશે. "

જેમ જેમ જયશિખરીનું કથન શ્રવણ કરતો ગયો તેમ તેમ બૌદ્ધ સમ્રાટના મનમાં તેને માટે વિરૂદ્ધ જ અભિપ્રાય બંધાવા લાગ્યો. તેણે એવી કલ્પના કરી કે જયશિખરી વાક્ચાતુર્યથી પોતાનો દોષ વેદધર્મ રાજમંડળ ઉપર ઢોળી પાડે છે. એટલે તે બોલ્યો: " ગુર્જરેશ્વર! તમે મારા કહેણને ગણકાર્યું નહિ તેની મને ચિંતા નથી. મેં કાંઈ મારી નિર્બળતાને લીધે તમારા ઉપર સુલેહનું કહેણ મોકલ્યું ન હતું.

પરંતુ મારા સૈન્ય કરતાં તમારૂં સૈન્ય બહુજ ન્હાનું હોવાથી તમારા માણસોની દયા આવવાને લીધે જ મેં તમને સુલેહ કરવાની શિખામણ આપી હતી. એ શિખામણ તમને કિંવા તમારા રાજમંડળને–ગમે તેને રૂચતી ન આવી, તેની હવે મને લેશ પણ પરવા નથી. તમે મારી ગેરહાજરીમાં ભૃગુકચ્છનો કબજો કર્યો, તેમજ નર્મદા નદી પાર કરતાં એ તરફના ભાગના મારા અજાણપણાનો લાભ લઇને તમારા માણસોએ મને અટકાવ્યો. એથી તમે જો ફુલાઈ જતા હો તો એ તમારી ભૂલ છે. મારામાં કેટલી શક્તિ છે તેની ખરી ખબર તો આજે જ પડશે. હું પણ તમારી માફક જ આ પ્રદેશમાં એક પક્ષનું વર્ચસ્વ રહે એવું ઇચ્છું છું. પરંતુ મારી ને તમારી માનિનતામાં સહેજ તફાવત છે. તમે એક ધર્મના ભોગે બીજા ધર્મનું સ્વાતંત્ર્ય ઇચ્છો છો. મારી ઇચ્છા એવી છે કે ગુજરાતમાં અમારૂં વર્ચસ્વ સ્થાપીને બૌદ્ધો અને વેદધર્મીઓ બન્નેને પોતપોતાના સંપ્રદાયમાં સ્વતંત્રપણે વિચરવા દેવા. આ યુદ્ધનું છેવટ આજે જ અને આ સ્થળે જ લાવવાનો તમારો વિચાર મને પણ પસંદ પડ્યો છે. તો તે છેવટ આણવાને માટે તમે પહેલાં યુદ્ધનો આરંભ કરો. તમે એક વખત મારા જામાત્રને પરાજિત કરેલો હોઇને અત્યારે જો હું પ્રથમ હલ્લો કરૂં તોપણ ન્યાયની દૃષ્ટિએ તે અનુચિત ગણાશે નહિ. તદપિ તમારૂં સૈન્ય ન્હાનું હોવાથી પ્રથમ તમને જ હલ્લો કરવાની તક આપવી એવી મારી ઇચ્છા છે. ”

જયશિખરી બોલયો: “ બૌદ્ધ સમ્રાટ ! હું એમ ધારતો હતો પ્રથમ તમે જ હલ્લો કરશો; અને તેથી તમારા હલ્લાને ખાળી રાખવાને હું તૈયાર જ ઊભો હતો. પરંતુ જ્યારે તમે મને આમંત્રણ કર્યું છે ત્યારે હવે તમે પ્રથમ હલ્લો કરવાનું આપેલું માન હું આનંદપૂર્વક

સ્વીકારૂં છું.” તે પોતાના સૈનિકો તરફ ફરીને બોલ્યો: “ ચાલો, મારા યોદ્ધાઓ ! સાવધ થાઓ અને આ બકરાંના ટોળામાં પડીને તેમનો નાશ કરી નાખો. બોલો, વ્યાસનારાયણનો જય ! ભદ્રેશ્વરી દેવીનો જય ? વેદ ધર્મનો જય ! ”

વેદધર્મીઓએ પણ પોતાના સેનાનાયકના શબ્દો ઉપાડી લીધા અને તેઓ જોસભેર બૌદ્ધ સૈન્ય તરફ ધસ્યા. લગભગ બે લાખ બૌદ્ધોની સામે પચીસ હજાર વેદધર્મીઓને લડવાનું હતું! હાથોહાથની લડાઇ શરૂ થઈ. જયશિખરીની આસપાસ તેના અંગરક્ષકો વીંટળાઈ વળ્યા હતા. તેના સૈનિકો બૌદ્ધો ઉપર તુટી પડ્યા હતા. વિરધ્વજ અને શ્રીનગરનો રાણો પણ શત્રુના સૈન્યમાં ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી રહ્યા હતા. વર્ધમાનપુરીના વિજયસેનાદિએ પણ બાકી રાખી ન હતી. માત્ર ચંદ્રસેન, કચ્છાધીશ અને ગુહાદિત્યની ત્રિપુટીએ સક્રિય ભાગ લીધો ન હતો. તેઓ પાછળ ઊભા રહીને ઠંડે પેટે તમાશો જોતા હતા. જયશિખરી પોતાના સૈન્યમાં ,ચોતરફ ફરતો, દરેકને ઉત્તેજન આપતો હતો. લગભગ મધ્યાન્હ સુધી તો ગુર્જરોએ પોતાનું પાણી બતાવ્યું. બૌદ્ધ સમ્રાટ પણ આ મૂઠ્ઠીભર માણસોને પોતાના વિશાળ સૈન્યનો કચ્ચર ઘાણ વાળતા જોઇને છક્ક બની ગયો. પરંતુ મધ્યાન્હ વિતતાં રંગ બદલાઈ ગયો ! હલ્લાના પ્રારંભમાં લીધેલા અતીવ શ્રમથી ગુર્જરો થાકી ગયા, વીરધ્વજના સિંધીઓમાંના ઘણાખરા કપાઈ ગયા, શ્રીનગરના જેઠવા અને વર્ધમાનપુરીના સૈન્યની પણ એજ દશા થઈ. બૌદ્ધધર્મીઓને પણ નુકસાની તો મોટી સહન કરવી પડી હતી. તેમ છતાં પણ હજી સુધી કોઇએ મચક આપી ન હતી. ગુર્જરો બૌદ્ધોને કહેવા લાગ્યા: “ કાપુરુષો ! પાછા હઠશો નહિ. આજે તમારો અંતિમ મોક્ષ લાવવાનો અમે નિશ્ચય કર્યો છે. માટે

હ્યો, આ ધાવ ! જો સામેથી લેશો તો સ્વર્ગની અપ્સરાને પામશો! નહિ તો નરકનાં દ્વાર તમારે માટે ખૂલ્લાં જ છે!" એ પ્રમાણે તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું. હજી પણ વિજયશ્રી કોના ઉપર પોતાનો કળશ ઢોળશે તે નક્કીપણે કહી શકાય તેમ ન હતું. પોતાના માણુસોને તદ્દન થાકી ગયેલા જોઇને જયશિખરીએ ચંદ્રસેન તથા કચ્છાધીશને તેમના માણસો સાથે ધસી આવવાને જણાવ્યું. નવીન લશ્કરને આવેલું જોઇને ગુર્જરોને વિશેષ શૌર્ય ચડ્યું. બૌદ્ધ સૈનિકોના મનમાં ભય ઉપસ્થિત થયો. તેમણે અત્યારસુધીમાં ગુર્જરોનો હાથ જોયો હતો. તેમાં આ બીજા માણસોને મળેલા જોઇને સ્વાભાવિક રીતે જ તેમને ભીતિ ઉત્પન્ન થઈ. પરંતુ એકાદ ઘટિકામાં તો તેમની એ ભીતિ સદંતર નાશ પામી ગઈ. એકાએક જયશિખરીની પીઠ પર તલવારનો ઘા થયો. એ વખતે જયશિખરી પોતાના અંગરક્ષકોથી છૂટો પડી જઇને ચોતરફ ઘુમતો હતો. એ ઘા કોના તરફથી થયો તેની ખબર રહી નહિ. પરંતુ તે એટલા જોરથી થયો હતો કે વસ્ત્રની અંદર પહેરેલા લોખંડના બખતરને ભેદીને તે ખભામાં ઊંડો પેસી ગયો હતો. તે તલવારના આઘાતથી ઘોડા ઉપરથી લચી પડ્યો. પરંતુ નજીકમાં ઉભેલા એક સૈનિકે તેને નીચે પડતો અટકાવી રાખ્યો. તે ઘોડા ઉપર જ બેભાન બની ગયો. ક્ષણમાત્રમાં જયશિખરી ઘાયલ થયાના સમાચાર વેદધર્મી સૈન્યમાં પ્રસરી ગયા. ચંદ્રસેન, કુચ્છાધીશ, વિજયસેન, વીરધ્વજ વગેરે જે બાજુએ લડતા હતા ત્યાંથી જયશિખરીની પાસે આવી પહોંચ્યા. ગુર્જરેશ્વરની આવી સ્થિતિ જોઇને તમામ સ્થંભી ગયા. યુદ્ધ ચાલુ રાખવું કે કેમ તેનો વિચાર થઈ પડ્યો. પરંતુ હવે ચંદ્રસેનના હાથમાં વેદધર્મ રાજમંડળનું આધિપત્ય આવેલું હતું. એટલે એકદમ તેણે વેદધર્મીઓને લડતા બંધ કરાવી દીધા અને સુલેહદર્શક શ્વેત ધજા ચડાવીને બૌદ્ધ

સમ્રાટને સમાચાર કહેવરાવ્યા કે ' અમારા વેદધર્મ રાજમંડળના અધ્યક્ષ ઘાયલ થયા છે. માટે હાલ તુરત યુદ્ધ મુલતવી રાખવું. '

બૌદ્ધ સમ્રાટે પણ એ સૂચનાનોસ્વીકાર કરીને તેને તુરત અમલમાં મૂકી, અને સૈન્યને પાછું ફેરવીને કામ ચલાઉ છાવણી તરફ વાળ્યું. ગુર્જરો પણ પોતાના ઘવાએલા મહારાજાને એક ડોળીમાં સંભાળ પૂર્વક રાખીને પોતાની છાવણી તરફ ચાલ્યા ગયા. એ પ્રમાણે આજના દિવસના યુદ્ધનો અંત આવ્યો-એમ કહીએ તોપણ ચાલે કે બૌદ્ધો અને વેદધર્મીઓ વચ્ચેના ધર્મયુદ્ધનો પણ અંત આવ્યો !

---

## પ્રકરણ ૪ થું.

### સુરસેનની નિરાશા.

જે વખતે રણક્ષેત્રમાં બૌદ્ધો અને વેદધર્મીઓ વચ્ચે તુમૂલ યુદ્ધ ચાલી રહ્યું હતું, તે વેળાએ સુરસેને પોતાના સરદાર સામંતસિંહને બે હજાર માણસો સાથે વેદધર્મીઓની છાવણી તરફ મોકલ્યો હતો. તેને સૂચના કરી હતી કે કોઈ પણ ઉપાયે રૂપસુંદરી અને વિમળદેવીને હસ્તગત કર્યા સિવાય પાછા ફરવું નહિ. પ્રથમ આ કાર્યને માટે સુરસેનનો વિચાર પોતે જવાનો હતો. પરંતુ દીર્ઘ વિચાર કરતાં તેને લાગ્યું કે એમ કરવાથી પોતાની ગેરહાજરી જોવાથી કદાચ બૌદ્ધ સમ્રાટને શંકા પડે તો બધું કામ કથળી જાય. એટલે તેણે સામંતસિંહને જ મોકલવાનો નિશ્ચય

કર્યો. વળી છાવણીમાં મોટે ભાગે ચંદ્રસેનના માણસો જ છે એમ તે ધારતો હતો. એટલે પોતાનો હેતુ સિદ્ધ થવા બાબત તેને કશી પણ ચિંતા ન હતી.

સામંત પોતાના કિંવા વિરૂદ્ધ પક્ષના માણસોને શંકા ન પડે તે માટે આડે માર્ગે ફંટાઇને ચાલ્યો ગયો. તેનો ઈરાદો વેદધર્મીઓની છાવણી પર પાછળની બાજુથી છાપો મારવાનો હતો. કેમકે એ પ્રમાણે કરવાથી બૌદ્ધોએ હલ્લો કરેલો છે એવી છાવણીમાંના કોઇ પણ માણસને શંકા ન આવે. લગભગ મધ્યાન્હ સમયે તે છાવણીની પાછલી બાજુએ આવી પહોંચ્યો. ત્યાં પહોંચ્યા બાદ પોતાની સાથેના ઘોડેસ્વારોને તેણે એક ઘડીવાર વિશ્રાંતિ લેવા દીધી. તેઓ પોતાની સાથે ભાતું લાવેલા હતા. તે ખાઇને તૈયાર થઈ ગયા. પછી સામંતે પોતાના લશ્કરના બે ભાગ કરી દીધા અને બે બાજુથી છાવણી પર મારો ચલાવવાને તે ધસ્યો. એક ભાગની આગેવાની તેણે પોતે રાખી હતી અને બીજા ભાગની પોતાના હાથ નીચેના સરદારને સુપ્રત કરી હતી. છાવણીની અંદરના ભાગની તેને સંપૂર્ણ માહિતી હોવાથી તે જે ભાગમાં સ્ત્રીવર્ગને માટે ગોઠવણ કરવામાં આવી હતી, તે ભાગ તરફ પોતાની ટુકડીને લઇને ચાલ્યો. જેમ જેમ તેઓ આગળ વધવા લાગ્યા તેમ તેમ તેમના ઉપર કોઈ અદશ્ય સ્થળેથી તીરોનો વર્ષાદ વરસવા લાગ્યો. પ્રથમ તો સામંત આ તીરો કઇ તરફથી આવે છે તે સમજી શક્યો નહિ. પરંતુ ચોતરફ બારિક નજર કરતાં એક ટેકરી ઉપરથી તીરો આવતાં જણાયાં. એ તીરોના આઘાતથી તેના કેટલાક માણસો પડયા હતા. પરંતુ તેની દરકાર નહિ કરતાં સામંત આગળ ધસ્યો. છતાં પણ તીરોનો એટલો સખ્ત વર્ષાદ વરસવા લાગ્યો કે આગળ વધવાનું કામ કઠણ થઈ પડ્યું. તેના મનને ડર પેદા થયો કે

ચંદ્રસેનના માણસો ફરી તો નહિ ગયા હોય, કિંવા પોતાની હીલચાલની જયશિખરીને માહિતી તો નહિ મળી ગઇ હોય ? કેમકે તીરોના મારા પરથી ઓછામાં ઓછા તે મારો ચલાવનારા હજાર-પંદરસો હોવા જોઇએ, એમ તે સમજી શક્યો હતો. જે ટેકરી પરથી તીરોનો વર્ષાદ વરસતો હતો, તેની નજીક તે જઇ પહોંચ્યો હતો. હવે તે ટેકરી ઉપરના માણસોને સ્પષ્ટપણે જોઇ શકતો હતો. તેણે ત્યાં કેટલીક સ્ત્રીઓને વીંટળાઇને મોટા સૈન્યને ઊભેલું જોયું. સ્ત્રીઓ ટેકરીના સહુથી ઉંચાણના ભાગ પર હોવાથી, તેમનાં વસ્ત્રો ઉપરથી ઓળખાઈ જતી હતી.

હવે સામંતને પોતાની સ્થિતિનો ખ્યાલ આવી ગયો. તેણે વિચાર્યું: ' જયશિખરીને બાતમી મળી હોય કિંવા નહિ, પરંતુ તેણે સંપૂર્ણ સાવધતા રાખેલી જણાય છે. જો આ ટેકરી પર પહોંચી શકાય તો જ રૂપસુંદરી અને વિમળદેવી હાથ લાગી શકે તેમ છે ! ' એ પ્રમાણે વિચાર કરીને તે પોતાના લશ્કરને ત્યાં રાખીને પોતે પાંચ સાત માણસો સાથે બીજી ટુકડી જે બાજુ તરફ હતી તે તરફ ચાલ્યો ગયો. એ ટુકડીના સરદારને કેટલીક સૂચના કરીને તેને પોતાની ટુકડી તરફ મોકલી આપ્યો અને પોતે આ ટુકડીની આગેવાની લઇને ટેકરી પર ચડવાનો નિશ્ચય કર્યો. આ કાર્યમાં તેને કાંઇક ફતેહ મળી. તે પોતાના માણસો સાથે ટેકરી સુધી આવી પહોંચ્યો ત્યાં સુધીમાં શત્રુ તરફનો મારો તેને સહન કરવો પડ્યો નહિ. કેમકે ટેકરી ઉપરના માણસોનું લક્ષ સામી બાજુએ હોવાથી તેઓ એ તરફ મારો ચલાવતા હતા.

ટેકરી પાસે આવીને સામંતે અર્ધા માણસોને અશ્વો સાથે બાજુમાંની ઝાડીમાં રાખી મૂક્યા અને અર્ધા માણસો પગપાળા થઇને જરી પણ અવાજ કર્યા સિવાય ઉંદરની માફક ટેકરીપર ચડવા લાગ્યા.

તેઓ અર્ધી ટેકરી ચડ્યા હશે ત્યાં ઉપરના માણસોને તેમની હીલચાલનો સંશય આવ્યો હોય એમ લાગ્યું. કેમકે હવે તેમના ઉપર પણ તીરો આવવા લાગ્યાં; અને તેમનામાંના માણસો તીરના આઘાતથી ટપોટપ ટેકરી પરથી દડી પડવા લાગ્યા. એ પ્રમાણે લગભગ બસો–અઢીસો માણસો સામંતે ગૂમાવ્યા. હવે તેને પોતાનું કાર્ય સિદ્ધ થાય એમ લાગ્યું નહિ. જો પોતે દુરાગ્રહ કરશે તો કાં તો પોતાનો જાન જશે, કિંવા પોતાને વેદધર્મીઓના હાથમાં કેદ થવું પડશે એમ તેને લાગ્યું. એટલે તેણે આગળ વધવાને બદલે પાછા ફરવાની પોતાના માણસોને આજ્ઞા કરી. જ્યારે તેઓ નીચે આવ્યા ત્યારે પાંચસોમાંથી ફક્ત સોએક માણસો જીવતા રહેલા જણાયા. જ્યાં પોતાના બીજા માણસો સંતાયા હતા ત્યાં જઈને તેણે બધાને પાછા ફરવાની આજ્ઞા કરી. જે ટુકડીની આગેવાની પોતાના હાથ નીચેના સરદારને આપી હતી, તેને પણ હવે વિશેષ નહિ રોકાતાં પાછા ફરવાની સૂચના કરી. જ્યારે તેઓ પાછા ફરતા હતા ત્યારે તેમને માલૂમ પડ્યું કે શત્રુપક્ષને કશું પણ નુકસાન કર્યા સિવાય કે પોતાનો ઉદ્દેશ બર લાવ્યા સિવાય પોતે અર્ધો-અર્ધ માણસો અને તેટલા જ અશ્વો ગૂમાવી આવ્યા હતા. આ સ્થિતિ થએલી જોઇને સામંતને અત્યંત લાગી આવ્યું. પરંતુ તે કરે શું? જયશિખરીએ સ્ત્રીવર્ગના રક્ષણના સંબંધમાં રાખેલી સાવચેતીનો તેને વિચાર આવ્યા કરતો હતો. ચંદ્રસેન વગેરેમાંથી કોઈ ફુટ્યું તો નહિ હોય, એવી પણ તેને શંકા આવી હતી. પરંતુ તે કશું પણ નક્કી કરી શક્યો નહિ. તેજ દિવસે રાત્રીએ તે પોતાના માલિક પાસે પહોંચી ગયો.

એ વખતે સુરસેન પોતાના તંબુમાં બેઠો હતો. સામંતને આવેલો જોઇને તે બોલ્યોઃ " કેમ, સામંતસિંહ! ઉપાડી લાવ્યા ? "

આ પ્રશ્નનો સામંતસિંહ એકદમ ઉત્તર આપી શક્યો નહિ. તેને મૌન રહેલો જોઇને તથા તેનો ચ્હેરો કરમાઇ ગયેલો જોઇને સુરસેને પુનઃ પ્રશ્ન કર્યોઃ "સિંહ કે શિયાળ? નાસીપાસ તો નથી થયાને?"

"મહારાજ! જ્યાં જઇએ છીએ ત્યાં આપણું દુર્દૈવ સામું આવીને ઊભું રહે છે." સામંત બોલ્યોઃ "અમે ઠેઠ છાવણી પાસે પહોંચ્યા ત્યાં સુધીમાં તો કશો પણ વાંધો આવ્યો નહિ. પરંતુ ત્યાં મામલો જુદો જ દેખાયો. ચંદ્રસેને આપણને જણાવ્યું હતું કે તેના માણસોને છાવણીનું રક્ષણ કરવાને રાખવામાં આવ્યા છે. તે કદાચ ખરૂં હશે. પરંતુ છાવણીમાંની સ્ત્રીઓને તેમના તંબુમાં નહિ રાખતાં એક ટેકરી ઉપર ચડાવી દેવામાં આવી હતી અને ત્યાં ઓછામાં ઓછા બે હજારથી વિશેષ માણસો તેમનું રક્ષણ કરતા ઊભા હતા. અમે ટેકરી ઉપર ચડવાનો યત્ન કર્યો. પરંતુ અર્ધે પંથે પહોંચ્યા તે દરમિયાન એક હજાર માણસોને ગૂમાવ્યા. એટલે વિશેષ યત્ન કરવાનું નિરર્થક ધારીને, આપણા એક હજાર લગભગ શૂરવીરોનાં શબને ત્યાં પડતા મૂકી, અમે પાછા ચાલ્યા આવ્યા." એમ કહીને સામંતે શોકનો એક દિર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

સુરસેન પણ આ સમાચાર સાંભળીને નિરાશ બની ગયો. તેને જયશિખરી ઉપર ક્રોધ પણ ચડ્યો. પરંતુ એમ ગુસ્સો કરવાથી કાંઈ વળે એમ ન હતું. તે બોલ્યોઃ "પણ જયશિખરીએ પોતાની રાણી વગેરેને ટેકરીપર રાખીને પોતાના માણસોને તેમનું રક્ષણ કરવાને રાખેલા છે, એ બાબતની ચંદ્રસેને તો આપણને ખબર પણ આપી નથી!"

"કદાચ ચંદ્રસેન આપણી સાથે દગો પણ રમતો હોય!" જે શંકા પોતાના મનમાં ક્યારની રમ્યા કરતી હતી તે સામંતે પોતાના માલિક પાસે પ્રકટ કરી.

"ના, ચંદ્રસેન ઉપર શંકા લાવવાનું કારણ નથી. તેમજ તેની સાથેના રાજાઓ ફુટયા હોય એમ પણ મને લાગતું નથી. કેમકે આજે ચંદ્રસેનની વફાદારીની ખાત્રી થઇ ચૂકી છે. જે સૂચના મેં તેને કરી હતી તે તેણે બરોબર અમલમાં મૂકી છે—જયશિખરી સખ્ત ઘાયલ થયો છે અને વેદધર્મીઓનું લશ્કર સુલેહપ્રદર્શક પતાકા ચડાવીને પાછું ચાલ્યું ગયું છે."

આ સમાચાર સામંતે પહેલવહેલા જ સાંભળ્યા. એથી તેને આશ્ચર્ય અને આનંદ પણ થયો. માત્ર એક જ દિવસમાં આવું પરિણામ આવવાની વકી તેણે રાખી ન હતી. તે બોલ્યોઃ "ત્યારે તેના માટેની શંકા નકામી છે. મને લાગે છે કે જયશિખરીને આપણી કપટપટુતાનો અનુભવ મળેલો હોઇને કદાચ તેને સ્વાભાવિક રીતેજ પોતાની રાણી વગેરેને યોગ્ય રક્ષણ નીચે રાખવાનો વિચાર થઈ આવ્યો હોય એ બનવા જોગ છે."

"પરંતુ તો પછી ચંદ્રસેનને જયશિખરીની એ વ્યવસ્થાની માહિતી મળવી જ જોઈએ, અને જો મળી હોત તો તે આપણને જણાવ્યા સિવાય રહેત નહિ. અર્થાત્ આ ઉપરથી એવું અનુમાન થઈ શકે છે કે જયશિખરી તથા ચંદ્રસેન વગેરે છાવણીમાંથી યુદ્ધક્ષેત્ર તરફ આવવાને નિકળેલા ત્યાર પછી જ એ વ્યવસ્થા થયેલી હોવી જોઇએ. તેનો અર્થ એટલો કે જયશિખરીને ચંદ્રસેન ઉપર પણ વિશ્વાસ નહિ હોવો જોઇએ." સુરસેનના ફળદ્રુપ મગજે અનુમાન પરંપરા ચલાવી.

"આપનું અનુમાન મને પણ વાજબી અને બંધબેસતું લાગે છે." સામંતસિંહ બોલ્યોઃ "એમના રાજમંડળની સભામાં બૌદ્ધ સમ્રાટની માગણીનો સ્વીકાર કરવાના સંબંધમાં ચંદ્રસેન જયશિખરીની વિરૂદ્ધ પડેલો હોવાથી કદાચ જયશિખરીને તેના વર્તનને માટે શંકા

આવી હોય એ સંભવિત છે. ગમે તેમ હો પણ આપણી ધારણા બર આવી શકી નહિ."

"હા, પરંતુ એ માટે મને વિશેષ શોક થતો નથી. કેમકે જયશિખરી સખ્ત ઘાયલ થયો છે—મારી એક ઇચ્છા તો બર આવી છે. હવે જ્યાં સુધી જયશિખરી સાજો નહિ થાય ( અને તે સાજો નહિ જ થાય એવું મારૂં માનવું છે. ) ત્યાં સુધી વેદધર્મ રાજમંડળનું અધ્યક્ષપદ ચંદ્રસેનની પાસે રહેશે. મેં આપણા એક ગુપ્ત ચાર દ્વારા હવે શું કરવું તે ચંદ્રસેનને સૂચવી દીધું છે. એટલે અત્યારે આપણે આપણી બીજી ઇચ્છાને બર લાવી શક્યા નથી, તદપિ હવે પછી તેને પૂર્ણ કરવામાં વિઘ્ન નડશે નહિ."

પણ આ શો ચમત્કાર? આ સમયે બૌદ્ધસમ્રાટ અહીં ક્યાંથી? હા, બૌદ્ધસમ્રાટ સુધન્વા પોતે જ તે વેળાએ સુરસેનના તંબુમાં દાખલ થયો તેને જોઇને સુરસેન તથા સામંત બન્ને ચમકી ગયા અને સુરસેન એકદમ ઊભો થઇ ગયો.

## પ્રકરણ ૫ મું.

### બૌદ્ધ સમ્રાટની શંકા.

બૌદ્ધ સમ્રાટ સુરસેને આપેલા આવકારની ઉપેક્ષા કરતો સામંતને ઉદ્દેશીને બોલ્યોઃ "કેમ સામંતસિંહજી! અત્યારે આવા વેશે કેમ!"

આ પ્રશ્નનો શો ઉત્તર આપવો તે સામંતસિંહ નક્કી કરી શક્યો

નહિ. તે પોતાની કામગીરી ઉપરથી સીધો સુરસેન પાસે આવ્યો હતો. એટલે તેને બખ્તર, શસ્ત્રો આદિનો ત્યાગ કરવાનો પણ અવકાશ મળ્યો ન હતો. બૌદ્ધ સૈન્ય તો રણક્ષેત્રમાંથી ઘણો સમય થવાં પાછું ફર્યું હતું અને અત્યારે ભોજનકાર્ય આટોપીને આરામ લેતું પડયું હતું.

સામંતની ગભરાયેલી અવસ્થા સુરસેન જોઇ ગયો. જો સામંત સંતોષકારક જવાબ નહિ આપી શકે તો બૌદ્ધ સમ્રાટને શંકા આવશે એમ તેને લાગ્યું. એટલે સામંત પોતાને કરવામાં આવેલા પ્રશ્નનો કશો પણ જવાબ આપે તે પહેલાં જ તે બોલી ઉઠયો: " વેદધર્મીઓ પોતાની છાવણી ઉઠાવીને મૂળ જગ્યા તરફ રવાના થયા છે કે કેમ, એ બાબતની તપાસ કરવાને મેં સામંતસિંહને મોકલ્યા હતા. ત્યાંથી તે હમણાં જ આવ્યા છે. "

બૌદ્ધ સમ્રાટ એક પળવાર એ બન્ને જણા સામે વેધક દૃષ્ટિએ જોઇ રહ્યો; જાણે તેમના અંતરમાં રમી રહેલા વિચારોનું પોતાની દૃષ્ટિ વડે નિરિક્ષણ કરતો હોય એમ લાગતું હતું. તે બોલ્યો: " ત્યાં જઇને શી ખબર લાવ્યા? વેદધર્મીઓ ચાલ્યા ગયા છે કે હજી ત્યાંજ છે?"

આ દ્વિતીય પ્રશ્નથી સુરસેનને લાગ્યું કે પોતે પ્રથમ ગડાવેલી ગપમાં કાચું કાપ્યું છે ખરૂં. વેદધર્મીઓ ચાલ્યા ગયા છે કે રોકાયા છે, કિંવા તેમનો શો ઇરાદો છે તેની પોતાને કશી પણ માહિતી ન હતી. એટલે તે કાંઇ પણ ચોક્કસપણે કહી શકે તેમ ન હતું. તદપિ સમયસૂચકતા વાપરીને તેણે ગોળમટોળ જવાબ આપવાના ઇરાદાથી કહ્યું: " મહારાજ! હજી તો એ લોકો ત્યાં રોકાયા છે. પરંતુ તેમનો છાવણી ઉઠાવીને ચાલ્યા જવાનો ઇરાદો છે. "

પોતાના ખુલાસાથી બૌદ્ધ સમ્રાટને સંતોષ થયો છે કે કેમ એ જાણવાનો સુરસેને યત્ન કર્યો. પરંતુ સમ્રાટનો પ્રશાંત ચ્હેરો પૂર્વવત્

ગંભિરજ હતો. તેના ચ્હેરાપર સંતોષ કિંવા અસંતોષ, ક્રોધ કિંવા હર્ષ કશા પણ વિકારનું ચિહ્ન ન હતું. તેણે પોતાના આગમનનો ખુલાસો કરતાં કહ્યું: "હું ભોજન કરીને આપણા સૈનિકોની તપાસ લેવાને નિકળ્યો હતો. ફરતો ફરતો આ તરફ આવી ચડયો. વારૂ, પણ જયશિખરીને પીઠમાં જે જખમ થયો છે, એ ઘા કોના તરફથી થયો હશે? આપણા સૈનિકોમાંથી કોઇએ ઘા કર્યો હોય એમ હું માની સકતો નથી. તમને એ વિષયમાં કાંઇ કલ્પના આવી શકે છે?"

"હું તો એ વખતે ડાબી બાજુની પાંખ તરફ હતો. એટલે એ વિષયથી તદ્દન અજ્ઞાત હોવાથી શી રીતે કલ્પના કરી શકું? પરંતુ મારૂં માનવું પણ એવું છે કે બૌદ્ધ સૈનિક પોતાના ગમે તેવા શત્રુની પીઠ પર પાછળથી કદી પણ ઘા કરે જ નહિ." સુરસેને એ બાબતમાં ચોક્કસ અભિપ્રાય આપવાની પોતાની અશક્તિ દર્શાવતાં કહ્યું.

"જયશિખરીને પીઠપર જખમ થયાના સમાચાર સાંભળીને એક શંકા મારા મનમાં ઉદ્ભવી છે" બૌદ્ધ સમ્રાટ બોલ્યા: "સામંતસિંહે આપણને જણાવ્યું હતું કે વેદધર્મીઓમાં કેટલાક રાજાઓ આપણી સાથે સુલેહ કરવાને આતુર હતા. પરંતુ જયશિખરીના આગ્રહથી દબાઇ જઇને તેઓ કશું પણ બોલી શકયા નહિ. એ રાજાઓમાંના કોઇએ કિંવા તેમના માણસોમાંનાં કોઇએ તો આ કૃત્ય નહિં કર્યું હોય? વળી એ કલ્પના વિશેષ સંભવિત પણ લાગે છે. એ સમયે આપણા અને શત્રુના માણસો સેળભેળ થઇ ગયા હોવાથી આ શત્રુ છે કે મિત્ર એવી ખબર રહે તેમ પણ ન હતું. એથી પોતાના ઉપર શક ઉત્પન્ન ન થાય તેવી રીતે કોઇ પણ વેદધર્મી જયશિખરીને ઘા કરી શકે તેમ હતું."

"આપની કલ્પના સંભવિત છે." સુરસેન કાંઇક પણ જવાબ

આપવો જોઈએ એવા હેતુથી બોલ્યો: "વેદધર્મીઓમાં ફાટફુટ થયેલી છે. એટલે તેમનામાંના કોઇ અસંતુષ્ટ બનેલાયે જયશિખરીને જખમ કર્યો હોય એ બનવા જોગ છે."

"વેદધર્મીઓમાંના કયા કયા રાજા સુલેહ કરવાને આતુર હતા એ તમારા જાણવામાં છે?" બૌદ્ધ સમ્રાટે સામંતને પ્રશ્ન કર્યો.

"હા, મહારાજ!" સામંતે જવાબ આપ્યો સુરસેન સામંતના ઉત્તરથી ચીડવાયો. તેણે શરૂઆતથી જ કોઈનું પણ નામ આપ્યા સિવાય બાધેભારે બૌદ્ધ સમ્રાટને જણાવ્યું હતું કે અમુક રાજાઓ જયશિખરીના દુરાગ્રહથી અસંતુષ્ટ બનેલા છે. ચંદ્રસેન વગેરેનું નામ આપવાથી, પોતાના રાજમંડળના પોતેજ નિમેલા અધ્યક્ષની વિરૂદ્ધ થનારની નીતિમત્તા માટે બૌદ્ધ સમ્રાટના મનમાં કદાચ હલકો અભિપ્રાય આવશે, એવી સુરસેનને શંકા હતી. એક વખત તેણે એ બાબત સામંતને સૂચના પણ કરી હતી. પરંતુ અત્યારે સામંતને એ સૂચનાનું સ્મરણ રહ્યું નહિ. પોતાને પૂછવામાં આવેલા પ્રશ્નનો વગર અચકાયે જવાબ આપવાના ઈરાદાથી બોલવા જતાં જે સત્ય હતું તે તેના મુખમાંથી નિકળી ગયું. એક વખત કરેલી હાની ના થઈ શકે તેમ ન હતું. તેના મુખમાંથી 'હા! મહારાજ!' એ શબ્દો બહાર પડતાં જ સુરસેને રોષભરી તિરછી દૃષ્ટિએ તેની સામે જોયું. પોતે કરેલી ભૂલ તે સમજી ગયો અને એ ભૂલને બને તેટલી સુધારી લેવાના ઈરાદાથી બોલ્યો: "બે-ત્રણ રાજાઓ ગુર્જરેશ્વરના વિચારની વિરૂદ્ધ હતા એવી વાત મારા કાન ઉપર આવી હતી."

સુરસેનની રોષભરી દૃષ્ટિ બૌદ્ધ સમ્રાટ જોઈ શકયો હતો. સામંતે પોતાના પ્રશ્નનો સ્પષ્ટ જવાબ નહિ આપતાં ઉડાવનારો જવાબ આપ્યો હતો તે પણ તે સમજી ગયો હતો. એટલે 'આ લોકો સત્ય

હકીકત મારાથી છૂપાવવા માગે છે' એમ તેને લાગ્યું. તથાપિ તેણે સામંતની પાસેથી સ્પષ્ટ જવાબ કઢાવવાના હેતુથી પુનઃ પ્રશ્ન કર્યો: "કોણ કોણ ?"

"ધુમલીના રાણા, સિંધુપતિ સમરસેનજીનો સરદાર વીરધ્વજ અને ઇડરના રાજા ગુહાદિત્ય એ ત્રણનાં નામ મારા જાણવામાં આવ્યાં છે." સામંતે સત્ય હકીકત છૂપાવીને ખોટાં નામ અડાવ્યાં. ગુહાદિત્ય જયશિખરીની વિરૂદ્ધ હતો ખરો. પરંતુ બીજા કોઇનું નામ યાદ નહિ આવવાથી તેણે ગુહાદિત્યનું નામ આપ્યું હતું.

"વારૂ, હું જાઉં છું. પણ આવતી કાલે તમે તમારા માણસોને તૈયાર રહેવાનું સૂચવજો. વેદધર્મીઓએ સુલેહ પ્રદર્શક શ્વેત પતાકા ચડાવી છે ખરી તથાપિ જ્યાં સુધી તેમના તરફથી આપણને ચોક્કસ અને વિશ્વસનીય સમાચાર ન મળે ત્યાં સુધી આપણે તો તૈયાર જ રહેવું જોઇએ." બૌદ્ધ સમ્રાટે જણાવ્યું.

"બહુ સારૂ મહારાજ!" સુરસેન બોલ્યો.

બૌદ્ધ સમ્રાટ તંબુમાંથી બહાર નિકળ્યો. સુરસેન તથા સામંત પણ થોડેક સુધી તેની સાથે સાથે ગયા. પુનઃ બન્ને તંબુમાં આવ્યા. બાદ સુરસેન બોલ્યો: "સામંત તેં મોટી ભૂલ કરી. મેં તને અગાઉ સૂચના પણ કરી રાખી હતી કે તારે કોઇનું પણ નામ તું જાણે છે એવું દર્શાવવું નહિ. તેમ છતાં 'હા, મહારાજ!' એ શબ્દો તારા મુખમાંથી નિકળી પડ્યા! ખરેખર તારા જેવો સાથી નાવને સમુદ્રની અધવચ્ચે લઇ જઈને ડૂબાડી દે!"

સામંત પોતાની મૂર્ખતાને માટે મનમાં ને મનમાં સંતાપ પામતો નીચું મસ્તક કરીને ભોંય ખોતરવા લાગ્યો. થોડી વારે નીચી દૃષ્ટિ રાખીને જ તે બોલ્યો: મહારાજ! મારી ભૂલ થઇ ખરી અને

એ માટે મને પશ્ચાત્તાપ પણ થયો હતો. પરંતુ તુરત જ મેં એ ભૂલને સુધારી લીધી હતી, એ તો આપ જોઇ શક્યા હશો જ."

"હા, તેં ચંદ્રસેન અને કચ્છાધીશનાં નામ ન આપ્યાં તે ઠીક કર્યું. પરંતુ હવે પછી આવી ભૂલ કદી પણ થવી જોઇએ નહિ."

"એ માટે આપ નિશ્ચિંત રહો." સામંતે ખાત્રી આપી.

"પણ બૌદ્ધ સમ્રાટ આવ્યા તે વેળાએ આપણી વચ્ચે જે વાતચીત ચાલતી હતી એ તો તેમના સાંભળવામાં નહિ આવી હોયને?" જે શંકા ક્યારની પોતાના મનમાં ઘોળાયા કરતી હતી તે સુરસેને પ્રકટ કરી.

"ના ના, તેમના ચ્હેરા પરથી તો એમ લાગતું ન હતું." સામંતે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"હું પણ એવી આશા રાખું છું કે તેમણે સાંભળી નહિ જ હોય. બાકી જો એ વાત તેમના કાને ગઈ હોત તો આપણા વર્તન માટે તેમને શંકા ઉદ્ભવત; અને તો પછી આપણો ઇષ્ટ હેતુ કદી પણ બર આવી શકત નહિ. વારૂ, હવે તું જા અને આરામ લે."

સામંત ચાલ્યો ગયો. સુરસેન પણ બિછાના ઉપર આડે પડખે થયો.



# પ્રકરણ ૬ ઠું.

## આનંદગિરિ સ્વામી.

સુરસેન એમ માનતો હતો કે બૌદ્ધ સમ્રાટે તેની ગુપ્ત વાર્તા શ્રવણ કરેલી નહિ હોવી જોઈએ. પરંતુ તેના દુર્ભાગ્યે બૌદ્ધ સમ્રાટ તેના તંબુમાં દાખલ થયો તે પહેલાંનું સુરસેનના મુખમાંથી નિકળેલું છેલ્લું વાક્ય સમ્રાટના સાંભળવામાં આવ્યું હતું. તેના જેવા વિચિક્ષણ અને બુદ્ધિમાન્ મનુષ્યને માટે એટલું પણ બસ હતું. એ વાક્ય પરથી તે કળી ગયો કે સુરસેન વેદધર્મીઓના અમુક રાજકર્ત્તાઓની સાથે મળેલો છે અને તેમણે રચેલા કાવતરાનો જયશિખરી ભોગ થયો છે. એ પળે તેની આંખો ખૂલી ગઇ. જયશિખરી પ્રત્યે તેના મનમાં જે ગુસ્સો હતો તે શમી ગયો. પોતે સામંતે કરેલા પ્રશ્નનો તેને જવાબ આપવા નહિ દેતાં સુરસેને એકદમ ઉત્તર વાળી દીધો, એ પરથી પણ તેના મનની શંકા વિશેષ મજબૂત બની. તેમજ સામંતે જયશિખરીના વિરોધી વેદધર્મી રાજાઓનાં નામ આપ્યાં તેમાં ચંદ્રસેનનું નામ નહિ આવવાથી તેને લાગ્યું કે આ લોકો ધર્મદ્રોહી ચંદ્રસેનની સાથે મળી ગયેલા છે, અને તેનું નામ બહાર આવવા ન પામે તેથી જ સામંતે બીજાં ભળતાં નામો રજુ કરેલાં હોવાં જોઈએ. એ પ્રમણે અનેક તર્કવિતર્કો તેના મનમાં ઉત્પન્ન થયા, પરંતુ પોતાના મનમાં શંકા ઉદ્ભવી છે, એવું સામંત તથા સુરસેન કળી ન જાય તે માટે તેણે બહારથી તદ્દન શાંત ભાવ ધારણ કર્યો હતો.

પોતાના જમાઇ સુરસેનની કપટપટુતા જોઇને તેને અત્યંત માઠું લાગ્યું હતું. સુરસેનના તંબુમાંથી નિકળીને પોતાના મુકામ તરફ જતી વેળાએ નીચે મુજબના વિચારો તેના મનમાં ઉપસ્થિત થયા હતાઃ "આ ધર્મયુદ્ધમાં જોડાવામાં—સુરસેન ઉપર વિશ્વાસ રાખવામાં મેં મોટી ભૂલ કરી છે. ધર્મને બ્હાને પોતાનો ગમે તે ગુપ્ત હેતુ સિદ્ધ કરવાના ઉદ્દેશથી જ સુરસેને આ યુદ્ધ ઉપસ્થિત કરેલું હોવું જોઈએ. હવે મને લાગે છે કે વેદધર્મી રાજમંડળ સાથે સુલેહ નહિ થવા દેવામાં સુરસેનનું કારસ્થાન જ કારણીભૂત હોવું જોઇએ. એ તથા ચંદ્રસેન વગેરે મળીને જયશિખરીના વિરૂદ્ધમાં કાવતરૂં રચતા હશે, એ બાબતમાં તો હવે લેશ પણ શંકા રહી નથી. તેઓ મને પણ એ કારસ્થાનનો ભોગ બનાવવા માગતા હશે. પરંતુ હવે તેમની એ ઇચ્છા પાર પડી નહિ શકે. હવે તેઓ તેમની કપટપટુતામાં બૌદ્ધ સમ્રાટને ફસાવી નહિ શકે. સુરસેન! સુરસેન! તમે કપટકુશળ હશો, તમે કારસ્થાની હશો, તમે પોતાને બુદ્ધિમાન્ માનતા હશો, પરંતુ અત્યારે તમારી મૂર્ખતા, તમારી નીચતાનો અનુભવ મને થઈ ગયો છે. મારી આંખોનેઅંધ બનાવવાના તમારા યત્નમાં તમને સંપૂર્ણ સફળતા મળી શકી નથી. અત્યાર સુધી તમારી વાગ્જાળમાં હું ફસાયો હતો, પરંતુ હવે તમારૂં કૌશલ્ય મારા ઉપર એક અણુ માત્ર પણ અસર કરી શકશે નહિ એ નક્કી સમજજો."

તે તંબુ આવી પહોંચ્યો સમ્રાટને જોઇને તંબુની બહાર ઊભેલા એક હજુરીએ નમન કરીને કહ્યુંઃ "મહારાજ! કોઈ પરમહંસ આપની મુલાકાતને માટે પધાર્યા છે. આપ નહિ હોવાથી તેઓ તંબુમાં આપની રાહ જોતાં બેઠા છે."

"વારૂ, એમણે પોતાનું નામ જણાવ્યું છે?" બૌદ્ધ સમ્રાટે પ્રશ્ન કર્યો.

"હા, મહારાજ! એમનું નામ આનંદગિરિ સ્વામી છે." હજુરીએ કહ્યું.

"આનંદગિરિ સ્વામી!" બૌદ્ધ સમ્રાટને એ નામ શ્રવણ કરીને કાંઇક આશ્ચર્ય થયું હોય તેમ લાગ્યું. તે પળવાર વિચારગ્રસ્ત અવસ્થામાં મૌન ઊભો રહ્યો. પછી બોલ્યોઃ "ઠીક ઠીક! જ્યાં સુધી આનંદગિરિ સ્વામી મારી પાસે હોય ત્યાં સુધી બીજું કોઇ પણ મારી મુલાકાતે આવે તો તેને બહાર રાખજે."

"વારુ, મહારાજ!"

આનંદગિરિનું નામ અગાઉ પણ બૌદ્ધ સમ્રાટે સાંભળ્યું હતું. આનંદગિરિ સ્વામી આખા આર્યાવર્તમાં સુપ્રસિદ્ધ હતા. એટલે બૌદ્ધ સમ્રાટને કાને તેમનું નામ જવામાં આશ્ચર્ય જેવું કાંઇ જ ન હતું. પ્રથમ તે આ પરમહંસ કોણ હશે એ બાબત વિચારમાં પડી ગયો. પરંતુ તેને તુરત જ યાદ આવ્યું કે વ્યાસનારાયણના તીર્થ-સ્થળ ઉપર આનંદગિરિનો આશ્રમ છે અને તે વેદધર્મનો ચૂસ્ત અનુયાયી છે. આ વેદધર્મી પરમહંસ અત્યારે અને આ સ્થળે પોતાની પાસે શા માટે આવ્યો હશે તેની કલ્પના કરતાં તેને વાર લાગી નહિ. તે સમજી ગયો કે આનંદગિરિ સ્વામી આ ધર્મયુદ્ધના સંબંધમાં જ મને સલાહ આપવાને આવેલો હોવો જોઇએ.

બૌદ્ધ સમ્રાટ તંબુમાં દાખલ થયો. આનંદગિરિ સ્વામી જમીન ઉપર પોતાની પાસેનું મૃગચર્મ બિછાવીને બિરાજેલા હતા. એ પ્રમાણે ભૂમિ ઉપર તેમને બેઠેલા જોઇને બૌદ્ધ સમ્રાટ તેમને પ્રણામ કરતો બોલ્યોઃ "મહારાજ! આપ ત્યાં શા માટે બિરાજ્યા છો? આ મંચક ઉપર બિરાજો."

"નહિ, રાજન્!" સ્વામીજી બોલ્યાઃ "અમારે સન્યાસીએ

તમારા મંચકની અપેક્ષા નહિ રાખવી જોઈએ. વળી વિષ્ણુ ભગવા-નની પ્રસાદી રૂપ આ ભૂમિ મંચક કરતાં પણ વધારે પવિત્ર છે. છેવટે જે ભૂમિમાં આપણે મળી જવાનું છે તે ભૂમિ પ્રત્યે શા માટે તિરસ્કાર દર્શાવવો જોઇએ ?"

આનંદગિરિ સ્વામીના આ શબ્દોની બૌદ્ધ સમ્રાટના મન ઉપર અદ્દ્ભુત અસર થઇ. સ્વામીજીનું નિરભિમાન, તેમની સમભાવ-વૃત્તિ અને તેમનો શાંત ગુણ જોઇને બૌદ્ધ સમ્રાટ સુપ્રસન્ન બન્યો. જે વેદધર્મમાં આવા નિરભિમાની અને નિસ્પૃહી સન્યાસીઓ પડેલા છે, તે ધર્મનું નિર્મૂલન કેવી રીતે થઈ શકે ? એમ વિચારતો તે પાસે પડેલા એક મંચક ઉપર બેઠો અને સ્વામીજીના અંગપ્રત્યાંગનું બારિક નિરીક્ષણ કરતો બોલ્યોઃ "કેમ. મહારાજ ! શી આજ્ઞા છે ? શા કારણસર આ સ્થાનને પાવન કર્યું છે ? જે કાંઇ ઇચ્છા હોય તે નિશ્ચિંતપણે જણાવો. આપની ઇચ્છાને તૃપ્ત કરવાને હું અવશ્ય મારાથી બનતો પ્રયત્ન કરીશ."

"રાજન્ ! આપની એ સુજનતા માટે હું આપનો આભાર માનું છું." આનંદગિરિ સ્વામીએ કહ્યુંઃ "આપ બૌદ્ધ સંપ્રદાયના અનુયાયી હોવા છતાં પણ એક વેદધર્મી પરમહંસ પ્રત્યે જે સદ્દ્ભાવ દર્શાવો છો તે જોઇને મને અત્યાનંદ થાય છે. બાકી અમારી સન્યાસીની ઇચ્છા તો બીજી શી હોય ? સર્વત્ર, સુલેહ, શાંતિ અને સંપ રહે, ધર્મદ્વેષ ટળી જાય, વૈમનસ્ય દૂર થઇ જાય, કોઈ પણ ધર્મની ગ્લાની થવા ન પામે અને સર્વ મનુષ્યો પોતાના હૃદયના સ્વાતંત્ર્યનો નિરંકુશપણે ઉપભોગ કરી શકે એજ અમારી ઇચ્છા અને એજ અમારો આદર્શ. આપે 'શી આજ્ઞા છે ?' એવો પ્રશ્ન કર્યો. પરંતુ કોઈ પણ સન્યા-સીને આજ્ઞા કરવાનો અધિકાર છે જ નહિ. અમારો અધિકાર માત્ર

ઉપદેશ આપવાનો. હા, એક સન્યાસી તરીકે હું આપની પાસે ભિક્ષાની યાચના કરી શકું ખરો; અને આપ પૃથ્વીપતિ હોવાથી, જો સન્યાસીની યાચના આપને અયોગ્ય ન લાગે તો તેને તૃપ્ત કરવી તે આપનું કર્તવ્ય."

જેમ જેમ આનંદગિરિના મુખમાંથી શબ્દોનો પ્રવાહ વહન થતો હતો તેમ તેમ બૌદ્ધ સમ્રાટના મનમાં પણ વિલક્ષણ ફેરફાર થતો હતો. જાણે આનંદગિરિમાં કોઇ પણ પ્રકારની ચૂમ્બક શક્તિ હોય તેમ તે તેમના તરફ આકર્ષાતો હતો. તેના મનમાં સ્વામીજી માટે પૂજ્ય ભાવ ઉત્પન્ન થઈ ચૂક્યો હતો. તેણે બૌદ્ધ સંપ્રદાયના ઘણા સાધુઓની મુલાકાત લીધી હતી. પરંતુ ક્યાં એ તુંડમિજાજી અને અભિમાની સાધુઓ અને ક્યાં આ નિરભિમાની અને સત્વગુણી સન્યાસી! બન્ને વચ્ચેનો ભેદ સ્પષ્ટ હતો અને તે બૌદ્ધ સમ્રાટના જ્ઞાનચક્ષુઓથી છૂપો રહી શકયો નહિ. તે વિશેષ નમ્રતાપૂર્વક બોલ્યો: "સ્વામીજી! એક સન્યાસીમાં વિનયશીળતા હોય છે. તેનો અનુભવ મને આજેજ થાય છે. આપના નામથી હું વાકેફ હતો. આપનું નિવાસસ્થાન પણ મારા જાણવામાં હતું. એ નિવાસસ્થાનની નજીકમાં હોવા છતાં પણ હું આપના દર્શનનો લાભ લઇ ન શકયો તે માટે મને અત્યારે શોક થાય છે. પરંતુ ખરૂં કારણ એ છે કે આ ધર્મયુદ્ધના કાર્યમાં હું એટલો બધો ગુંચવાઈ ગયો હતો કે મને આપનું સ્મરણ જ ન થયું."

"કાંઇ ચિંતા નહિ, રાજન્! યુદ્ધનાં કાર્ય એવાં હોય છે કે જેને લીધે પોતાના અગત્યના અને મહત્વના કર્ત્તવ્યનું પણ વિસ્મરણ થઈ જાય છે, તો મારા જેવા એક સામાન્ય સન્યાસીનું આપને વિસ્મરણ થાય એમાં આશ્ચર્ય જેવું કશું પણ નથી." સ્વામીજીએ કટાક્ષ પૂર્વક પ્રસ્તુત શબ્દો ઉચ્ચાર્યા.

પરંતુ સ્વામીજીના કટાક્ષનો સંપૂર્ણ ભાવાર્થ નહિ સમજવાથી બૌદ્ધ સમ્રાટ બોલ્યોઃ "કેમ, મહારાજ! યુદ્ધને લીધે અગત્યના અને મહત્ત્વના કર્તવ્યનું વિસ્મરણ થઇ જાય છે એમ આપે જણાવ્યું, તેનો શો અર્થ? શું હું મારા કર્તવ્યથી વિમુખ થયો છું એમ આપને જણાયું છે?"

"સમ્રાટ! આપ બૌદ્ધ સંપ્રદાયના અનુયાયી છો. બુધ ભગવાનના ભક્ત છો. આપ પોતે જ વિચારી જૂઓ કે બુદ્ધ ભગવાને જે આજ્ઞાઓ ફરમાવી છે–જે કર્ત્તવ્યનો ભાર પોતાના દરેક અનુયાયી ઉપર મૂકેલો છે, તે કર્ત્તવ્યનું યથાર્થ પાલન કરવાનો યત્ન આપના તરફથી થયો છે. જગતમાં શોક, સંતાપ, ઉત્પાત, ઇર્ષ્યા, દ્વેષ, વિદ્રોહ, આદિને નિહાળીને બુદ્ધદેવના મનમાં ગ્લાની ઉત્પન્ન થઇ, સંસારવ્યવહારમાં રચીપચી રહેલા મનુષ્યોની દુઃસ્થિતિ જોઇને તેમના પ્રત્યે બુદ્ધદેવના મનમાં દયા ઉપજી. તેમનું કલ્યાણ કેવી રીતે થઇ શકે, તેમને સત્ય સુખ અને અનંત શાંતિ કેવી રીતે પ્રાપ્ત કરાવી શકાય, એ વિચાર તેમના મનમાં ઉદ્ભવ્યો. એ કારણથી વ્યવહારથી તેમનું ચિત વિરક્ત બની ગયું, અને જે સમયે આર્યાવર્ત્તની–બલ્કે આખા જગતની શાંતિનો લોપ થઈ ગયો હતો તે સમયે તે શાંતિને પુનઃ સર્વત્ર સ્થાપન કરવાની પ્રતિજ્ઞા કરીને, એ શાંતિને શોધવાને માટે, તેઓ માતા, પિતા, પત્ની, પુત્ર, સગાંસંબંધી, આદિ સર્વનો ત્યાગ કરીને ચાલ્યા ગયા. આત્મબળના પ્રભાવથી એ શાંતિ પોતે મેળવી અને જગતને ઉપદેશી. બુદ્ધ ભગવાનના ઉપદેશનું આપની પાસે મારે વિવરણ કરવું તે સૂર્યની પાસે દીપકે પ્રકાશ ધરવા જેવું છે. એટલે તત્સંબંધી વિવેચન નહિ કરતાં હું આપને માત્ર એકજ પ્રશ્ન કરૂં છું. બુદ્ધભગવાનના અનુયાયી તરીકે આપનાથી બની શકે ત્યાં સુધી સત્ય

સુખ અને અનંત શાંતિનો અનુભવ કરવો તથા અન્ય જનોને તેનો અનુભવ કરાવવો એ આપનું મુખ્ય કર્ત્તવ્ય છે. એ કર્ત્તવ્યનું પરિપાલન આપ કરી શક્યા છો એમ આપને લાગે છે ?"

સ્વામીજીનો આ વાક્પ્રહાર પોતે નિષ્કારણ વેદધર્મીઓની વિરૂદ્ધ યુદ્ધ કરવાને તત્પર થયો, એ કારણને લઇને હોવો જોઇએ એમ બૌદ્ધ સમ્રાટને લાગ્યું. તે બોલ્યોઃ " મહારાજ ! આપના કથનનો હેતુ હું સમજી શકું છું. જો ગઈ કાલે કિંવા આજે બે ઘટિકા પૂર્વે આ પ્રમાણે આપે મારા ઉપર આક્ષેપ કર્યો હોત તો હું મારો બચાવ કરત. પરંતુ છેલ્લી બે ઘટિકામાં બની ગયેલા સંયોગોએ મારાં નેત્ર ખોલ્યાં છે. સત્ય શું છે તે હું સમજી શક્યો છું. એટલે મારો લેશ પણ બચાવ કર્યા સિવાય આપનો વાક્પ્રહાર હું સહન કરી લઉં છું. તદપિ એટલું તો હું કહીશ કે આ ધર્મયુદ્ધમાં જોડાતી વખતે મારો ઉદ્દેશ બહુ સારો હતો. હું મને કેવળ નિર્દોષ માનતો હતો. નિર્દોષ જનોનો વધ થતો અટકે અને આર્યાવર્ત્તના અખીલ જનોમાં પરસ્પર ભ્રાતૃભાવ પ્રવર્તે એજ ઉદ્દેશથી હું અત્ર આવ્યો હતો. મેં યુદ્ધનો પ્રારંભ કરતાં પહેલાં મારી શરતો વેદધર્મ રાજમંડળને જણાવી હતી. પરંતુ રાજમંડળે મારી માગણીઓનો અસ્વીકાર કર્યો અને મને એમ સમજાવવામાં આવ્યું કે એ પક્ષના કેટલાક રાજાઓ સુલેહ કરવાને આતુર હોવા છતાંએ મહત્ત્વાકાંક્ષાને વશ બનેલો જયશિખરી આ પ્રદેશ ઉપર પોતાનું સંપૂર્ણ વર્ચસ્વ સ્થાપવાના તથા પોતાના રાજ્યવિસ્તારમાં બૌદ્ધધર્મ અને તેના અનુયાયીઓનું નિકંદન કરવાના હેતુથી યુદ્ધને માટે તત્પર થયો છે. હું એક સામાન્ય મનુષ્ય માત્ર છું. તેથી સ્વાભાવિક રીતે જ જયશિખરીના એ વિચારને લીધે તેની પ્રત્યે મારા મનમાં રાગ પ્રકટયો અને તેની મહત્ત્વાકાંક્ષાનું નિર્મૂલન કરવાનો મારા

મનમાં વિચાર ઉદ્‌ભવ્યો. તેનું આજે આવેલું પરિણામ તો કદાચ આપના જાણવામાં આવ્યું જ હશે. પરંતુ હમણાં થોડા સમય પહેલાં જે કાંઇ મારા જાણવામાં આવ્યું તે પરથી મને લાગે છે કે હું કપટ-પટુ જનોની પ્રપંચજાળમાં ફસાયો હતો. બન્ને પક્ષના કેટલાક દુષ્ટબુદ્ધિ મનુષ્યોએ એક કાવતરૂં રચીને તેની જવાળામાં જય-શિખરીને ભસ્મિભૂત કરવાનું ધાર્યું છે. મને તેમાં તેઓ પોતાનું હથિયાર બનાવવા માગતા હતા. જો કે હજી એ લોકો ઉપર હું પ્રકટપણે આરોપ મૂકી શકું એવો ચોક્કસ પૂરાવો મને મળ્યો નથી. તોપણ મને જે સમાચાર આકસ્મિક રીતે મળવા પામ્યા છે તે પરથી હું કહી શકું છું કે જયશિખરી તેના પક્ષના કોઇ દુષ્ટ મનુષ્યના હાથેજ ઘાયલ થયો છે. મહારાજ! જે વસ્તુ સ્થિતિ છે તે મેં આપને નિખાલસ દિલપૂર્વક સ્પષ્ટપણે જણાવી દીધી છે. કદાચ બીજો મનુષ્ય હોત તો આ વિષયમાં હાલ તુરત હું મૌન જ રહેત. પરંતુ આપની પાસે મારૂં હૃદય ખોલવામાં મને કોઇ જાતનો બાધ જણાતો નથી.''

બૌદ્ધ સમ્રાટનું હૃદય આનંદગિરિ સ્વામી સમજી શકયા. તે બોલ્યાઃ "''સમ્રાટ! આપનું નિખાલસપણું અને સ્પષ્ટ વકતૃત્વ જોઇને મને સંતોષની સાથે આનંદ થાય છે. હવે મને લાગે છે કે જે કાર્યને અર્થે આજે અત્ર હું આવ્યો છું તે સહેલાઇથી અને વિના શ્રમે પાર પડી શકશે—''

"કહો, કહો! મહારાજ! શા કાર્યને અર્થે આપનું આગમન થયું છે?'' બૌદ્ધ સમ્રાટ વચ્ચે જ બોલી ઉઠયોઃ "કદાચ આપની ઇચ્છાને તૃપ્ત કરવામાં મારે માનહાનીનું સંકટ ભોગવવું પડે તેમ હશે તો

પણ તેની મને દરકાર નથી. એથી આ કાર્યમાં જે દોષ મારે હાથે થયો હશે તેનું મને પ્રાયશ્ચિત મળશે. એટલે પછી ભારતવર્ષના ઇતિહાસમાં મારૂં નામ નિંદાપાત્ર મનુષ્યોની કક્ષામાં મૂકાશે નહિ."

"રાજન્! પાપનું પ્રાયશ્ચિત કરવાની આપની ઇચ્છા અને તે માટેની આપની તત્પરતા પ્રશંસનીય છે." સ્વામીજી બોલ્યાઃ "પરંતુ હું આપને જે વિનતિ કરવા માગું છું તેથી આપની માનહાની થવાનો લેશ પણ સંભવ નથી. એથી તો આપની સુકીર્ત્તિ દિગન્તમાં વ્યાપશે અને ભાવી ઇતિહાસલેખકો આપના ગુણાનુવાદ કરશે."

"અસ્તુઃ આપનો આશીર્વાદ અને આપની આજ્ઞા મને શિર સાવંધ છે. હવે માત્ર આપની શી ઇચ્છા છે તે મને કૃપા કરીને જણાવો." બૌદ્ધ સમ્રાટે તત્પરતા દર્શાવી.

"મારી શી ઇચ્છા છે? મારી વિનતિ માત્ર એટલી જ છે જે પ્રકારનો ત્રાસ આ પ્રદેશના બૌદ્ધધર્મી રાજા તરફથી અહીંના વેદધર્મીઓ ઉપર અને અમારાં તીર્થસ્થળો ઉપર થતો હતો એવો ત્રાસ ભવિષ્યમાં થવા ન પામે અને બૌદ્ધો તથા વેદધર્મીઓ પોતપોતાના સંપ્રદાયમાં રહેવા છતાં પરસ્પર વિરોધ કે વૈમનસ્યને ધારણ નહિ કરતાં એક પ્રભુનાં—એક પિતાનાં બાળકો તરીકે રહે, એ જ મારી ઇચ્છા છે. એ પ્રમાણે સર્વ વ્યવસ્થા કરવાની મારી આપને વિનતિ છે. તેમાં હું પણ આપને મારાથી બની શકશે તેટલી સહાય આપીશ. વેદધર્મી રાજમંડળ ઉપર મારી લાગવગ છે. અત્યારે ગુર્જરેશ્વર ઘાયલ થયેલા હોવાથી તેમ જ એ લોકોએ પોતાના સૈનિકોની મોટી સંખ્યા ગૂમાવેલી હોવાથી હું ધારૂં છું કે તેઓ હવે પુનઃ યુદ્ધ કરવાનો વિચાર હાલ તુરત તો કરશે નહિ જ; અને જો હું મધ્ય-

સ્થ તરીકે રહેવાની ઇચ્છા દર્શાવીશ તો તેઓ સુલેહ કરવાને માટે પણ વિનાવિલંબે તૈયાર થઇ જશે. માત્ર આપને એટલી વિનતિ છે કે આપના પક્ષના જે મનુષ્યો ઉપર આપને શક ગયેલો છે, તે મનુષ્યો પોતાના કારસ્થાનની આપને જાણ થઇ ગઇ છે એમ જાણવા ન પામે એટલી સાવચેતી આપ રાખજો. કેમકે એમ થતાં પોતાને મળેલા વેદધર્મી રાજમંડળના રાજાઓની સાથે આપના પક્ષના કારસ્થાનીઓ નવીન ખટપટ જગાડે એવો સંભવ છે.”

“આપની એ સલાહ વાજબી છે, અને હું પણ એ વિષયમાં હાલમાં મૌન્ય જ ધારણ કરવાનું આવશ્યક ધારૂં છું. કેમકે પ્રકટ રીતે આરોપ મૂકવા જેટલો મજબૂત પૂરાવો અત્યારે મારી પાસે છે નહિ. એટલે ચોક્કસ તપાસ કરી, તેઓ કોઇ પણ રીતે છટકી શકશે નહિ એવી ખાત્રી થાય ત્યારે જ એ વાત ખૂલ્લી કરવાનો મેં નિશ્ચય રાખ્યો છે.” બૌદ્ધ સમ્રાટે કહ્યું.

“અસ્તુઃ રાજન્! હવે હું રજા લઇશ. આપની સુજનતા જોઈને મને આનંદ થાય છે. મારો આપને આશીર્વાદ છે આપ દીર્ઘકાળ પર્યંત આરોગ્યલાભ પ્રાપ્ત કરીને, ભારતવર્ષની ધાર્મિક મતભિન્નતાને દૂર કરી, ઐક્ય સ્થાપવાના સુકાર્યમાં યશસ્વી થાઓ.” આનંદગિરિ સ્વામી ઉઠતા ઉઠતા બોલ્યા.

“આપનો આશીર્વાદ હું શિરે ચડાવું છું.” બૌદ્ધ સમ્રાટ પણ ઊભો થયો અને આનંદગિરિ સ્વામીની સાથે તંબુની બહાર થોડેક સુધી ગયો. પુનઃ તંબુમાં આવીને તે પોતાના પર્યંક ઉપર આડે પડખે થયો અને વિચારનિદ્રામાં પડી ગયો.



# પ્રકરણ ૭ મું.

## કુદરતનો કોપ.

ચંદ્રસેન વગેરે પોતાના સૈન્યને લઇને મેદાનમાંથી પાછા ફર્યા. ઊંડા જખમને લીધે બેશુદ્ધ બની ગયેલો જયશિખરી લગભગ બે–ત્રણ ઘટિકા બાદ શુદ્ધિમાં આવ્યો. પરંતુ જખમમાંથી પુષ્કળ લોહી વહી જવાને લીધે તેનું શરીર બિલકુલ અશક્ત બની ગયું હતું અને તેના શરીરમાં તાવ ચડ્યો હતો. આવી સ્થિતિમાં બીજે દિવસે પુનઃ યુદ્ધનો પ્રારંભ કરવાનું ચંદ્રસેનને યોગ્ય નહિ લાગવાથી તેણે વેદધર્મ રાજમંડળની સંમતીથી જ્યાં સુધી ગુર્જરેશ્વર જયશિખરીને આરામ ન થાય ત્યાં સુધી યુદ્ધ મુલતવી રાખવાનો ઇરાદો દર્શાવનારો પત્ર એક ખેપીઆ સાથે બૌદ્ધ સમ્રાટ તરફ મોડી રાત્રે મોકલી આપ્યો અને બીજે દિવસે પરોઢમાં જ ત્યાંથી છાવણી ઉઠાવીને પોતાના મુકામ તરફ કુચ કરી. બૌદ્ધ સમ્રાટને પેલો પત્ર મળતાં તેણે પણ બીજે દિવસે નંદીદુર્ગ તરફ કુચ કરવાનું યોગ્ય ધાર્યું અને પેલા ખેપીઆ સાથે એક પત્ર વેદધર્મ રાજમંડળ ઉપર આવ્યો. તેમાં તેણે જણાવ્યું હતું કે "હજી જો આપ યુદ્ધ કર્યા સિવાય શાંતિને પ્રાપ્ત કરવા ઇચ્છતા હો તો યોગ્ય શરતોએ સુલેહ કરવામાં મને વાંધો નથી."

પોતાના સ્વામીની ભયભરી સ્થિતિ જોઇને રૂપસુંદરીના હૃદયને કેટલો આઘાત થયો હશે તેની કલ્પના વાંચકો કરી શકશે. રૂપસુંદરી,

વિમળદેવી વગેરે સ્ત્રી વર્ગ અત્યંત ગભરાઇ ગયો. પરંતુ વીરભદ્ર અને વીરધ્વજે તેમને આશ્વાસન આપ્યું. વીરભદ્ર જયશિખરીનો વફાદાર સેવક હતો. તે પોતાના માલિકની સુશ્રુષા કરવાને દિવસ ને રાત તેના પલંગ પાસે ખડો રહેતો. વીરધ્વજ પણ પોતાની યોગ્યતાની કદર કરનાર જયશિખરીની સુશ્રુષા કરવામાં પછાત પડતો નહિ. પરંતુ તેમની સુશ્રુષા કામ લાગી નહિ. જખમ રૂઝાતો ન હતો. તાવ પણ સતત ચાલુ રહેતો હતો. ત્રિદોષનાં ચિહ્‌ન પણ જણાતાં હતાં. ઉત્તરોત્તર માંદગી વધતી જતી હતી. કોઈ કોઈ વખત તો હવે થોડા સમયમાં જ તે દેહત્યાગ કરી દેશે, એવું લાગતું હતું. લગભગ પંદરેક દિવસ એવી ને એવી સ્થિતિમાં વિતી ગયા:

બીજી બાજુએ જાણે કુદરત કોપી હોય તે પ્રમાણે વેદધર્મી સૈન્યમાં સન્નિપાત જ્વર જોસભેર ફાટી નિકળ્યો. એ તરફનો ભાગ ખારવાળો અને ઉજ્જડ હોવાથી, ત્યાં જોઇએ તેવી ઠંડી પડતી ન હતી. આ વર્ષની ઋતુ પણ વિચિત્ર હતી. દિવસે સખ્ત તાપ અને રાત્રે ઠંડો પવન. એથી કફ–દોષનું પ્રાધાન્ય થઇને સન્નિપાત જ્વરે સૈનિકોનો ખોડો કાઢવા માંડયો. એ પ્રમાણે પોતાના સૈન્યનો નાશ થતો જોઇને સર્વ રાજાઓ ગભરાઇ ગયા. પોતાનાં હાડકાં પણ અહીં રહેશે કે શું, એવો ભય તેમને લાગ્યો. એક તો યુદ્ધમાં સૈન્યનો મોટો સંહાર થયો હતો અને તેમાં વળી કુદરત દેવીએ આવી રીતે સંહાર કરવા માંડયો હતો! અર્થાત્ હવે પુનઃ બૌદ્ધ સૈન્યની સામે રણક્ષેત્રમાં ઊભા રહી શકાય તેમ ન હતું. સ્થિતિ અત્યંત બારિક થઇ પડી હતી. એટલે બૌદ્ધ સમ્રાટ પોતાની દુર્બળ સ્થિતિ જાણી જાય તે પહેલાં જ તેમની ઇચ્છાનો લાભ લઇને સુલેહ કરી નાખવી એ સારૂં છે, એમ બધા રાજાઓને લાગ્યું. એવામાં એક દિવસે એક

યુવાન વિપ્ર છાવણીમાં આવ્યો. તેણે વેદધર્મ રાજમંડળના અધ્યક્ષની મુલાકાત લેવાની ઇચ્છા દર્શાવી. અત્યારે અધ્યક્ષપદે ચંદ્રસેન હોવાથી તેને ચંદ્રસેન પાસે લઈ જવામાં આવ્યો.

ચંદ્રસેન તંબુમાં એકલો જ હતો. પેલા વિપ્રે તેને આશીર્વાદ આપીને કહ્યું: "રાજેન્દ્ર! મારા ગુરુવર્ય આનંદગિરિ સ્વામીએ આ પત્ર આપના ઉપર મોકલ્યો છે. તેમણે આપનું તથા સર્વ વેદધર્માનુયાયીઓનું કુશળ પૂછ્યું છે અને પોતાના આશીર્વાદ કહેવરાવ્યા છે. આ પત્ર આપ વાંચીને તેનો યોગ્ય લાગે તે પ્રત્યુત્તર તુરત આપવા કૃપા કરશો."

ચંદ્રસેને પત્ર હાથમાં લીધો અને કહ્યું: "વારૂ, આ પત્ર વાંચીને તેનો પ્રત્યુત્તર હું લખી આપું તે દરમિયાન તમે ભોજન કરીને થોડી વાર વિશ્રાંતિ લ્યો." તેણે એ વિપ્રને તંબુમાં દાખલ કરનાર પોતાના માણસને ઇશારત કરીને તેને માટે ભોજનાદિની વ્યવસ્થા કરવાનું કહ્યું.

તે માણસ તથા વિપ્ર બહાર ચાલ્યા ગયા. ચંદ્રસેને પત્ર વાંચવા માંડ્યો. તે પત્રમાં નીચે મુજબ લખેલું હતું:—

"સત્ય સનાતન વેદધર્માનુયાયી વેદધર્મ રાજમંડળ જોગ,

"પ્રતિ સ્વામી આનંદગિરિના શુદ્ધાત્મભાવપૂર્વક શુભાશીર્વાદ સ્વીકારશો. અપરંચ, સત્ય સનાતન વેદધર્મરક્ષણના કાર્યમાં ગુર્જરેશ્વર મહારાજ જયશિખરી ઘાયલ થયાના વર્તમાન જાણીને મને અત્યંત ખેદ થયો છે. પરંતુ પ્રભુની ઇચ્છાનો પાર આપણે પામી શકીએ તેમ નથી. વળી આપની છાવણીમાં પણ સન્નિપાતજ્વરનો

પ્રકોપ થયાનું સૂણીને વિશેષ શોક થાય છે. આવી સ્થિતિમાં હવે પુનઃ યુદ્ધનો પ્રારંભ કરવાથી લાભને બદલે હાનીનો જ વિશેષ સંભવ છે. એટલે હું ધારૂં છું કે આપનું વિચિક્ષણ રાજમંડળ પ્રાપ્ત સંયોગોનો વિચાર કરીને બૌદ્ધ સમ્રાટ સાથે સુલેહ કરી દેવાનું યોગ્ય ધારશે. મારા જેવો એક સન્યાસી આપને સુલેહ કરવાની સલાહ આપે છે, એ જોઇને આપને આશ્ચર્ય થશે. હું કબૂલ કરૂં છું કે અત્યારે સુલેહ કરવાથી અત્યાર સુધી આપે લીધેલો શ્રમ અને ખેડેલું જોખમ લગભગ અફળ થયા જેવું ગણાશે. તથાપિ બૌદ્ધ સમ્રાટ કાન્યકુબ્જાધીશ સુધન્વાનો મને જે કાંઈ યત્કિંચિત્ પરિચય છે તે ઉપરથી હું એટલું તો કહી શકું છું કે તેઓ આપને નામોશી ભરેલી સુલેહ કરવાની ફરજ પાડશે નહિ. વળી સુલેહને માટે સીધી માગણી કરવા જવાનું આપને કદાચ લજ્જાસ્પદ પણ લાગે એ બનવા જોગ છે. એ મુશ્કેલી દૂર કરવાને માટે હું મધ્યસ્થી કરવાનું માથે લઉં છું: જો આપની અનુજ્ઞા હશે તો હું જાતે બૌદ્ધ સમ્રાટ પાસે જઇશ અને તેમને સુલેહ કરવાને સમજાવીશ. મને આશા છે કે ભગવાન વ્યાસનારાયણ આ સત્કાર્યમાં મને યશ આપ્યા સિવાય નહિ રહે. આ પત્ર લાવનાર મારા શિષ્યની સાથેજ પ્રત્યુત્તર મોકલવાની કૃપા કરશો.”

ચંદ્રસેને આ પત્ર પુનઃ પુનઃ બે ત્રણ વખત વાંચ્યો. સ્વામી આનંદગિરિનો આ સલાહ આપવામાં કશો પણ ગુપ્ત હેતુ હોય એમ તેને લાગ્યું નહિ. કેવળ સરલ ભાવ અને શુદ્ધ લાગણી પૂર્વક એ પત્ર લખાયેલો હતો. તેણે પોતાની ગાદી નીચે પડેલો એક બીજો પત્ર કાઢ્યો અને તેની સામે જોયું. થોડોક સમય વિચાર કર્યા બાદ તે બોલ્યો: “અહા! જે થાય છે તે સારૂં જ થાય છે. કુદરત મારી તરફેણમાં હોય એમ જ લાગે છે. સુરસેનનો પત્ર આવ્યો છે. તે જણાવે છે કે

સુલેહને માટે બૌદ્ધ સમ્રાટ પાસે માગણી કરવી અને તેમાં અમે ગુર્જરેશ્વરની બ્હેન વિમળદેવીનું લગ્ન ભૃગુકચ્છાધીશ સુરસેનજી સાથે કરવાને તૈયાર છીએ, એમ પણ જણાવવું. એક વખતે મેં સુલેહ કરવાની વિરૂદ્ધ અભિપ્રાય દર્શાવેલો હોવાથી અત્યારે જો હું રાજમંડળને સુલેહ કરવાની સલાહ આપું તો નિર્બળ ગણાઉં. પરંતુ સ્વામીજીના પત્રથી એ વિષયની મારી ચિંતા દૂર થાય છે. મંડળના સર્વ રાજાઓને સ્વામીજી માટે માન છે. એટલે તેમની સલાહ કોઇને અરૂચીકર થશે નહિ. આપણે પણ સ્વામીજીની ઇચ્છાને લીધે જ સુલેહ કરવાને તત્પર થયા છીએ એવો ભાવ દર્શાવીશું. એટલે આપણી મહત્તા પણ ટકી રહેશે. પરંતુ સુરસેનને વિમળદેવી મળી જાય એટલે ગરજ સર્યા પછી તે ફસકી તો નહિ જાયને ? તે પોતાના પત્રમાં લખે છે કે ' સુલેહ થયા પછી જ્યારે તમારૂં સૈન્ય તમારા પ્રદેશ તરફ કુચ કરશે તે વખતે હું મારા માણસો દ્વારા ગુપ્ત રીતે રૂપસુંદરીનું હરણ કરાવીને જીર્ણદુર્ગમાં પહોંચાડી દઇશ.' તે એનું વચન પાળશે તો ખરેને ? આજ સુધીમાં તેને માટે શંકા આણવાનું એક પણ કારણ મળ્યું નથી. એટલે આ બાબતમાં પણ શંકા લાવવાની જરૂર નથી. જો તેના મનમાં દગો હોત તો તે આ પ્રમાણે પત્ર ન લખત."

તેણે તુરતને તુરત સ્વામીજી ઉપર એક પત્ર લખી નાખ્યો. તેમાં જણાવ્યું કે ' હું આપની સલાહ મુજબ વર્તવાની વેધધર્મ રાજમંડળને ભલામણ કરીશ અને તે જે ઠરાવ કરશે તે આપને તુરત જણાવીશ. અમારા પ્રત્યે આપની જે લાગણી છે તે માટે અમે આપના ઉપકૃત છીએ.'

તે પત્ર તેણે પોતાના માણસ સાથે પેલા વિપ્રને મોકલાવ્યો. વિપ્ર પત્ર લઇને ચાલ્યો ગયો.

બીજે દિવસે રાજમંડળની સભા બોલાવવામાં આવી. તેમાં ચંદ્રસેને સ્વામીજીનો પત્ર રજુ કર્યો. પત્ર રજુ કરતાં તેણે જણાવ્યું: " ગુર્જરેશ્વરનો જખમ હજી રૂઝાયો નથી. તેમજ તેમની માંદગી પણ ભય ભરેલી છે. આપણી છાવણીમાં પણ સન્નિપાતજ્વર ફેલાવાથી સૈનિકોનો ઘાણ વળી ગયો છે. અર્થાત્ જાણે કુદરત આપણા ઉપર કોપી હોય એવી આપણી સ્થિતિ થઈ પડી છે. આ સ્થિતિમાં આપણે સ્વામીજીની સલાહને માન્ય કરવી કે યુદ્ધ કરવું તેનો વિચાર કરવાનું હું આપની મુનસફી ઉપર છોડું છું. જો મારો અભિપ્રાય આપ જાણવા માગતા હો તો હું બન્ને માટે તૈયાર છું. કદાચ યુદ્ધ કરવાનો નિશ્ચય થાય તો તે માટે પણ મને વાંધો નથી. આપણા ધર્મ અને આપણી પ્રતિષ્ઠાને ખાતર પ્રાણ આપવામાં હું પાછી પાની કરૂં તેવો નથી. પ્રથમ આપણે સુલેહ કરવાની વિરૂદ્ધ હોવા છતાં અત્યારે સુલેહને માટે તત્પરતા દર્શાવીશું તો એ હીણપસ્તી ભરેલું ગણાશે એમ આપનામાંના ઘણાખરાને લાગશે ખરૂં. પરંતુ સ્વામીજીએ પોતે આ કાર્યમાં મધ્યસ્થી કરવાનું સ્વીકારેલું હોવાથી આપણા પક્ષને શરમાવું પડે એમ તેઓ નહિ થવા દે. મને સુલેહની તરફેણમાં આટલો પણ અભિપ્રાય વ્યક્ત કરતાં અત્યંત ખેદ થાય છે. મારો વ્યક્તિગત અભિપ્રાય તો એવો જ છે કે વિધર્મીઓ સાથે સુલેહ નહિ કરતાં ઠેઠ સુધી લડીને ધર્મયુદ્ધની વેદી પર આ મિથ્યાદેહનું બલિદાન આપવું. પરંતુ મારા અભિપ્રાયની સાથે અન્ય જનોના વિચારો તરફ લક્ષ આપવું એ પણ હું મારૂં કર્ત્તવ્ય સમજું છું. કેવળ દુરાગ્રહને ધારણ કરીને સમષ્ટિના હિતને નુકસાન પહોંચાડવું તે હું યોગ્ય ધારતો નથી. છેવટે હું એટલું તો જણાવીશ કે આપ યુદ્ધ ચાલુ રાખવાના નિશ્ચયપર આવો તો પણ હું તૈયાર છું અને સુલેહ કરવાનું આપ વ્યાજબી ધારતા હો તો એ માટે પણ મારી ના નથી. "

રાજમંડળના સભાસદોએ ચંદ્રસેનનો અભિપ્રાય શ્રવણ કર્યો. આનંદગિરિ સ્વામીએ તેમના પત્રમાં આપેલી સલાહથી પણ તે વાકેફ થયા. બીજા સંયોગો જોતાં પણ તેમને હવે વિશેષ ખેંચી નહિ પકડતાં સુલેહ કરવાનું વાજબી લાગ્યું અને રાજમંડળે સર્વાનુમતે સુલેહ કરવાનો ઠરાવ કરીને મધ્યસ્થ તરીકે સ્વામીજીને રાખવાનું નક્કી કર્યું. એ મતલબનો એક પત્ર પણ સ્વામીજી ઉપર પાઠવવામાં આવ્યો. સ્વામીજી બીજી વખત પણ બૌદ્ધ સમ્રાટને મળ્યા અને તેમણે તેને રાજમંડળની ઈચ્છા જણાવી. વાટાઘાટમાં કેટલાક દિવસો વ્યતિત થઈ ગયા. છેવટે બૌદ્ધ સમ્રાટે પોતાના સરદારો અને સુરસેન તથા ધ્રુવપટુની સંમતિથી સુલેહની શરતો તૈયાર કરી આ શરતો અગાઉની શરતોના જેવી ન હતી. તથાપિ તે શરતોથી વેદધર્મ રાજમંડળને નામોશી પહોંચે તેમ પણ ન હતું. આ શરતોમાં વિશેષતા માત્ર એટલી જ હતી કે બૌદ્ધ સમ્રાટનો એક પ્રતિનિધિ દશ હજાર સૈનિકોની સાથે ગુજરાતમાં રહે. તે કોઈ પણ રાજકર્તાને તેની આફતના સમયમાં મદદ કરવાને તૈયાર રહેશે. પરંતુ રાજકર્તાઓએ અંદરઅંદરની તકરારો પતવવામાં આ પ્રતિનિધિની સલાહ લેવી, અને લાટ પ્રદેશ, ગુર્જરરાષ્ટ્ર કે કાઠિયાવાડના કોઈ પણ રાજ્યમાં બૌદ્ધ ધર્મી અને વેદ ધર્મી વચ્ચે ધાર્મિક તકરાર ઉપસ્થિત થાય તો તેનો નિવેડો, બૌદ્ધ સમ્રાટના આ પ્રતિનિધિ તથા જેના રાજ્યમાં તકરાર ઉપસ્થિત થઈ હોય તેના એક પ્રતિનિધિ, એમ બે જણાનું પંચ નિમીને તે પંચે આણવો, અને તે પંચનો ઠરાવ છેવટનો સમજવો. તેમજ કોઈ રાજા બિનવારસ પંચત્વને પામે તો તેની ગાદી ઉપર બૌદ્ધ સમ્રાટ પોતાને યોગ્ય લાગે તેને બેસાડે એવી પણ એક શરત દાખલ કરવામાં આવી હતી.

*　　*　　*　　*

એ પ્રમાણે શરતોનો મુસદ્દો તૈયાર કરીને બૌદ્ધ સમ્રાટે તે મુસદ્દો વેદધર્મ રાજમંડળ તરફ પોતાના એક સરદાર મારફત મોકલાવ્યો. તેને સુરસેન અને સામંતના વર્તન ઉપર શંકા ગઇ હતી. એટલે આ વખતે સામંતને કિંવા સુરસેનના કોઈ પણ માણસને મોકલવાનું તેણે યોગ્ય ધાર્યું નહિ. પરંતુ આ સરદાર પણ સુરસેનની સાથે મળી ગયેલા પેલા ત્રણ સરદારોમાંનો એક હતો. એટલે સુરસેનને તો ફાવતું જ હતું. તેણે એ સરદારની ખાનગી રીતે મુલાકાત લઇને તેને કેટલીક સૂચનાઓ કરી. તે સરદારે પણ તેની સૂચનાઓને અમલમાં મેલવાનું વચન આપ્યું.

બૌદ્ધ સરદાર વેદધર્મીઓની છાવણીમાં પહોંચી ગયો. ત્યાં જઇને વેદધર્મ રાજમંડળ સન્મુખ તેણે પોતાના સ્વામીએ તૈયાર કરેલો સુલેહની શરતોનો મુસદ્દો રજુ કર્યો. એ મુસદ્દો વંચાઇ રહ્યા બાદ તે બોલ્યોઃ " માનવંતા મહારાજાઓ ! બૌદ્ધ સમ્રાટ આપની સાથે સુલેહ કરવાને તથા ભવિષ્યમાં પુનઃ આવી સ્થિતિ ઉપસ્થિત ન થાય તે જોવાને આતુર છે. બૌદ્ધ સમ્રાટ એક એવી શરત રજુ કરવાની આંકાંક્ષા ધરાવતા હતા કે ગુર્જરેશ્વર જયશિખરી મહારાજની સૌંદર્યવતી અને સદ્દગુણ શાલિની ભગિની વિમળદેવીનું લગ્ન ભૃગુકચ્છાધીશ સુરસેન મહારાજની સાથે કરવું. એમ કરવાથી બૌદ્ધો અને વેદ મતાનુયાયીઓ વચ્ચે વિશેષ ગાઢ સંબંધ બંધાવાથી ધાર્મિક વિરોધ દૂર થઈ જશે. બૌદ્ધ સમ્રાટે પોતે પણ એજ હેતુથી સુરસેનજીને પોતાના જામાત્ર બનાવ્યા છે. એટલે આપને પણ એ વાત વાજબી જ લાગશે. જો કે તે વખતે સુરસેનજીએ એવા પ્રકારની શરત દાખલ કરવાનું વાસ્તવિક નહિ ધારતાં એ બાબત આપની મુનસફી ઉપર છોડવાની સૂચના કરવાથી બૌદ્ધ સમ્રાટે એ વિષયમાં આપને સલાહ

આપવાની મને આજ્ઞા કરી છે. મારી ખાત્રી છે કે આપનું રાજ-મંડળ મારી આ સલાહને દરેક રીતે હિતકર માનીને તેનો સ્વીકાર કરવાનું યોગ્ય જ લેખશે."

ચંદ્રસેને જણાવ્યું: "અમે આપે રજુ કરેલા આ મુસદ્દા તથા આપની સલાહના સંબંધમાં વિચાર કરીને જે નિર્ણય ઉપર આવીશું તે આપને જણાવીશું."

બૌદ્ધ સરદાર ચાલ્યો ગયો. ત્યાર પછી સભામાં પ્રથમ સુલેહની શરતોના સંબંધમાં કેટલીક ચર્ચા થઈ પરંતુ છેવટે એ શરતો સ્વીકારવાથી એકંદરે આપણા લાભને નુકસાન પહોંચે તેમ નહિ હોવાથી તેનો સ્વીકાર કરવો એવો ઠરાવ થયો. ત્યાર પછી વિમળદેવીનું લગ્ન સુરસેન સાથે કરવાની બૌદ્ધ સમ્રાટની માગણી સ્વીકારવી કે કેમ, તે વિષયમાં ચર્ચા ઉપસ્થિત થઇ. તે વેળાએ વીરધ્વજ જે અત્યાર સુધી મૌનપણે ચર્ચામાં કશો ભાગ લીધા સિવાય બેસી રહ્યો હતો તે બોલ્યો: "લગ્ન એ હૃદયની લાગણીનો વિષય છે. રાજકુમારી વિમળદેવીનું અંતર જાણ્યા સિવાય તેમનું લગ્ન સુરસેનજી સાથે કરવાની આપણે સંમતી કેવી રીતે આપી શકીએ? કદાચ વિમળદેવી પોતે એ વિચારને અનુકૂળ હોય તો પણ મહારાજા જયશિખરીની એ બાબતમાં અનુમતી લેવાની જરૂર છે. અત્યારે તેમની સ્થિતિ એવી છે કે એ વિષયમાં તેમની કશી પણ સલાહ માગવી તે દુરસ્ત નથી. માટે મારો નમ્ર અભિપ્રાય એવો છે, કે જ્યારે ગુર્જરેશ્વર જયશિખરીને પુનઃ આરોગ્ય પ્રાપ્ત થશે ત્યારપછી તેઓ પોતે વિમળદેવીના લગ્નના સંબંધમાં પોતાને જે યોગ્ય લાગશે તે નિર્ણય કરીને આપને જણાવશે, એમ આપણે બૌદ્ધ સમ્રાટને લખી મોકલવું."

કચ્છાધીશ બોલ્યાઃ " વીરધ્વજની સલાહ તો વ્યાજબી છે. પરંતુ એ પ્રમાણે કરવાથી જો સુલેહના પ્રશ્નનો નિકાલ ન થાય તો ગુર્જરેશ્વર તન્દુરસ્ત બને ત્યાં સુધી આપણી સ્થિતિ ત્રિશંકુવત્ થઈ પડે. લગ્ન એ હૃદયની લાગણીનો સવાલ છે એ વાત ઠીક છે. પરંતુ બૌદ્ધ સમ્રાટની માગણી મને પોતાને તો તદ્દન રાસ્ત અને સમયોચિત લાગે છે. સુરસેન બૌદ્ધ મતના અનુયાયી છે ખરા, પરંતુ હવે આપણે ધાર્મિક વિરોધ દૂર કરવાને માગીએ છીએ. વળી બૌદ્ધ સમ્રાટ જેવાએ પણ તેને પોતાની પુત્રી આપી છે. તો તેમની સાથે રાજકુમારી વિમળદેવીનું લગ્ન કરવાનું વચન આપવામાં આપણે કશું પણ અયોગ્ય પગલું ભરતા નથી. મને લાગે છે ગુર્જરેશ્વર પોતે પણ આપણા એ પગલાને સ્વીકારણીયજ માનશે. એટલે એ વિષયમાં વિલંબ નહિ કરતાં તાબડતોબ આપણે નિર્ણય જણાવી દેવો. જલ્દીથી સુલેહ થાય તે ગુર્જરેશ્વરને માટે પણ લાભકારક છે. કેમકે જો સુલેહ થાય તો જ આપણે અહીંથી છાવણી ઉઠાવીને વતન તરફ જઈ શકીએ. મને આ પ્રદેશનો ત્યાગ કરવાથી જ ગુર્જરેશ્વરને જલ્દી આરોગ્ય પ્રાપ્ત થઈ શકશે. અર્થાત્ તેમના કલ્યાણને માટે પણ આ પ્રશ્નનો નિવેડો જલ્દીથી આણવાની જરૂર છે."

" પરંતુ આપણે રાજકુમારી વિમળદેવીનું લગ્ન સુરસેનજી સાથે કરવાનું વચન આપીએ અને પાછળથી ગુર્જરેશ્વર કદાચ તેનો સ્વીકાર ન કરે તો ? " શ્રીનગરના રાણાએ પ્રશ્ન કર્યો.

" એમ બનવાનો સંભવ જ નથી. " ચંદ્રસેને જણાવ્યું. " વેદધર્મ રાજમંડળની વ્યવસ્થા ગુર્જરેશ્વરે પોતે જ કરી છે. એટલે જે કાર્ય આપણા રાજમંડળ તરફથી કરવામાં આવે તે કાર્યની તેઓ

અવગણના કરે જ નહિ. માટે એ શંકા અસ્થાને છે. તેમ છતાં કદાચ તેઓ પોતાની ભગિનીનું લગ્ન સુરસેનજી સાથે કરવા નહિ ઇચ્છતા હોય તો એ માટે આપણે જોખમદાર નથી. તેનું પરિણામ આપણે નહિ પરંતુ ગુર્જરેશ્વરે જ સહન કરવાનું છે."

વીરધ્વજના વીર હૃદયને ચંદ્રસેનનું આ છેલ્લું કથન યોગ્ય લાગ્યું. તે માનતો હતો કે જયશિખરી એ વાત કદી પણ કબૂલ કરે તેમ નથી. એટલે કદાચ રાજમંડળ એ બાબતનું વચન આપે તો પણ સુરસેનનાં વિમળદેવી સાથે લગ્ન થઇ શકે તેમ તો નથી જ. માટે એ વિષયમાં અત્યારે વિઘ્ન નહિ નાખતાં પ્રસંગ આવે જોઇ લેવું. એવો વિચાર કરીને તેણે મૌન્ય ધારણ કર્યું અને બૌદ્ધ સમ્રાટની એ માગણી સ્વીકારવાનું પણ નક્કી થયું.

પછી ચંદ્રસેને બૌદ્ધ સમ્રાટની તમામ શરતો સ્વીકારનારો પત્ર લખીને તેમાં વિશેષ એટલું પણ ઉમેર્યું કે "ભવિષ્યમાં બૌદ્ધો તથા વેદધર્મીઓ વચ્ચેનો સંબંધ વિશેષ ગાઢ બને તે હેતુથી અમારા રાજમંડળે ગુર્જરેશ્વરની ભગિની રાજકુમારી વિમળદેવીનું લગ્ન ભૃગુકચ્છાધીશ મહારાજ સુરસેન સાથે કરવાનો ઠરાવ કર્યો છે. અમે આશા રાખીએ છીએ કે અમારો એ વિચાર આપને પણ રૂચીકર થઇ પડશે." એ મતલબનો પત્ર લખીને તેણે વીરધ્વજને કહ્યુઃ "વીરધ્વજ! આ પત્ર અગત્યનો હોવાથી તે સાધારણ સૈનિક સાથે આનંદગિરિ સ્વામી ઉપર મોકલવો એ મને ઠીક લાગતું નથી. માટે તમે જાતે જ આ પત્ર લઇને સ્વામીજી પાસે જાઓ અને તેમના તરફનો જવાબ લઈ આવો."

વીરધ્વજે તેની આજ્ઞાનો સ્વીકાર કર્યો અને તેજ રોજ સ્હાંજે એ પત્ર લઇને તે આનંદગિરિના આશ્રમ તરફ જવાને ઉપડી ગયો.

પ્રિય વાચક! પ્રથમ ભાગના પહેલા પ્રકરણમાં વીરધ્વજને ઘોડેસ્વાર બનીને આનંદગિરિ સ્વામીના આશ્રમ તરફ જતો આપણે જોયો હતો. તે આનંદગિરિ સ્વામીને આ પત્ર આપવાને માટે જ જતો હતો. માર્ગમાં તેને બૌદ્ધ સમ્રાટના એક સરદાર ગિરિદેવનો ભેટો થયો, તેઓ શત્રુમાંથી મિત્ર બન્યા, સ્વામીજીના મુકામપર ગયા, સ્વામીજી તથા વીરધ્વજ સાથે એકાંતમાં વાતચીત થઈ. વીરધ્વજ ગુપ્ત માર્ગે વ્યાસનારાયણના મંદિરમાં ગયો અને અને ત્યાં વિમળદેવી ઉપર સુરસેન તરફથી થતો બળાત્કર તેણે જોયો. એ બધું તારા સ્મરણમાં હશે જ. તે અણીને સમયે વિમળદેવીને બચાવીને સ્વામીજી પાસે લાવ્યો ત્યાં સુધીની હકીકત આપણા જાણવામાં છે.

---

## પ્રકરણ ૮ મું.

---

### જયશિખરી અને વીરભદ્ર.

પ્રાતઃકાળ થઈ ગયો છે. ગગનવિહારી પક્ષીવૃન્દો પોતપોતાના સ્થાનકેથી કીલબીલાટ કરતાં નિકળીને ઉદરપોષણ માટેની પ્રવૃત્તિમાં લાગી રહ્યાં છે. વેદધર્મીઓની છાવણીમાં સર્વત્ર કલરવ મચી રહ્યો છે. એ વેળાએ જયશિખરીના શિબિરમાં તે પોતે પલંગ પર સૂતેલો દૃષ્ટિગોચર થાય છે. તેનો નિમકહલાલ સરદાર વીરભદ્ર પોતાના સ્વામીની સેવામાં તત્પર ઊભો છે. આગલી રાત્રિથી જયશિખરીને સ્હેજ આરામ જેવું લાગે છે. તાવ તદ્દન નાબૂદ થયો નથી. પરંતુ તેના જોરમાં અગાઉ કરતાં સ્હેજ

ઘટાડો થયો છે. જયશિખરી વીરભદ્રને યુદ્ધને લગતા સમાચાર પૂછે છે. વીરભદ્ર જયશિખરીને જખમ થયો ત્યારપછીથી બનેલી સર્વે ઘટના તેને વિદિત કરે છે. પોતાનો પરાજય થવાથી રાજમંડળે નામોશી ભરેલી સુલેહ કરવાને દર્શાવેલી તત્પરતાની હકીકત સાંભળીને વીરત્વની પ્રતિમૂર્ત્તિરૂપ જયશિખરીનું વીર હૃદય ભેદાઈ ગયું.

તે શોકના આવેગ પૂર્વક બોલ્યોઃ "વીરભદ્ર ! આ તમે શું કહો છો ? જેઓ એક વખત સુલેહની વિરૂદ્ધ હતા તેઓજ અત્યારે આવી સ્થિતિમાં સુલેહ કરવાને તૈયાર થયા ? શું આપણા સર્વ વીર પુરુષોએ પોતાના હાથમાં ચૂડા ધારણ કર્યા છે ? અરે આપણી છાવણીમાં આટઆટલા મહાન્ યોદ્ધાઓ છતાં, તેમના પરાક્રમનો લોપ થઈ ગયો ? તેમની શક્તિ હણાઇ ગઇ ? પરંતુ રાણી અને વિમળબ્હેનની શી હકીકત છે ? તેઓ તો સુરક્ષિત છે ને ?"

"મહારાજ ! આપ શાંત થાઓ–આકળા ન બની જાઓ." તપી ગયેલા જયશિખરીનું સાંત્વન કરતો વીરભદ્ર બોલ્યોઃ "મહારાજ ! આમાં આપણા ગુર્જર સૈનિકોનો લેશ પણ દોષ નથી. પરંતુ જ્યારે રાજમંડળે બૌદ્ધ સમ્રાટની સાથે સુલેહ કરવાનો ઠરાવ કર્યો, ત્યારે તેમની આગળ અમારૂં શું ચાલી શકે ? હવે તો આપની તબીયત પૂર્વવત્ બની જશે તે પહેલાં સુલેહ પણ થઇ જશે અને યુદ્ધનો અંત આવી જશે. રાણીજી અને વિમળાદેવી બ્હેન કુશળ છે. તેમની સુરક્ષિતતાના સંબંધમાં ચિંતા કરવા જેવું નથી. હું આપને છોડીને બહાર જઇ શકું તેમ નહિ હોવાથી મને ચોક્કસપણે માલૂમ નથી; પરંતુ એવા સમાચાર મળ્યા છે કે આપશ્રીને જલ્દી આરોગ્ય પ્રાપ્ત થાય તે માટે રાણીજી અને વિમળાદેવ બ્હેન એક–બે દાસીઓને લઇને વ્યાસનારાયણની યાત્રાએ પધાર્યા છે ?"

પોતાના શરીરપર ઓઢેલી રજાઇને દૂર ફેંકી દઇને ગુસ્સાપૂર્વક બેઠો થતો જયશિખરી બોલ્યોઃ " શું ? જે સ્થળે નાસ્તિક બૌદ્ધોનો ઉપદ્રવ શરૂ જ છે તે સ્થળે જવાનું રાણી અને વિમળાબ્હેને સાહસ કર્યું ? તમે પણ તેમને ત્યાં જતાં અટકાવ્યાં નહિ ?"

" મહારાજ ! હું તો આપની પાસેનો પાસેજ રહેતો હોવાથી તેમના ગમનના સંબંધમાં મને પહેલાં કશી ખબર જ ન હતી. પાછળથી જ્યારે એ ખબર મને મળ્યા ત્યારે મેં તપાસ કરી હતી. એ ઉપરથી જણાયું કે બૌદ્ધ સમ્રાટનું અનુજ્ઞાપત્ર તેમને મળેલું છે. તેમજ તેમની સાથે આપણા કેટલાક સૈનિકો પણ છે. એટલે વિશેષ ચિંતા કરવા જેવું નથી." વીરભદ્રે શાંતપણે જણાવ્યું.

" ખરૂં, ખરૂં ! જો બૌદ્ધ સમ્રાટનું અનુજ્ઞાપત્ર હોય તો પછી વાંધા જેવું નથી." જયશિખરી બોલ્યોઃ " બૌદ્ધસમ્રાટનો જે કાંઇ પરિચય મને થયો છે તે ઉપરથી હું કહી શકું છું કે તેને માટે સંશય આણવાની કશી પણ જરૂર નથી. હે પ્રભુ ! તું મને આ રોગમાંથી જલ્દી મુક્ત કર—મને પૂર્વવત્ નિરોગી બનાવી દે. એટલે પછી મારા અને બૌદ્ધોના સૈન્યને રણક્ષેત્રમાં સામસામું તટસ્થ ઊભું રાખીને હું ખુદ બૌદ્ધ સમ્રાટની સાથે દ્વંદ્વયુદ્ધ કરીશ. અમારા બેમાંથી જે હારે તેણે પોતાનો પરાજય સ્વીકારવો. કેમ, વીરભદ્ર ! એ યોજના સરસ કે નહિ ?" તેનો હસ્ત બાજુએ પડેલી તલવાર તરફ લંબાયો.

વીરભદ્ર બોલ્યોઃ " મહારાજ ! શાંત થાઓ એક તો આપના શરીરમાં તાવ ભરેલો છે. તેમાં મગજને ઉશ્કેરવાથી તાવનો જોસ વધશે. જો થોડા દિવસ આપ આમને આમ શાંતિ ધારણ કરીને પડયા રહેશો તો આપને જલ્દીથી આરામ થશે."

જયશિખરી કટાક્ષ પૂર્વક બોલ્યોઃ " તમારી સલાહ વાજબી છે.

તમે કહો છો તે પ્રમાણે મારા શરીરમાં તાવ ભરેલો છે એ વાત ખરી. પરંતુ જે બીજા મહારાજાઓ અહીં એકત્ર થયા છે તેમના શરીરમાં શું ભરેલું છે? સૌરાષ્ટ્રના ચંદ્રસેન મહારાજ, કચ્છાધીશ, વર્ધમાનપુરીના વિજયસેન, શ્રીનગરના રાણા અને પોતાની શૂરવીરોમાં ગણના કરાવવાને આતુર ઈડરના ગૂહાદિત્ય, એ બધા યોદ્ધાઓ અહીં સ્વસ્થ બેસી રહીને શું કરે છે? મને લાગે છે કે એ બધાને પક્ષવાયુ લાગુ પડેલો હોવો જોઇએ અને તેથી જ તેઓની વાચા અને હલનચલન બંધ પડી ગયેલાં હોવાં જોઇએ! તેમનાં અંતઃકરણમાં એક પ્રકારનો સડો પેઠેલો છે, એથી તેમનું ઔદાર્ય, તેમનું પરાક્રમ, તેમની શક્તિ સર્વ હણાઈ ગયેલ છે. અહા! એ લોકોએ યુદ્ધક્ષેત્રમાં પોતાનો નાશ થવાના ભયથી સુલેહ કરવાની તત્પરતા દર્શાવીને આજ સુધી તેમના પૂર્વજોએ મેળવેલી કીર્તિ ઉપર પાણી ફેરવ્યું છે! શું તેમને ભગવાન્ વ્યાસનારાયણનો પણ ડર ન લાગ્યો? આજ સુધી તેઓ સ્વતંત્ર હતા. પરંતુ બૌદ્ધ સમ્રાટના પ્રતિનિધિને પોતાના પ્રદેશમાં રાખવાનું કબૂલ કરવાથી હવે તેઓ પરતંત્ર બની ગયા છે."

"મહારાજ! જરા ધીરા થાઓ." વીરભદ્ર તેને શાંત પાડતો કહેવા લાગ્યોઃ "આપ આ પ્રમાણે મોટે અવાજે બોલો છો તે બહાર સંભળાતાં કર્ણોપકર્ણ જેમના ઉપર આપ આક્ષેપ કરો છો તેમને કાને જાય એ બનવા જોગ છે. એક તો તેમનાં મન નાખુશ બનેલાં જ છે. તેમાં વળી આપના શબ્દોથી બળતામાં ઘી હોમવા જેવું થશે. બાપુ! એક બીજી વાત એ પણ છે કે જો આપની પ્રકૃતિ સ્વસ્થ હોત તો આ પરિણામ કદી પણ આવત નહિ. પરંતુ આપના આજારીપણાને લીધે સૈનિકોનાં હૃદયમાંથી લડાઇનો ઉત્સાહ શમી ગયો છે. માટે આપ આરોગ્ય જલ્દી પ્રાપ્ત કરો કેમકે યુદ્ધમાં તત્પર બનેલા

સૈનિકોને પોતાની તલવાર સિવાય ચાલશે, પરંતુ અમારા જેવા આપના આજ્ઞાંકિત સેવકોને અમારા માલિક ગુર્જરેશ્વર જયશિખરી મહારાજ સિવાય એક ક્ષણભર પણ ચાલે તેમ નથી. માટે આપની પ્રકૃતિ જલ્દીથી સુધરી જાય એ તરફ લક્ષ આપો."

વીરભદ્રના શબ્દોથી પ્રસન્ન બનેલો જયશિખરી બોલ્યોઃ "વીરભદ્ર! આજારી મનુષ્યના મનને કેવી રીતે રીઝવવું એ તમને સારી રીતે આવડે છે, અને તેથી તમે એ પ્રમાણે કહો છો. પરંતુ આપણા રાજમંડળના મહાન્ મહારાજાઓ, તેમના શૂરવીર સરદારો અને કાઠિયાવાડના પરાક્રમી ઠાકોરો, એ સર્વે અત્ર એકઠા થયલા હોવા છતાં કેવળ એક વ્યક્તિ બિમાર પડી, પછી તે જયશિખરી હોય તો પણ એથી શું થયું? શું જયશિરીની માંદગીથી તેમણે પોતાના ધૈર્યને ગૂમાવી દેવું? ત્રીશ હજાર સૈનિકોના સમુહમાંથી જયશિખરી જેવો વીર પુરુષ એક પણ મળી શકે તેમ નથી? મારી માંદગી દરમિયાન રાજમંડળે મારે બદલે બીજા કોઈ યોદ્ધાની અધ્યક્ષપદે નિમણુક કરીને કાર્ય ચાલુ રાખ્યું હોત તો શું હતું?"

"મહારાજ! મેં હમણાં જ આપને જણાવ્યું છે કે આપની માંદગી દરમિયાન સૌરાષ્ટ્રાધીશ ચંદ્રસેનજીએ રાજમંડળનું અધ્યક્ષપદ સ્વીકારીને સુલેહની હીલચાલ શરૂ કરી છે." વીરભદ્રે જયશિખરીને પોતાના કથનનું સ્મરણ કરાવ્યું.

"ખરૂં ખરૂં, તાવ અને જખમને લીધે મારૂં મગજ તદન ખાલી પડી ગયું છે. મારી સ્મરણશક્તિ નબળી પડી ગઇ છે. એ લોકો તો એમજ ધારતા લાગે છે કે આ માંદગીમાંથી હું પુનઃ ઊભો થવા જ નહિ પામું! ભલે ભલે, તમારે જેમ માનવું હોય તેમ માનો અને કરવું હોય તે કરો! અત્યારે તમારો પણ સમય છે." જયશિખરી

ઉંચિડાઇ જઇને બોલ્યો.

"મહારાજ! એક બીજી વાત આપને કહેવાનું તો હું ચૂકી જ ગયો." વીરભદ્ર બોલ્યો: "રાજમંડળનો એવો પણ વિચાર છે કે જો કદાચ સુલેહ ન થાય અને આપને આરામ પણ ન થયો હોય તો રાજમંડળમાંથી એકને સેનાનાયક તરીકે પણ નિમી દેવો!"

"વાહવાહ! વાહવાહ! એ વળી તમે નવીન જણાવ્યું. રાજમંડળનો અધ્યક્ષ અને સેનાનો નાયક બન્ને જુદા જુદા! પણ સેનાનાયક તરીકે હાથણી કળશ કોના ઉપર ઢોળે એમ જણાય છે?"

"પદવી અને માન ધ્યાનમાં લેતાં તથા સૌરાષ્ટ્રાધીશની મહત્વાકાંક્ષાનો વિચાર કરતાં તો ચંદ્રસેનજી પોતે જ અધ્યક્ષપદની સાથે સાથે સેનાનાયકના પદનો સ્વીકાર કરે એ બનવા જોગ છે." વીરભદ્રે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"એ પણ સારી વાત!" જયશિખરી મશ્કરી કરતો બોલ્યો: "સૌરાષ્ટ્રના અધીશ શ્રી પૃથ્વીનાથ–શ્રી–સકલ વેદધર્મ પ્રતિપાલક રાજાધિરાજ ચંદ્રસેન મહારાજ! કેવો મધુર શબ્દ લાગે છે? પરંતુ જો તે સર્વ સૈન્યનો અધિપતિ બનશે તો ધર્મયુદ્ધમાં બૌદ્ધોનો પરાજય કરવાને બદલે પોતાના રાજ્યનો અંતઃકલહ શમાવવા તથા તેના રાજ્યમાં અવારનવાર ઉપસ્થિત થતાં બંડોને બેસારી દેવા તરફ જ તેનું લક્ષ જશે. ચંદ્રસેન બડો કારસ્થાની છે. તે સારી રીતે સમજે છે કે બૌદ્ધો ઉપર વિજય મેળવવાથી એક પણ દમડી મળે તેમ નથી, જ્યારે પોતાના રાજ્યના બંડખોરોને દબાવીને તેમની મીલકત પડાવી લેવાથી સારી પ્રાપ્તિ થાય તેમ છે. એટલે જેમાં દેખીતો લાભ હોય એ તરફ તેનું લક્ષ દોડવાનું."

"વારૂ, કદાચિત્ ચંદ્રસેન પોતે એકલા અધ્યક્ષપદથી જ

સંતોષ માને અને સેનાનાયકની પદવી ઉપર કચ્છાધીશની નિમણું ક કરે તો કેમ?" વીરભદ્રે મંદમંદ હાસ્ય કરતાં પ્રશ્ન કર્યો.

જયશિખરી પણ એ સાંભળીને ખૂબ હસ્યો અને બોલ્યો: "કોણ? કચ્છાધીશ? તે અફીણ અને આસવની માત્રા બીજા કરતાં અધિક પ્રમાણમાં જીરવી શકે છે એ લાયકાતને લઇને તેને સેનાનાયકનું પદ આપવાની તમે ભલામણ કરો છો? વીરભદ્ર! જો તમારા કરતાં અર્ધું શૌર્ય પણ તેનામાં હોત તોયે હું તેને એ પદ માટે યોગ્ય સમજત. પરંતુ તેમ ન મળે! અરે એક અળીયા બળદને આર ઘોંચવામાં આવે તો તે પણ બેઠો થાય. પરંતુ આ બંદાને તો કોઇ પણ વાતે પાનો ચડવાનાજ સોગન! બસ અફીણનો રેડીયો કસુંબો અને તેના ઉપર મ્હોં મીઠું કરવાને મિષ્ટાન્ન મળ્યાં કે તેની મહત્ત્વાકાંક્ષાની સીમા આવી રહી! એ કચ્છ જેવા મોટા રાજ્યનો અધીશ બન્યો તેથી શું થયું? શક્તિ વિનાની એકલી સત્તા શી કામની?"

"વારુ, કચ્છાધીશને બાજુએ રાખીએ. પણ જો ઇડરના ઠાકોર ગુહાદિત્યને સેનાનાયક બનાવવામાં આવે તો તો વાંધો નથીને? જૂઓ, એ કેવા ચતુર, શૂર અને રાજ્યકાર્યદક્ષ છે? આપ જાણો છો કે વ્યાસનારાયણ ભગવાનના રક્ષણને માટે સહુથી પહેલી આગેવાની તેમણે લીધી હતી. એટલે એમના સંબંધમાં તો આપનો વિરુદ્ધ મત નહિ જ હોય?"

"ગૂહાદિત્યના સંબંધમાં તો કશું કહેવાનું જ નહિ!" જયશિખરી બોલ્યો: "એ વાત ખરી છે કે યુદ્ધ સમયે કેવી કેવી યોજનાઓ કરવાની જરૂર છે, અને યુદ્ધનો પ્રારંભ થતાં આગળ ધસારો કરીને શત્રુને કેવી રીતે છક્કડ ખવરાવવી એ તેને પૂર્ણપણે અવગત છે. પરંતુ તે મોટો સ્વાર્થસાધુ અને પાતાળયંત્રી છે. એનો વિચાર

નર્મદા નદી ઉપરનાં તિર્થસ્થળોની વ્યવસ્થા કરવાનું કાર્ય પોતાના હાથમાં લેવાનો છે. પરંતુ તેના કરતાં તો વેદધર્મવિરોધી પણ નીતિમાન્ અને ન્યાયપ્રિય બૌદ્ધ સમ્રાટ સુધન્વાની સત્તા નીચે એ તિર્થસ્થળો રહે તે વધારે પસંદ કરવા જોગ છે. એ માણસ સેનાનાયક થવાને માટે લાયક જ નથી."

"ત્યારે કુંતલપુરના વિક્રમાજીત સેનાનાયક બને તો? એમને માટે તો આપને કશું પણ ખાસ કહેવાનું નહિ જ હોય?" વીરભદ્રે પ્રશ્ન કર્યો.

"વિક્રમાજીત બીજાના જેવો નીચ સ્વભાવનો નથી એ ખરૂં. પરંતુ એક મોટી સેનાના નાયક બનવાની યોગ્યતા તેનામાં નથી. દિર્ઘદર્શિતાની તેનામાં ખામી છે. વગર વિચારે તે પોતાનો મત બાંધી દેતો હોવાથી યુદ્ધ સમયે તે સેનાનાયક હોવાથી જયને બદલે પરાજયનો જ વિશેષ સંભવ છે." જયશિખરીએ પોતાનો વિક્રમાજીત વિષેનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

વીરભદ્ર બોલ્યો: "ત્યારે તો પછી બીજા કોઇને સેનાનાયક તરીકે નિમવામાં આવે તેવો સંભવ નથી, અને આ ચાર વ્યક્તિઓ આપના અભિપ્રાય મુજબ યોગ્ય નથી. એનો અર્થ માત્ર એટલો જ કે જયાં સુધી આપને આરામ ન થાય ત્યાં સુધી લડાઇ ચાલુ રાખવી તે સલાહ ભરેલું નથી. એટલે આપની માંદગી દરમિયાન પણ રાજમંડળે યુદ્ધ ચાલુ રાખવું જોઇતું હતું એ આપનો મુદ્દો નિરર્થક થઈ પડે છે."

"વાહવાહ! વીરભદ્ર! તમે પણ મોટા કુશળ અને યુક્તિબાજ છો. તમે યુક્તિ પ્રયુક્તિથી મારા મોઢે જ પ્રથમ જે વિચાર મેં દર્શાવ્યો હતો તે યોગ્ય અને વ્યવહાર્ય ન હતો એ સિદ્ધ કરી આપ્યું."

જયશિખરી બોલ્યોઃ "તમે એક પછી એક જે જે યોદ્ધાનાં હમણાં નામ આપ્યાં એ લોકો મહત્ત્વાકાંક્ષાને વશ બનીને મારી અરોબરી કિંબહુના મારાથી પણ વધી જવાની ઇચ્છા કરતા હોવાને લીધે જ મને તેમની વિરૂદ્ધ આટલી ટીકા કરવાની ફરજ પડી હતી. બાકી તે સિવાય એ લોકો પોતાના અધિકારમાં ફાવે તેમ કરે તો પણ હું તેમની બાબતમાં લક્ષ આપવાની દરકાર કરૂં નહિ." એકાએક બહાર દૂર થતા કોલાહલ તરફ તેનું લક્ષ ગયું. તે આવેશમાં આવી જઇને બોલ્યોઃ "અરે અરે! આ રણવાદ્યનો અવાજ ક્યાંથી આવે છે?"

"એ સૌરાષ્ટ્રાધીશ ચંદ્રસેનના સૈન્યના વાદ્યનો અવાજ હોય એમ લાગે છે." વીરભદ્રે કહ્યું.

"અરે! તું તે બહેરો થયો છે કે શું?" ઊભો થવાનો પ્રયત્ન કરતો જયશિખરી બોલ્યોઃ "એ અવાજ યોદ્ધાના રણવાદ્યનો છે. એ લોકો આપની છાવણીમાં ઘુસ્યા લાગે છે!" તે ઊભો થઇ ગયો અને પલંગ ઉપર બાજુએ પડેલી તલવાર હાથમાં લઇને મ્યાનમાંથી બહાર કાઢવા લાગ્યો.

"અરે, મહારાજ! બાપુ! આ શું? શાંત થાઓ." વીરભદ્ર જયશિખરીને શાંત કરતો બોલ્યો. પછી સ્હેજ મોટેથી બોલ્યોઃ "બહાર કોઇ છે કે? એક–બે જણા અંદર આવજો."

બે માણસો તંબુમાં આવ્યા. તેમણે તથા વીરભદ્રે જયશિખરીને શાંત કર્યો તથા પુનઃ પલંગ ઉપર સુવાડ્યો. એ બે જણા પુનઃ બહાર ચાલ્યા ગયા.

જયશિખરી તપી ગયેલા મગજને લીધે ગાંડાની માફક લવારો કરતો હોય તે પ્રમાણે બોલવા લાગ્યોઃ "વીરભદ્ર! વીરભદ્ર! તું પણ દગાખોર નિવડ્યો. યોદ્ધાને મળી ગયો છે કે શું? હાય! શું કરૂં?

જો અત્યારે મારી શક્તિ હણાઈ ગઈ ન હોત તો હું તારા જેવા દગાખોરને માત્ર એકજ ઝટકે જમીનદોસ્ત બનાવી દેત."

"સત્ય છે, પ્રભુ! હું પણ ઇચ્છું છું કે એવી શક્તિ આપને અત્યારે પ્રાપ્ત થાઓ. એથી મારો નાશ થાય, આપના ચરણમાં મારો દેહ પડે તેની મને ચિંતા નથી. પરંતુ જો આપની પ્રકૃતિ પૂર્વવત્ સ્વસ્થ અને શક્તિમાન્ બને તો વેદધર્મનો નિઃસંશય ઉદ્ધાર થઇ જાય—દુષ્ટ મનુષ્યોની નીચ ધારણાઓ રદ્દ મળી જાય." સ્વામીભક્ત અને વેદધર્મનો વફાદાર અને ચુસ્ત અનુયાયી વીરભદ્ર ગુર્જરેશ્વર અને વેદધર્મના કલ્યાણની ભાવના કરતો બોલ્યો.

તેના એ શબ્દોથી જયશિખરી ખષ્ટ પડી ગયો. વીરભદ્રની વફાદારી, પોતાના કલ્યાણ માટેની તેની ભાવના, પોતાની પ્રતિષ્ઠાને હાની ન પહોંચે એ માટેનો તેનો જોખમદારી ભરેલો યત્ન, એ સર્વેનું જયશિખરીને સ્મરણ થયું. તે મનમાં ને મનમાં પોતાના ઉતાવળીઆ સ્વભાવ માટે પશ્ચાત્તાપ કરતો બોલ્યોઃ "અહાહા! વીરભદ્ર! તમારી વફાદારી અને પ્રામાણિકતાની હું કેટલી પ્રશંસા કરૂં? મે મારા ઉતાવળીઆ સ્વભાવને લીધે જે અપશબ્દો તને ઉદ્દેશીને ઉચ્ચાર્યા છે, તારૂં અપમાન કર્યું છે, તારી વફાદારીને માટે શંકા દર્શાવી છે એ માટે હું તારી પ્રાંજલપણે ક્ષમા માગું છું. શું કરૂં? આ જ્વરને લીધે મારૂં શરીર અને મગજ બન્ને તપ્ત બની રહેલાં છે. એથી હું શું કરૂં છું કે શું બોલું છું તેનું મને ભાન જ રહેતું નથી. અર્થાત્ તારૂં અપમાન કરનાર—તારા પ્રત્યે અપશબ્દો ઉચ્ચારનાર જયશિખરી નહિ, પરંતુ તેના શરીરમાં પ્રવેશેલો દુષ્ટ જ્વર છે એમ જ માનજે. મારા શબ્દોથી—મારા વર્ત્તનથી મારા તરફ અણુરાગ ન આણીશ!"

"મહારાજ! એ બાબત આપ મનમાં કશો પણ વિચાર ન

કરશો. આપના શબ્દોથી મેં મારૂં અપમાન થયલું માન્યું નથી, તેમજ મને માઠું પણ લાગ્યું નથી. કૃપા કરીને આપ શાંતપણે સુઈ રહો. હું બહાર જઇને આ કોલાહલ કોના તરફથી તથા શા કારણથી કરવામાં આવે છે તેની તપાસ કરી આવું છું." વીરભદ્રે કહ્યું.

"હા, હા, જા—એની તપાસ જલ્દીથી કરી આવ." જયશિખરીએ એ બાબત પોતાની ઇન્તેજારી દર્શાવી.

જયશિખરી પલંગમાં સ્વસ્થપણે પડયો રહ્યો. વીરભદ્ર રણવાદ્યો વાગવાનું કારણ જાણવાને તંબુની બહાર ચાલ્યો ગયો.

## પ્રકરણ ૯ મું.

### પ્રેમનો સંચાર.

આ નવલકથાના પ્રથમ ભાગમાં આપણે પેલા ગુપ્ત માર્ગ દ્વારા વ્યાસનારાયણના મંદીરમાંથી આનંદગિરિ સ્વામીના આશ્રમ તરફ વીરધ્વજને વિમળદેવીને ઉપાડીને જતો જોઇ ગયા છીએ. ત્યાર પછી તેમનું શું થયું તે હવે આપણે જોઇએ. વીરધ્વજ બેભાન બની ગયેલી વિમળદેવીને આનંદગિરિ મહારાજની પર્ણકુટીમાં લાવ્યો. એ જોઇને આનંદગિરિ મહારાજ આશ્ચર્યચકિત બની ગયા. તેમની પ્રશ્નાત્મક દૃષ્ટિના ઉત્તરમાં વીરધ્વજે ટુંકામાં તેમને વ્યાસનારાયણનાં મંદિરમાં બનેલી હકીકતથી માહિતગાર કરી દીધા. તે વિમળદેવીને એક કામળાપર સૂવાડીને બોલ્યો: "મહારાજ! સુરસેન અને તેના નીચ સેવક સામંતે ગુર્જરેશ્વર

જયશિખરીની ભગિની વિમળદેવીનું ગુપ્ત રીતે હરણ કરીને અત્યારે ને અત્યારે જ વિમળદેવીને ગાંધર્વલગ્નથી પોતાની પત્ની બનાવવાનો સંકેત સુરસેને રચ્યો હતો. વ્યાસનારાયણનો પૂજારી પણ તે બેતમાં ભળેલો હતો. તેઓ વિમળદેવીનું હરણ કરવામાં તો ફળિભૂત થયા. પરંતુ આપની કૃપાથી અત્યારે હું ત્યાં હાજર હોવાને લીધે વિમળદેવીના શિયળને નાશ કરવાના પ્રયત્નમાં તેમને ફતેહ મળી શકી નહિ. હું તેમનો નાશ નહિ કરતાં માત્ર વિમળદેવીનું રક્ષણ કરવાના હેતુથી જ તેને આપના આશ્રયે લાવ્યો છું. એ લોકો મને ઓળખી શકે તેમ નથી. કેમકે મેં પૂજારીના હાથમાંથી મશાલ ઝુંટવી, બહાર ફેંકી દઇને મંદિરમાં એકદમ અંધકાર કરી દીધો હતો. તેઓ માત્ર એમ જ ધારી લેશે કે ભગવાન્ વ્યાસનારાયણની ચમત્કારિક શકિતને લીધે જ આ બધું બનેલું હોવું જોઇએ. હવે વિમળદેવીને શુદ્ધિમાં આણી તેને સુરક્ષિતપણે અમારી છાવણીમાં પહોંચાડી દેવાનો પ્રબંધ કરવો જોઇએ."

"એ વિષયમાં તમે નિશ્ચિંત રહો.". આનંદગિરિએ કહ્યું: બૌદ્ધ સરદાર ગિરિદેવ અત્યારે આપણા આશ્રમમાં છે. તે ન્યાયી અને સદાચારશીલ છે. તેમની સહાયથી આપણે વિના વિઘ્ને વિમળદેવીને તમારી છાવણીમાં પહોંચતી કરી શકીશું." પછી તે વિમળદેવીની સામે જોઇને બોલ્યા: "આ ભયગ્રસ્ત બની જવાથી મૂર્ચ્છિત થઈ છે. એટલે તેની મૂર્ચ્છા પણ શિતળ પવનનો તેના મગજને સ્પર્શ થવાથી એની મેળે જ દૂર થઈ જશે અને હવે થોડીક વારમાં જ તે શુદ્ધિમાં આવશે. જૂઓ તે નિયમિત રીતે શ્વાસોચ્છાસ લે છે." તેમણે પેલું ગુપ્ત દ્વાર બંધ કરીને તેના ઉપર પાટ પૂર્વવત્ ગોઠવી દીધી.

થોડી વાર એ બન્ને જણા વિમળદેવીની શ્વાસોચ્છવાસની પ્રક્રિયા તરફ જોઇ રહ્યા. પંદર વિશ પળ પછી એકાએક વિમળદેવી ઝબકીને

જાગી ઉઠી હોય તે પ્રમાણે બોલી ઉઠી: "પેલા દુષ્ટો ક્યાં ? ભગવાન—**વ્યાસનારાયણ** ! એ પાપી સાથે મારૂં લગ્ન—"

તે વિશેષ બોલી શકી નહિ. તેનાં નેત્રો ફાટી રહેલાં હતાં. હજી તેના મનમાંનો ભય દૂર થયો ન હતો. **આનંદગિરિ** સ્વામીએ વાત્સલ્યભાવપૂર્વક તેના મસ્તકપર હાથ ફેરવતાં કહ્યું; "બેટા ! શાંત થા. આ સ્થળે એ દુષ્ટો તને કશી પણ હરકત કરી શકે તેમ નથી. ભગવાન્ **વ્યાસનારાયણ**ની કૃપાથી જ તારૂં રક્ષણ થયું છે. એ પાપી મનુષ્ય તારૂં પાણિગ્રહણ કરવાનો અધિકારી નથી !"

**આનંદગિરિ**ની ગંભીર વાણી અને તેમના આશ્વાસનથી વિમળદેવીનું મન શાંત થયું. તેનું ઉછાળા મારતું હૃદય હેઠું બેઠું. તેના નેત્રોમાં પૂર્વવત્ તેજ ચમકવા લાગ્યું. તેના ફીક્કા પડી ગયેલા કપોલપ્રદેશ ઉપર ગુલાબી રંગની છટા વિલસવા લાગી. તે બેઠી થઈ. **આનંદગિરિ**ની સફેદ દાઢી અને ભગવાં કપડાં સામે જોઇને તેને સાધુ પુરુષ સમજીને તેની તરફ પૂજ્યભાવથી જોતી બોલી: "મહારાજ ! મને થોડુંક જળ આપશો ?"

**આનંદગિરિ**એ તેને એક ધાતુપાત્રમાં **નર્મદા**નું નિર્મળ જળ આપ્યું. જળપાનથી તે વિશેષ શાંત બની. હવે તેની નજર પોતાની પાછળ બેઠેલા **વીરધ્વજ** તરફ ગઈ. તે બોલી: "કોણ ? **વીરધ્વજ** ! ખરેખર, તમે જ મારૂં રક્ષણ કર્યું હતું. પેલા દુષ્ટ લોકોની વચ્ચે તમે આવી પહોંચતાં તમારો ચ્હેરો જોઇને તેજ ક્ષણે હું તમને ઓળખી ગઈ હતી. તમે મને આપેલી હિમ્મત યાદ છે. તે પછી શું બન્યું તેનું મને સ્મરણ નથી. અહા ! હું તમારા આ ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકીશ ? પરંતુ એ વખતે તમે એ સ્થળે ક્યાંથી અને કેવી રીતે આવી પહોંચ્યા ?"

"એમાં મેં તમારા ઉપર કશો પણ ઉપકાર કર્યો નથી." વીરધ્વજ બોલ્યો: "મેં માત્ર મારી ફરજ જ બજાવી છે. બાકી તમારૂં ખરૂં રક્ષણ કરનાર અને તમને એ નરરાક્ષસના પંજામાંથી મુક્ત કરાવનાર તો માત્ર ભગવાન્ વ્યાસનારાયણ જ છે. હું ત્યાં કેવી રીતે અને ક્યાંથી આવ્યો, એ બધી હકીકત તમને પછીથી જણાવીશ. હાલ તો તમે થોડી વાર વિશ્રાંતિ લ્યો. એ વિશ્રાંતિથી પ્રાતઃકાળે તમારૂં શરીર અને મન પૂર્ણ સ્વસ્થ બની જશે."

"હા, વીરધ્વજની સલાહ વાજબી છે. તું થોડીવાર વિશ્રાંતિ લે." આનંદગિરિએ પણ અનુમોદન આપ્યું.

વિમળદેવી ચુપચૂપ પથારીમાં સૂઇ રહી. થોડી વારમાં નિદ્રાધીન બની ગઇ. સ્વામીજી વીરધ્વજને ઉદ્દેશીને બોલ્યા: "વીરધ્વજ તમે પણ તમારા સ્થાનકે જઇને આરામ લ્યો. તમને ઉજાગરો તથા શ્રમ લાગ્યાં હશે. હું અહીં બેઠો છું."

વીરધ્વજની આંખો ઘેરાતી હતી, એટલે તે કશી પણ આનાકાની કર્યા સિવાય જે સ્થળે પોતે તથા ગિરિદેવ સૂતા હતા તે સ્થળે જઇને સૂઇ રહ્યો.

* * *

પ્રાતઃકાળ થઇ ગયો. સૂર્યદેવ સુવર્ણરંગી કિરણોના વર્ષાદથી પૃથ્વીને પલાળવા લાગ્યા. મંદમંદ વાતો શીતળ સમીર નિદ્રાવશ થયેલા જનોનાં મનને પ્રફુલ્લ બનાવી, તેમને જાગૃત કરવા લાગ્યો. આકાશવિહારી પક્ષીવૃંદ કલરવ કરતાં પોતપોતાના ઉદ્યમે લાગી ગયાં. પતીતપાવનિ દેવી નર્મદાનું શીતળ અને પવિત્ર જળ પોતાના સ્પર્શથી દેહ અને મનના મેલને દૂર કરવાને પોતાને કિનારે આવેલા યાત્રાળુઓ તથા કિનારા ઉપરનાં ગ્રામ્યોમાં જ નિવસી રહેલા તિર્થ-

વાસીઓને આકર્ષવા લાગ્યું.

આનંદગિરિ સ્વામી તો અરૂણોદય થયો હતો એ વખતેજ ઉઠીને એક શિષ્યને પોતાની પર્ણકુટીમાં સૂતેલી રાજકુમારીની રક્ષા કરવાનું સૂચવીને નદી તટે સ્નાન કરવાને ચાલ્યા ગયા હતા. ત્યાં સ્નાન સંધ્યાદિ નિત્યકર્મ કરીને સૂર્ય ભગવાનના પ્રકાશનું પાન કરતા આશ્રમ તરફ આવતા હતા. તે વખતે ગિરિદેવ તેમને ઘોડેસ્વાર થઇને જતો માર્ગમાં સામો મળ્યો. સ્વામીજીને જોઈને નીચે ઉતરી પડયો અને તેમને વંદન કરી ઊભો રહ્યો.

"કેમ સ–સરદાર! અત્યારે ક્યાં તૈયારી કરી?" સ્વામીજીએ પ્રશ્ન કર્યો.

"હું અમારી છાવણી તરફ જાઉં છું. અમારા રાજવૈદ્ય રસેશાચાર્ય બે–ત્રણ માણસોની સાથે થોડા સમયમાં આવી પહોંચશે. હવે હું પાછો આવી શકીશ નહિ. માટે એ હકીકત વીરધ્વજને જણાવજો. તે નિદ્રાધીન થયેલો હોવાથી તેને જાગૃત કર્યા સિવાય જ હું આપની આજ્ઞા લેવાને માટે આપની પર્ણકુટી તરફ ગયો હતો. પરંતુ ત્યાં બેઠેલા આપના શિષ્યે જણાવ્યું કે આપ સ્નાન કરવાને પધાર્યા છો. એટલે માર્ગમાં જ આપને ભેટવાના ઇરાદાથી આ તરફ નિકળ્યો. પરંતુ આપની પર્ણકુટીમાં એક યુવતિ સૂતેલી છે તે કોણ છે? રાત્રીએ તો તે આપના આશ્રમમાં નહોતી દેખાતી!"

"એ યુવતિ જયશિખરીની બ્હેન અને જેનું લગ્ન સમ્રાટના જમાઇરાજ સાથે કરવાની શરત કરવાને વેદધર્મી રાજમંડળ પથારીવશ બનેલા જયશિખરીની પરવાનગી વગર તત્પર બન્યા છે તે વિમળદેવી." સ્વામીજીએ જણાવ્યું.

"અહો! અહો! પણ તે અહીં ક્યાંથી?" ગિરિદેવે પ્રશ્ન કર્યો.

" અચાનક–પ્રારબ્ધયોગે ! " મહારાજ બોલ્યા.

" હા હા, મને યાદ આવ્યું. મહારાણી રૂપસુંદરી તથા રાજ-કુમારી વિમળદેવી થોડાંક માણસોની સાથે વ્યાસનારાયણના દર્શને આવવાનાં હતાં અને તે માટે અમારા મહારાજનું અનુજ્ઞાપત્ર માગવામાં આવ્યું હતું. પરંતુ ત્યારે મહારાણી વગેરે કયાં છે ? "

" તેઓ આગળ ચાલ્યાં ગયાં ! "

" વિમળદેવીને એકલી મૂકીને ? " ગિરિદેવે આશ્ચર્ય વ્યકત કર્યું.

" સરદાર ! આપનાથી કશી પણ હકીકત ગુપ્ત રાખવાનો મારો ઇરાદો નથી. એટલે ગઇ રાત્રીએ જે કાંઈ બન્યું છે, તે હું તમને જણાવીશ. પરંતુ તેમાં એક અત્યંત ગુપ્ત વાર્તા મારે તમને જણાવવી પડશે. જો કે તમારા ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે, એટલે મને આશા છે કે એ હકીકત તમે તમારા હૃદયમાં જ રાખી મૂકશો. " એમ કહીને આનંદગિરિ સ્વામીએ રાત્રીએ બનેલો વૃતાંત જે પ્રમાણે વીરધ્વજના મુખથી પોતાના જાણવામાં આવ્યો હતો તે જ પ્રમાણે ઈત્થંભૂત ગિરિદેવને જણાવ્યો. તેમાં પેલા ગુપ્તદ્વારની હકીકત તેને જણાવવાની તેમને ફરજ પડી.

ગિરિદેવને સુરસેનના નીચ વર્ત્તનથી તેના ઉપર અત્યંત ક્રોધ ચડયો. તે બોલ્યોઃ " ભૃગુકચ્છાધીશ આટલો બધો નીચ અને કામ-પીપાસુ હશે એમ હું નહોતો જાણતો. એવા મનુષ્યની સાથે વિમળદેવીનું લગ્ન ન જ થવું જોઈએ. બૌદ્ધ સમ્રાટે પોતાની પુત્રીનું એની સાથે લગ્ન કરવામાં મોટી ભૂલ કરી છે. "

" પ્રારબ્ધના યોગે જે કાંઇ બનવાનું હોય છે તે અકલ્પનીય રીતે બની જાય છે, અને ભવિષ્યને જાણી લેવાની આપણી જ્ઞાન-શક્તિના અભાવે આપણે પ્રારબ્ધના ચક્રમાં અટવાઇ રહીએ છીએ

માટે બની ગયેલા બનાવના સંબંધમાં શોક કરવો નિરર્થક છે. પુનઃ આવો બનવા બનવા ન પામે એટલી કાળજી રખાય તો બસ." આનંદગિરિએ ગિરિદેવનું સાંત્વન કરતાં કહ્યું.

"મહારાજ અમારા પક્ષના એક અધિકાર યુક્ત મનુષ્યે ગુર્જરેશ્વરનું આ મોટું અપમાન કર્યું છે. એ ખરેખર અન્યાય કહેવાય. તેનું ફળ સુરસેનને અવશ્ય મળવુંજ જોઇએ." ન્યાયપ્રિય સરદાર ગિરિદેવ બોલ્યો.

"સરદાર! તમારો એ અભિપ્રાય તદ્દન વાસ્તવિક અને યોગ્ય છે, પરંતુ તે ફળ અત્યારે અપાવવાની ઉતાવળ કરવાની જરૂર નથી. સંધિ થઈ ગયા પછી જે કરવું હોય તે કરજો." સ્વામીજીએ સલાહ આપી.

"વારૂ, હવે હું રજા લઉં છું. વીરધ્વજે ગુર્જરેશ્વરની પ્રતિષ્ઠાને હાની પહોંચતી સહેજમાં બચાવી લીધી તે માટે મારા તરફથી તેનું અભિનંદન કરજો અને કહેજો કે તેને કદી પણ મારી જરૂર પડે તો હું તેને સહાય કરવાને તત્પર છું." એમ કહીને ગિરિદેવ ઘોડેસ્વાર થયો અને તેણે ઘોડો મારી મૂક્યો. મહારાજ પણ ઉતાવળે પગલે આશ્રમ તરફ ચાલવા લાગ્યા.

આશ્રમમાં તે આવી પહોંચ્યા એ વખતે વીરધ્વજ પણ જાગૃત થયેલો હતો. તે સ્વામીજીની પર્ણકુટીમાં બેઠો બેઠો નિદ્રામુક્ત થયેલી વિમળદેવીને રાત્રીના સુરસેનના કારસ્થાનની, ચંપા નામની સ્ત્રીએ તેમાં ભજવેલા ભાગની, રૂપસુંદરી વગેરે ચંપાને વિમળદેવી સમજીને કરી ગયેલા પ્રયાણની, વગેરે હકીકત જણાવતો હતો.

મહારાજે પર્ણકુટીમાં આવીને વીરધ્વજને કહ્યું: "બૌદ્ધ સરદાર ગિરિદેવ પોતાની છાવણીમાં ગયા છે. તેમણે તમારી નિદ્રાનો ભંગ કરવાનું યોગ્ય ધાર્યું નહિ. માર્ગમાં તે મને મળ્યા હતા. મેં તે અને

સર્વ હકીકત જણાવી છે. તમે વિમળદેવીના શિયળની રક્ષા કરી, ગુર્જરેશ્વરની પ્રતિષ્ઠાનું પણ રક્ષણ કર્યું છે તે, માટે તેમણે તમારો પોતાના તરફથી ધન્યવાદ કરવાનું મને જણાવ્યું છે. રસેશાચાર્ય થોડા સમયમાં આવી પહોંચશે અને તેમની સાથે બે-ત્રણ માણસો પણ આવશે. એટલે પ્રવાસ દરમિયાન હવે તમને વિશેષ વિઘ્ન નડશે નહિ. તદપિ મને એમ લાગે છે કે જો વિમળદેવી પુરુષનો પોષાક ધારણ કરીને તમારી સાથે ઘોડેસ્વાર થઈને પ્રવાસ કરે તો વધારે સારૂં."

"હા, આપની એ સલાહ વાજબી છે." વીરધ્વજ બોલ્યો: પરંતુ પુરુષના પોષાકનું શું કરવું?"

"તેની ચિંતા કરવાની જરૂર નથી. મારો શિષ્ય ગામમાં જઈને કોઈ ક્ષત્રિયનાં કપડાં લઈ આવશે." મહારાજે મુશ્કેલીનો ઉપાય બતાવ્યો

"તો તો બહુજ સારૂં."

"હા, પણ એક વાત કહેવાની રહી ગઈ હતી? ગિરિદેવે કહ્યું છે કે તે બૌદ્ધ સમ્રાટને સમજાવીને, વેદધર્મી રાજમંડળે રાજકુમારી વિમળદેવીનું સુરસેન સાથે લગ્ન કરવાની કરેલી શરત કાઢી નખાવશે. એટલે હવે તે સંબંધમાં વિશેષ ચિંતા—"

"શું મારૂં સુરસેન સાથે લગ્ન? અને તે માટે અમારા રાજમંડળે શરત કરી છે? પરંતુ તે કોની પરવાગીથી? મારા વડીલ બંધુ હજી પથારીવશ છે. તેમની અનુમતિ સિવાય આવી શરત રાજમંડળથી કેવી રીતે થઈ શકે?"

"રાજકુમારી! શાંત થાઓ." વીરધ્વજ બોલ્યો: "અમે પણ જાણીએ છીએ કે એવી શરત ન જ થઈ શકે; પરંતુ આપણા રાજમંડળમાં કેટલાક ધર્મદ્રોહી અને દ્વેષી રાજાઓ છે. તેઓ કોઈ પણ રીતે ગુર્જરેશ્વરની પ્રતિષ્ઠાને હાની પહોંચાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે; અને અત્યારે મહારાજા માંદગીને વશ હોવાથી તેમને તે યોગ પ્રાપ્ત

થયો હતો. પરંતુ ન્યાયપ્રિય બૌદ્ધ સમ્રાટ અને તેમના દક્ષ સલાહ-
કારો એવું નહિ જ થવા દે એવી આપણી ખાત્રી છે."

રાજકુમારી બોલી: "વીરધ્વજ! એ બધું ખરૂં છે. પરંતુ ગઇ
રાત્રીએ જો તમે મારી રક્ષા કરી ન હોત, એ દુરાત્માના પંજામાંથી
મને મુક્ત કરી ન હોત તો મારી શી દશા થાત? નક્કી મેં પ્રાણત્યાગ
જ કર્યો હોત અને ભગવાન્ વ્યાસનારાયણની સમીપમાં જ મારૂં શબ
પડયું હોત. તમારો એ મારા ઉપર થયેલો મહાન્ ઉપકાર હું કદી
પણ ભૂલી શકું તેમ નથી. કોઈ પણ રીતે એ ઉપકારનો બદલો મા-
રાથી વાળી શકાય તેમ નથી."

"રાજકુમારી! હું પુનઃ કહું છું કે એમાં ઉપકાર જેવું કશું જ
ન હતું." વીરધ્વજ શાંતપણે બોલ્યો: "તેનો બદલો વાળવાનો વિ-
ચાર કરવાની આવશ્યકતા પણ નથી. એક વેદધર્મી સૈનિક તરીકે
મેં મારી ફરજ માત્ર અદા કરી છે."

"નહિ, જે કાર્ય તમે કર્યું છે તે વેદધર્મી સૈનિકને તો શું પણ
વેદધર્મી રાજકર્ત્તાને પણ શોભાવે તેવું છે. તમારા એ ઉપકારનું વિ-
સ્મરણ મને કદી પણ થનાર નથી." વિમળદેવી રોમાંચને અનુભવતી
બોલી. તે એક તો વીરધ્વજના ઉપકાર તળે દબાયેલી હતી. તે સાથે
અત્યારે તેની સુમધુર અને પ્રતાપવાન્ મુખમુદ્રા જોઇને મોહ
મુગ્ધ પણ બની ગઈ હતી. તે મનમાં ને મનમાં વિચારવા લાગી
'અહા! કયાં મને પોતાના પંજામાં ફસાવી, ઉપકારનો ડોળ કરી તેને
બદલો માગનાર સ્વાર્થ સાધુ સુરસેન અને કયાં આ નિસ્પૃહ વૃત્તિને
વીરધ્વજ! એણે મારા શિયળનું, મારા જીવનનું, મારી પ્રતિષ્ઠાનું
રક્ષણ કર્યું છે. માટે એ સર્વ ઉપર હવે તેનો જ અધિકાર છે. તે એ
સાધારણ સૈનિક છે તેથી શું થયું? ઉચ્ચ કુળમાં જન્મ પામેલ
પરંતુ સ્વાર્થસાધુ, ધર્મદ્રોહી શ્રીમંત સરદારો, જાગીરદારો કે રાજ




વિમળદેવી પુરૂષનો વેશ ધારણ કરીને તૈયાર થઈ ગઈ. પૃષ્ઠ ૮૩.

કર્ત્તાઓ કરતાં એક સામાન્ય કુળમાં ઉત્પન્ન થયેલો અર્થહિન પરંતુ શૂરવીર અને પરોપકારી વૃત્તિવાળો ક્ષત્રિય દરેક રીતે ઉત્તમ જ છે. તેની શૂરવીરતાની પ્રતીતિ અત્યારે તેણે આપી છે, એટલું જ નહિ પરંતુ યુદ્ધમાં પણ પ્રસંગોપાત પોતાના શૌર્યથી તેણે શત્રુ અને મિત્રને છક્ક કર્યા છે. મારા ભાઇ તેની સાથે લગ્નગ્રંથીથી જોડાવાની મારી ઇચ્છાને પ્રતિકુળ નહિ જ બને. ભાભી રૂપસુંદરી પણ મારી વાતને ટેકો આપશે. વળી આ મુલતાનનો હોવાથી રૂપસુંદરી તેના જાતિકુળ વિષે પણ જાણતા હોવાં જ જોઇએ. એટલે મારી ઇચ્છા પાર પડવામાં વિઘ્ન આવશે નહિ.'

એ પ્રમાણે વિચાર કરતી તે મૌન્ય ધારણ કરીને બેસી રહી હતી. તેના ચ્હેરા ઉપર અત્યારે રતાશ ધાઇ આવી હતી. તેનાં નેત્રો નીચાં ઢળી પડયાં હતાં. હવે તે વીરધ્વજની સામે એકી ટશે જોઇ શકતી ન હતી. સુચતુર વીરધ્વજ તેના બાહ્યાંગના અવલોકન ઉપરથી તેના હૃદયમાં ચાલતા વિચારો કેટલેક અંશે જાણી ગયો. તે સ્વગત બોલ્યો: "હે પ્રભુ! તારો કેટલો મહદ્ ઉપકાર? આજે મારો હેતુ બર આવ્યો ખરો!"

તે ઉઠયો અને સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ કરીને તત્પર થઇ ગયો. વિમળાદેવીએ પણ સ્નાન કરી લીધું. સ્વામીજીએ તેને માટે ગામમાંથી એક ક્ષત્રિયને શોભાવે તેવો પોષાક તથા એક અશ્વ મંગાવી આપ્યો. વિમળાદેવી પુરુષનો વેશ ધારણ કરીને તૈયાર થઈ ગઈ.

રસેશાચાર્ય પણ ત્રણ માણસો સાથે મધ્યાન્હ પહેલાં આવી પહોંચ્યા. એટલે આનંદગિરિ સ્વામીને નમન કરી, તેમનો આશીર્વાદ મેળવી, વીરધ્વજ અને વિમળાદેવીએ પોતાની છાવણી તરફ જવાને પ્રયાણ કર્યું.

# પ્રકરણ ૧૦ મું.

## નણંદ ભોજાઈ.

તેઓ સર્વ યથાસમયે વેદધર્મી સૈન્યની છાવણી પાસે આવી પહોંચ્યા. રાજવૈદ્ય રસેશાચાર્યનું આગમન જાહેર કરવાને તમના માણસોએ રણવાદ્યનો ધ્વની કર્યો હતો. એ ધ્વની જયશિખરીના સાંભળવામાં આવવાથી તેણે બહાર મચી રહેલા કોલાહલ સંબંધી ઉત્સુકતા દર્શાવી હતી. તેણે બૌદ્ધોનું રણવાદ્ય વાગતું હોવાનું જણાવ્યું હતું તે ખોટું ન હતું.

અત્ર એક ખુલાસો કરવાની જરૂર છે. રૂપસુંદરી તથા તેની દાસીઓ વગેરે નિકળ્યાં ત્યારે વિમળદેવીના પોષાકમાં ભરાઇ બેઠેલી ચંપા વિષે એ વખતે તો તેમની કશી પણ શંકા આવી ન હતી. પરંતુ પ્રાતઃકાળ થયો એટલે ચંપાનું પોગળ પ્રકાશમાં આવી ગયું. પોતાની નણંદને બદલે કોઇ અન્ય સ્ત્રીને જોતાં રૂપસુંદરીને ફાળ પડી. તેણે પોતાના રક્ષકોને આગળ વધતા અટકાવ્યા. એ લોકોએ ચંપાને પકડીને તેણે વિમળદેવીના જેવાં કપડાં ક્યાંથી મેળવ્યાં, તે શા માટે તેમની સાથે આવી અને વિમળદેવી ક્યાં છે, એ વિષે અનેક પ્રશ્નો કર્યા. પરંતુ જમાનાની ખાધેલ ચંપા તે બધા પ્રશ્નોના ઉડાવનારા જવાબ આપવા લાગી. જ્યારે તેના તરફથી કશો ખુલાસો મળવાની આશા ન લાગી એટલે રૂપસુંદરીએ તેને બાંધીને છાવણીમાં લઈ જવાનો હુકમ કર્યો તથા વિમળદેવીની શોધ માટે ત્રણ માણસોને જુદી જુદી ત્રણ દિશા તરફ દોડાવ્યા. બીજા માણસો અને દાસીઓ સાથે પોતે જંગલમાં જ એક વૃક્ષ તળે મુકામ કર્યો. એક માણસ જે વ્યાસનારાયણના મંદિર તરફ ગયો હતો તે આનંદગિરિ સ્વામીના આશ્રમ પાસે પહોંચ્યો, તે વખતે

વીરધ્વજ તથા વિમળાદેવી વગેરે આશ્રમમાંથી બહાર પડયાં હતાં. વિમળાદેવી તેને ઓળખી ગઈ. પેલો માણસ પણ પુરુષ વેષમાં રહેલી વિમળાદેવીને પિછાની ગયા સિવાય રહ્યો નહિ. પરંતુ તેની સાથે વીરધ્વજ હોવાથી તેને હવે વિમળાદેવીના સંબંધમાં શંકા રહી નહિ. વિમળાદેવીએ પોતાના અશ્વને તે માણસના અશ્વ પાસે લઇ જઇને કહ્યું:— "તને મહારાણીએ મારી શોધ માટે મોકલ્યો હોય એવું મારૂં અનુમાન છે."

"હાજી, આપનું અનુમાન વાજબી છે."

"વારૂ, તું આગળથી મહારાણી પાસે જા અને તેમને ખબર આપ કે હું કુશળ છું. એટલે મારે માટે તેમના મનમાં થતી ચિંતા દૂર થાય. અમે થોડા વખતમાં જ તારી પાછળ પાછળ આવી પહોંચીશુ. હું ત્યાં આગળથી આ લોકોથી છૂટી પડી જઇશ અને પછી આ લોકોને આગળ વધવા દઇને આપણે તેમની પાછળ પાછળ જઇશું. આ લોકો પણ આપણી છાવણી તરફ જ જાય છે."

"જેવી આજ્ઞા!" એમ કહીને તે માણસ આડો ફંટાઇને તેમની આગળ મારતે ઘોડે પસાર થઈ ગયો. વિમળાદેવીએ પોતાનો ભેત વીરધ્વજને જણાવ્યો. વીરધ્વજને પણ તેમાં વાંધો લેવા જેવું ન લાગ્યું. રૂપસુંદરી પાસે બૌદ્ધ સમ્રાટનું અનુજ્ઞાપત્ર હતું અને તેની સાથે માણસો પણ પૂરતાં હતાં. વળી એક વખત નિષ્ફળતા મળ્યા પછી સુરસેન તુરત જ પુનઃ હલ્લો કરવાનો પ્રયત્ન કરશે નહિ એમ તે ધારતો હતો. એટલે તેણે પણ વિમળાદેવીના વિચારને સંમતી આપી. બધા થોડા સમયમાં જ જે સ્થળે રૂપસુંદરીએ મુકામ કર્યો હતો ત્યાં પહોંચી ગયા. એ વખતે વિમળાદેવી રસેશાચાર્ય અને તેમના માણસો સાંભળી શકે એમ મોટા સ્વરે વીરધ્વજને ઉદ્દેશીને કહેવા લાગી: "સરદાર! અહીં આપણા સૈનિકોએ મુકામ કર્યો હોય એમ લાગે

છે. એટલે હું તેમની સાથે ભળી જાઉં છું અને તેમની સાથે સાથે જ આવીશ. ”

“ જેવી તમારી ઇચ્છા. ” વીરધ્વજ બોલ્યો:

વિમળદેવી તેમનાથી છૂટી પડીને રૂપસુંદરી જ્યાં હતી તે તરફ ગઈ. વીરધ્વજ તથા રસેશાચાર્ય વગેરે આગળ વધ્યા. વિમળદેવી રૂપસુંદરીને જોતાં જ અશ્વ ઉપરથી નીચે ઉતરીને તેની કોટે બાઝી પડી. નણંદ ભાભીનાં હૈયાં ભરાઇ આવ્યાં હતાં. નેત્રોમાંથી નીર વહ્યાં જતાં હતાં. થોડી વારે બન્ને જણાં શાંત થયાં અને અરસપરસ પોતપોતાની હકીકત જણાવવાં લાગ્યાં. વિમળદેવીએ કહ્યું: “ આપના પિતા તરફથી આવેલા વીરધ્વજે જ મારૂં રક્ષણ કર્યું હતું. જો તેઓ ન હોત તો તમે પુનઃ તમારી આ ન્હાનકડી નણંદને જોઇ શકત જ નહિ. એ શૂરવીર પુરુષની વીરતાથી જ મને નવીન જીવન પ્રાપ્ત થયું છે. એ કોણ છે અને કેવા કુળના છે, એ તમારા જાણવામાં છે ? ”

વીરધ્વજનું નામ લેતાં વિમળદેવીને થયેલા સંકોચ, લજ્જાશિલતાને લીધે તેણે નીચું નમાવેલું મસ્તક અને તેના ગાલ ઉપર આવેલી લાલ સુરખી, એ ચિહ્ન જોઇને ચાણાક્ષ રૂપસુંદરી પણ વિમળદેવીનું હૃદય કળી ગઇ. તે મુખ મલકાવતી બોલી: “ મને વીરધ્વજનો વિશેષ પરિચય નથી. પરંતુ હું એટલું જાણું છું કે તે મારા બાપુના વિશ્વાસુ અને વફાદાર સરદાર છે. એક વખત તેમણે તમારી માફક મારો પણ એક દુષ્ટ મનુષ્યના પંજામાથી સહાસિકતા પૂર્વક બચાવ કર્યો હતો. પરંતુ એ વાત બહુ લાંબી હોઇને હું ભવિષ્યમાં કોઇ પ્રસંગે તમને જણાવીશ. એ ચંદ્રવંશી ઉંચા કુળના ક્ષત્રિય છે. ”

“ ત્યારે તો સારૂં ! ” વિમળદેવીના મુખમાંથી પ્રસ્તુત શબ્દો સરી પડ્યા.

" કેમ? ઉંચા કુળના ક્ષત્રિય હોય તો સારૂં શા માટે?" રૂપસુંદરીએ હાસ્ય કરતાં પ્રશ્ન કર્યો.

એ પ્રશ્નથી વિમળદેવી શરમાઇ ગઈ. તેનો શો જવાબ આપવો એ તેને સૂજ્યું નહિ. મૌન્ય ધારણ કરીને, નીચી દૃષ્ટિએ સાડીના છેડાને વળ ચડાવતી જોઈ રહી.

" કેમ? વિમળબા! પ્રેમઘેલાં તો નથી બન્યાંને?" હવે રૂપસુંદરીએ મજાક કરી.

મોટી ભાભી પાસે શરમને નહિ છાંડી શકવાથી વિમળદેવી તેનો કશો પણ જવાબ આપી શકી નહિ.

" હોય, બા! હોય. એમાં શરમાઓ છો શા માટે? વીરધ્વજ જેવા દેખાવડા, ગુણશાળી અને વીર પુરુષ પ્રત્યે કોઇ પણ કુમારિકાનું હૃદય આકર્ષાય તો તેમાં આશ્ચર્ય જેવું નથી. તેમાંયે વળી તમે તો તેના ઉપકારના બોજા નીચે દબાયેલા હોવાથી, તમારૂં હૃદય એવડા જોરથી આકર્ષાય એ સ્વાભાવિક છે. કદાચ એમ હોય તો પણ એમાં ખોટું નથી. કેમકે જેમ રૂપ ગુણે તે લાયક છે તે પ્રમાણે ઉચ્ચ કુળનો ક્ષત્રિય બચ્ચો છે. એટલે તમારા ભાઇ પણ તમારી ઇચ્છાની આડે આવે તેમ નથી. તમારી ઇચ્છા હશે તો હું તમારા ભાઇને સમજાવીશ."

" અહા! ભાભી! તમારૂં મારા ઉપર કેટલું બધું હેત છે?" બસ એટલું જ વિમળદેવી બોલી શકી. પરંતુ તેના એ શબ્દો પરથી રૂપસુંદરીને તેના હૃદયનું તમામ રહસ્ય અવગત થઇ ગયું.

તે બોલી: "પણ એક મુસ્કેલી છે! વીરધ્વજ તમારા પ્રેમનો સ્વીકાર કરશે ખરો? કદાચ તેણે પોતાના હૃદય-મંદિરમાં દેવી તરીકે કોઇ બીજી જ કુમારિકાની સ્થાપના કરી હશે તો? તે પરણ્યો નથી એટલું હું જાણું છું. પરંતુ હજી સુધી કોઈ યુવતિએ તેનું હૃદય

આકર્ષ્યું છે કે નહિ એ મારા જાણુવામાં નથી."

હા, એ મુસ્કેલી મોટી હતી; અને એ પ્રશ્નથી વિમળદેવીના હૃદયમાં તો અનેક તર્કવિતર્ક ઉઠવા લાગ્યા. તે વિમાસણુમાં પડી ગઇ. એક નિમિષ માત્રમાં અનેક વિચારો તેના મગજમાં ઉપસ્થિત થઈ ગયા. 'એ સુકુમાર છે, શૂરવીર છે, સૌંદર્યશાલી છે, ગુણુવાન્ છે. મારા જેવી અનેક કુમારિકાઓનાં હૃદય તેમણે આકર્ષ્યાં હોય એ બનવા જોગ છે. તેમાંથી એકાદીને એ કદાચ વચન આપી ચૂકયા હશે તો ? મારા પ્રેમનો સત્કાર નહિ કરે તો—'

એ 'તો' આડો આવીને નડયો. તે વિચારવમળમાં ગુંથાઇ જવાથી તેણે કશો જવાબ આપ્યો નહિ. રૂપસુંદરી બોલીઃ "વિમળબા! એમ નિરાશ થવાનું કશું પણ કારણુ નથી. હું વીરધ્વજને મારી પાસે બોલાવીશ. યુક્તિ પ્રયુક્તિથી તેનું હૃદય જાણી લઇશ. ઘણું કરીને તો તેણે લગ્નનો વિચાર જ નહિ કર્યો હોય. પરંતુ કદાચ વિચાર કર્યો હશે તો પણ તમારા જેવી સ્વરૂપવતી અને વળી ગુર્જરેશ્વર જેવા મહારાજાધીરાજની ભગિનીનું પાણિગ્રહણ કરવાની લાલચ સામે એક ક્ષણુભર પણ ટકી શકશે નહિ. મારી ખાત્રી છે કે એ તમારા પ્રેમનો અવશ્ય સત્કાર કરશે."

"અહા ! જો એટલું થાય તો હું તમારો ઉપકાર કદી પણુ ભૂલીશ નહિ."

"પણુ એ ઉપકારનો—મારી મહેનતનો બદલો શો આપશો?" રૂપસુંદરીએ ટોળ કરી.

"ગુર્જરેશ્વરની પટરાણી ઉપકારના—શ્રમના બદલાની વાંછના કરતી હશે એ તો મેં આજે જ જાણ્યું !" વિમળદેવીએ પણ હવે પોતાના પ્રફુલ્લ બનેલા હૃદયને અનુસરતી ભાષામાં મજાક કરી.

" વિમળબા ! તમે ઉમરમાં ન્હાનાં છો પણ તર્કવાદમાં કુશળ છો. "

" એ પણ તમારી જ તાલીમ અને પરિચયનું ફળ છે ને ! "

" હું ખરું જ કહું છું કે જો હું પુરુષ હોત તો અત્યારે મેં વીરધ્વજના ટુકડે ટુકડા કરી નાંખ્યા હોત. " રૂપસુંદરી બોલી.

" અને જો મને ભગવાને પુરુષનો અવતાર આપ્યો હોત તો મારા ભાઈને તમે પસંદ કરેલા જોઇને હું તો બીજું કશું પણ નહિ કરતાં, સંસારનો ત્યાગ કરી, સન્યાસી બનીને ચાલી ગઈ હોત. " વિમળદેવીએ પણ હસતાં હસતાં કટાક્ષ કર્યો.

એ વખતે એક દાસીએ નજીક આવીને કહ્યું: " બા સાહેબ ! હવે આપ બન્ને જરા ટીમણ કરી લ્યો તો સારું. આપે સ્હવારનું કશું પણ ખાધું નથી અને ત્રણ પહોર વિતી જવા આવ્યો છે. "

" શું ? તમે સ્હવારનું ખાધું નથી ? " વિમળદેવીએ રૂપસુંદરીને પ્રશ્ન કર્યો.

" બ્હેન ! તમારા ગૂમ થવાની હકીકત જાણીને મને ખાવાનું કેવી રીતે ભાવે ? "

" ચાલો ચાલો, ત્યારે ખાઇ લ્યો અહા ! ભાભી ! તમારો મારા ઉપર કેટલોબધો પ્રેમ છે ! મારા ભાઇ કરતાં પણ અધિક વ્હાલ તમે દર્શાવો છો. "

" વિમળબા ! એ માટે મારી પ્રશંસા કરવાની જરૂર નથી. તમારી સુકોમળતા અને તમારો સ્વભાવ જ એવો છે કે કોઇને પણ તમારા ઉપર વહાલ ઉપજ્યા સિવાય રહે નહિ. " રૂપસુંદરીએ કહ્યું.

પછી બન્ને ટીમણ કરવા લાગ્યાં. તે દરમિયાન વિમળદેવીની શોધ માટે ગયેલા બીજા માણસો પણ આવી પહોંચ્યા. એટલે બધાએ

પ્રયાણની તૈયારી કરવા માંડી. વિમળદેવીએ પોતાનો પુરુષ વેષ દૂર કરી દીધો હતો. પ્રયાણ કરતી વેળાએ તે બોલી: " ભાભી ! મને લાગે છે કે આ નીચ સ્ત્રી–ચંપાને આપણી સાથે લઇ જવાની કશી પણ જરૂર નથી. એથી છાવણીમાં નકામી હોહા થશે અને મારા ભાઈના જાણવામાં આ હકીકત આવવાથી તેમનું મન વધારે દુઃખાશે. વળી તેને પકડી જવાથી હવે કશો વિશેષ લાભ પણ થવાનો નથી."

" હા, એ પણ તમારૂં કહેવું ખરૂં છે." એમ કહીને રૂપસુંદરીએ જે માણસે ચંપાને બાંધીને પકડી રાખી હતી તેને ચંપાને મુક્ત કરવાની આજ્ઞા કરી. પછી તે ચંપા સામે જોઇને બોલી: "બાઇ ! તું ગમે તે જાતિની સ્ત્રી હો, પરંતુ સ્ત્રીઓમાં હોવી જોઇતી સ્વાભાવિક સરલતા અને ઉદારતા તારામાં નથી. નહિ તો સ્ત્રીપદને કલંક લગાડનારૂં આવું નીચ કૃત્ય કરવાને માટે તું કદી પણ તત્પર થાત નહિ. ખેર, જે કાર્યમાં સહાય કરવાને તું તત્પર થઇ હતી તે કાર્ય સિદ્ધ નહિ થતાં વિમળબા નિર્વિઘ્ને પાપીઓના પંજામાંથી મુક્ત થઇને અહીં આવ્યાં છે, એ જોઇને પણ તને તારા પાપનો પશ્ચાત્તાપ થાય તો એટલું તારૂં સદ્‌ભાગ્ય. જે નરાધમે તને આ નીચ કાર્યમા યોજી હોય તે પુનઃ તને મળે તો તેને એટલું કહેજે કે કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવાને માટે અન્યાયયુક્ત માર્ગ ગ્રહણ કરવામાં કદી પણ સફળતા મળી શકતી નથી તેણે જે કૃત્ય કર્યું છે તેનો પુરઃસ્કાર કરવાનો વિચાર અમે તો નહિ કરીએ. પરંતુ પરમ કૃપાળુ પરમાત્મા, જે જગન્નિયંતા અને બ્રહ્માંડમાં બનતા તમામ બનાવોનો દ્રષ્ટા છે, તે એ પાપીને તેના કર્મનું યોગ્ય ફળ આપ્યા સિવાય રહેશે નહિ. જા, બાઇ ! જા. તારા જેવી દુષ્ટ સ્ત્રીનો સંસર્ગ ઓછો રાખવામાં જ માલ છે."

" બાઇસાહેબ ! એમાં મારો કશો પણ વાંક નથી. " ચંપા ધૃષ્ટતાપૂર્વક બોલી: " જેમની ઇચ્છાથી આ કાર્યમાં હું યોજાયેલી હતી તેમની આજ્ઞાને આધીન બન્યા વગર છૂટકો જ નહતો. વળી એમની સાથે વિમળદેવીબાનું લગ્ન થવામાં મને તો કશું ગેરવાજબી લાગતું નહતું. કેમકે તેઓ કુળમાં, સત્તામાં કે બીજી રીતે ગુર્જરેશ્વર કરતાં કાંઇ ઉતરતા નથી."

" ખરેખર, સોમલને શુદ્ધ કરવાને ગમે તેટલી પ્રક્રિયા કરવામાં આવે તો પણ તે પોતાના વિષનો પરિત્યાગ કરતો નથી. " ચંપાની ધૃષ્ટતાથી દુ:ખાયેલા અંત:કરણપૂર્વક રાણી બોલી: " તને અમે મુક્ત કરી તે માટે અમારો આભાર માનવો તો રહ્યો, પરંતુ ઉલટી તું તારા કટુ શબ્દોથી અમારાં દિલને વધારે દુ:ખી કરે છે. "

" રાણીજી ! આપે મને મુક્ત કરી તે માટે મારે આપનો આભાર માનવાની કશી પણ જરૂર નથી. કેમકે આપે કાંઈ મારી દયા લાવીને મને છોડી દીધી નથી. પરંતુ વિમળદેવીબાના સંબંધમાં વધુ ચકચાર નહિ થવા દેવા માટે જ મને બંધનમુક્ત કરી છે. અર્થાત્ જે કાર્ય આપે આપના લાભને ખાતર કર્યું હોય તે માટે મારે શા સારૂ આભાર માનવો જોઇએ ? "

" ભાભી ! એવી કુલટાઓની સાથે વધારે સમય વાત કરવામાં પણ હાની છે. " વિમળદેવીએ કહ્યું.

" ખરૂં છે, બાપુ જા ! " એમ કહીને રૂપસુંદરીએ વિમળદેવી તથા પોતાની દાસીઓ અને માણસો સાથે છાવણી તરફનો માર્ગ લીધો અને નિર્લજ સ્વભાવવાળી ચંપાએ તેમનાથી વિરૂદ્ધ દિશા તરફ જતો માર્ગ પકડ્યો.

તેઓ મોડી રાત્રીએ છાવણીમાં આવી પહોંચ્યાં અને ગુપચૂપ

પોતાના શિબિરમાં દાખલ થઈ ગયાં. રૂપસુંદરીએ **વિમળાદેવી** ગૂમ થવાના સંબંધમાં કશો પણ ઉચ્ચાર નહિ કરવાની તેની સાથેના તમામ માણસોને આજ્ઞા કરી રાખી હતી. એટલે તે વાત છાવણીમાં ફેલાવા પામી નહિ.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### રાજવૈદ્ય રસેશાચાર્ય.

રસેશાચાર્ય **વીર**ધ્વજની સાથે છાવણીમાં પ્રવેશ કરીને તેની રાવટી તરફ ચાલવા લાગ્યા. છાવણીમાં પ્રવેશ કરતી વખતે તેમના આગમનની સત્ય હકીકત જાહેર કરવાની **વીર**ધ્વજને ગરજ પડી હતી. તે હકીકત વિજળીના વેગે કર્ણોપકર્ણ આખી છાવણીમાં પથરાઇ ગઇ. **વીર**ભદ્રે બહાર નિકળીને તપાસ કરી તો માણસો દ્વારા તેના જાણવામાં આવ્યું, કે બૌદ્ધ સમ્રાટે **વીર**ધ્વજ સાથે પોતાના રાજવૈદ્ય રસેશાચાર્યને ગુર્જરેશ્વરને ઔષધોપચાર કરવાને માટે મોકલ્યા છે; પરંતુ પોતાના એક નોકરના ઉપર તેમનો ઔષધપ્રયોગ અજમાવી જોયા બાદ તે નોકરને આરામ થાય તોજ ગુર્જરેશ્વરને રસેશાચાર્યનું ઔષધ લેવાની વિનતિ કરવી, એવા વિચારથી **વીર**ધ્વજ પ્રથમ રાજવૈદ્યને પોતાની રાવટીપર લઈ ગયો છે.

“ અહા ! આ પણ એક ચમત્કાર નહિ તો બીજું શું ? ” વીરભદ્ર આગળ ચાલતો ચાલતો મનમાં વિચાર કરવા લાગ્યો: “ ગુર્જરેશ્વરને ઔષધોપચાર કરવાને માટે ખુદ બૌદ્ધ સમ્રાટ પોતાના રાજવૈદ્યને મોકલે એ પણ એક આશ્ચર્ય ! મનુષ્યની ઉપકારબુદ્ધિ ગમે તેટલી ઉત્કૃષ્ટ

હોય તો પણ સ્વાર્થના પાસથી તે કેવળ અબાધિત રહી શકે એ તો મને શક્ય લાગતું નથી. તો પછી આ પ્રચંડ કારસ્થાન તો નહિ હોય ? મને આ વાત ગળે ઉતરતી નથી. ગુર્જરેશ્વરને આરામ થવાથી બૌદ્ધ-સમ્રાટને શો લાભ ? નક્કી આમાં કશો પણ દગો હોવો જોઈએ. વખતે બૌદ્ધ સમ્રાટને નામે આ કાર્ય સુરસેને કર્યું નહિ હોય તેની ખાત્રી શી ? નજીવા લાભને ખાતર સગા ભાઇઓ પણ એક બીજાનાં ગળાં રહેંસવાને તૈયાર બની ગયાનાં ઉદાહરણો આપણે સાંભળીએ છીએ અને જોઇએ છીએ, તો પછી પોતાના મુખ્ય શત્રુનો નાશ કરવાને માટે સુરસેને કિંવા તેની અને બૌદ્ધ સરદારોની ભંભેરણીથી બૌદ્ધ સમ્રાટે આ યુક્તિ કરી હોય તો તે અસંભવિત નથી. બૌદ્ધ સમ્રાટ પોતાના શત્રુના અનારોગ્યને દૂર કરવાને માટે કશી પણ વિજ્ઞાપના કે માગણી સિવાય પોતાની મેળે જ પોતાના રાજવૈદ્યને મોકલી આપે, એવી કલ્પના પણ કેવી રીતે કરી શકાય ? બૌદ્ધ સમ્રાટ મોટા ઉદાર અને ન્યાયપ્રિય છે, તેમ ગુર્જરેશ્વર માને છે. તો પણ આવા જોખમના પ્રસંગમાં એ માનિનતાને આધારે નિશ્ચિંત રહેવું તે યોગ્ય નહિ. અત્યારે વેદધર્મી રાજકર્ત્તાઓનો પણ વિશ્વાસ કરી શકાય તેમ નથી તો પછી પરધર્મીનો તો જરી પણ વિશ્વાસ શા માટે રાખવો જોઈએ. વીરધ્વજ એટલો બુદ્ધિમાન્ ખરો કે તેણે પ્રથમ પોતાના નોકર ઉપર ઔષધપ્રયોગ અજમાવ્યા પછી જ મહારાજને ઔષધ લેવાનો આગ્રહ કરવાનું જણાવ્યું. એ માણસ ઉપર અશ્રદ્ધા રાખવાની જરૂર નથી. તે ગુર્જરેશ્વરનો કટ્ટો ભક્ત છે. એટલે કદાચ આ કાવતરૂં રચવામાં આવ્યું હોય તો પણ તેમાં વીરધ્વજનો હાથ તો નહિ જ હોય. અહો ! અમારા રાજવૈદ્ય સુરેન્દ્રાચાર્ય વીરધ્વજની રાવટી તરફ જતા જણાય છે. એ પણ ઠીક થયું. તે બૌદ્ધ રાજવૈદ્યના ઔષધની પરીક્ષા

કરી શકશે અને હું તેના સ્વભાવની પરીક્ષા કરી શકીશ.” એમ વિચાર કરતો તે પણ સુરેન્દ્રાચાર્યની પાછળ પાછળ જવા લાગ્યો.

સુરેન્દ્રાચાર્ય ગુર્જરેશ્વરના રાજવૈદ્ય હતા. વૈદક વિદ્યાનો શાસ્ત્રીય અભ્યાસ તેમનો સારો હતો. પરંતુ સ્વભાવે તે જરા ઘમંડી હતા તથા શરીરે સુકોળ હૃદયના પોચા હોવાથી વખતે અમુક રોગીનો રોગ પોતાને લાગુ પડશે તો, અમુક ઔષધ તૈયાર કરતાં તેની ભઠ્ઠીમાંથી નિકળતા ધૂમાડાને લીધે પોતાની આંખોને કિંવા શરીરના બીજા ભાગને હાની પહોંચશે તો, એવા એવા નિર્મળ વિચારોથી તે એક વૈદ્ય તરીકેની ફરજો અદા કરવામાં પછાત પડતા હતા. માત્ર રાજવૈદ્યની પદવી વંશપરંપરાથી ઉતરી આવેલી હોવાથી તથા રાજકુટુંબમાં અનારોગ્યનો પ્રસંગ ભાગ્યેજ આવવાથી તેમનું ટકું અત્યાર સુધી તો એમને એમ નભ્યું હતું. હમણાં વેદધર્મીઓની છાવણીમાં ચાલેલી મહામારીમાં એ જ બધા દર્દીઓને ઔષધોપચાર કરતા હતા. પરંતુ તેમનું ઔષધ કારગત નિવડ્યું નહતું.

વીરધ્વજે દિર્ઘદષ્ટિ વાપરીને, પોતાના નોકરને રસેશાચાર્યનું ઔષધ આપતી વેળાએ પોતાના રાજવૈદ્યને હાજર રાખવાથી, રસેશાચાર્યના ઔષધ વિષે કશી શંકા લઇ જવાનું કારણ ન રહે એવા હેતુથી સુરેન્દ્રાચાર્યને બોલાવ્યા હતા.

સુરેન્દ્રાચાર્ય વીરધ્વજની રાવટીમાં દાખલ થયા. રાવટીની અંદર બે ભાગ કરવામાં આવ્યા હતા. પાછળના ભાગમાં રસેશાચાર્ય ખાટલામાં સૂતેલા વીરધ્વજના નોકરની પાસે બેઠા હતા. આગળના ભાગમાં વીરધ્વજ સુરેન્દ્રાચાર્યની પ્રતિક્ષા કરતો ઊભો હતો. તેની પાસે તેનો એક શિકારી કૂતરો પણ ઊભો હતો. રાજવૈદ્યને અંદર પ્રવેશતા જોઇને વીરધ્વજ બોલ્યોઃ “પધારો મહારાજ.”

" કેમ ? મને શા માટે બોલાવ્યો છે ? અહાહા ! કેટલો બધો ઉકળાટ ? રાવટીની અંદર ખૂલ્લી હવાના અવરજવરની બિલકુલ વ્યવસ્થા નથી. " રાજવૈદ્ય બોલ્યા.

વીરધ્વજે તેનો ઉત્તર આપતાં કહ્યું: " મહારાજ ! રાવટીના અંદરના ભાગમાં મારા નોકરની પાસે બૌદ્ધ સમ્રાટના રાજવૈદ્ય રસેશાચાર્ય બેઠેલા છે. તેમને બૌદ્ધ સમ્રાટે ગુર્જરેશ્વરને ઔષધોપચાર કરી આરામ કરવાના હેતુથી મોકલ્યા છે. પરંતુ પ્રથમ મારો નોકર કે જેને મહારાજાના જેવોજ જ્વર લાગુ પડયો છે તેના ઉપર તેમના ઔષધનો પ્રયોગ અજમાવવાનું મેં વાજબી ધાર્યું છે. એમંદરે આ પ્રકરણ બહુ નાજુક હોવાથી એ પ્રયોગ આપની સાનિધ્યમાં થાય તો સારૂં, એવા હેતુથી મેં અત્યારે આપને અત્ર પધારવાનો શ્રમ આપ્યો છે. "

" તમે કર્યું છે તે બધું ઠીક છે. " સુરેન્દ્રાચાર્ય બોલ્યા: " પરંતુ આવા સખ્ત તાપમાં તમે મને અહીં સુધી આવવાનો શ્રમ આપ્યો એ ઠીક કર્યું નહિ. તે કરતાં એ રોગી, વૈદ્ય અને તમે અમારા તંબુ ઉપર આવ્યા હોત તો મને ત્રાસ પડત નહિ અને ત્યાં તમામ કામનો નિકાલ આવી જાત. જૂઓને, તમારી રાવટી કેટલી બધી ગંદી છે ? ખૂલ્લી હવાનું નામ ન મળે અજવાશ પણ પૂરતો નહિ. જ્યાં ત્યાં કચરોજ કચરો પડેલો છે. એ કચરાની દુર્ગંધથી તો મારૂં માથું જ ભમી ગયું. આ ખરાબ હવાના સંસર્ગથી કદાચ મારી તબિયત પણ બગડી જવાનો સંભવ છે. "

" મહારાજ ! હું તો એક સાધારણ સૈનિક ! " વીરધ્વજ સુરેન્દ્રાચાર્યના શબ્દોથી મનમાં ગુસ્સે તો થયો, પરંતુ તે ગુસ્સાને પ્રકટ થવા ન દેતાં શાંતિ અને નમ્રતા પૂર્વક બોલ્યો: " મારા જેવા

ગરિબ સિપાઈની રાવટી સારી ક્યાંથી હોય ? આપે અહીં પધારીને મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે. બાકી આપના જેવા મોટા અને વિલાસી રાજવૈદ્યને ઊભા રહેવાને માટે પણ આ જગ્યા લાયક નથી, એ સત્ય છે.”

“એ બરાબર છે. પરંતુ અમે અહીં આવનાર છીએ એમ તમે જાણતા હતા. તો પછી તેને માટે અગાઉથી તમારે તૈયારી કરી રાખવી જોઇતી હતી.” રાજવૈદ્ય બોલ્યા. એ વખતે **વીરભદ્ર** રાવટીમાં દાખલ થયો. તેણે રાજવૈદ્યને પ્રણામ કર્યા. તેની સામે જોઇને રાજવૈદ્યે કહ્યું: “આ **વીરભદ્ર**જીને કહીને કિંવા મારે ત્યાંથી મંગાવીને સારી શેત્રંજી તથા ગાલીચો બિછાવવાં જોઇતાં હતાં. કદાચ અમને તૃષા લાગે તો તમારા આ માટીના વાસણમાં ભરેલા જળનું પાન કરીને અમારે ભ્રષ્ટ થવું ? અમારે ત્યાંથી ચાંદીનો કુંજો મંગાવી રાખવો હતો ને ? અમારી નહિ, તો અમારાં વસ્ત્રો તમારે ત્યાં આવવાથી બગડી ન જાય તેની તો દરકાર કરવી હતી ? વારુ, ચાલો ક્યાં છે તે વૈદ્ય ? અંદરના ભાગમાં ? ચાલો તેમની પાસે જઈએ.”

“જરી ઊભા રહો, મહારાજ !” **વીરભદ્ર** વચ્ચે પૂરાયો અને ધીમેથી બોલ્યો: “આ રસેશાચાર્ય બૌદ્ધ મતનો અનુયાયી છે. વેદધર્મનો કટ્ટર વિરોધી. એવા મનુષ્યનું ઔષધ ગુર્જરેશ્વરને આપવાનું આપને યોગ્ય લાગે છે ખરું ?”

સુરેન્દ્રાચાર્ય બોલ્યા: “શાસ્ત્રમાં કહ્યું છે કે ‘**औषधं जान्हवीतोयं वैद्यो नारायणो हरिः**’ એ ન્યાયે જોતાં તો કોઈ પણ ઓષધ હોય અને ઔષધોપચાર કરનાર ગમે તે હોય તો પણ હરકત નહિ, પરંતુ હાલના પ્રસંગ તરફ નજર કરતાં માત્ર થોડુંક સાવધપણું રાખવું જોઇએ ખરું.”

" મારૂં કહેવું પણ તે જ છે. " વીરભદ્ર બોલ્યોઃ " જો બૌદ્ધ સમ્રાટનો હેતુ તેના રાજવૈદ્ય મારફત આપણા મહારાજાને વિષ-પ્રયોગ કરાવવાનો—"

" મને પણ એજ સંશય આવે છે. સુરેન્દ્રાચાર્ય વિચાર કરતાં બોલ્યોઃ " બૌદ્ધ લોકો વિષપ્રયોગમાં બહુ જ કુશળ છે અને તે પ્ર-યોગ એ લોકો એવી ખૂબીથી કરે છે કે જેના ઉપર પ્રયોગ કરવામાં આવે તેને લેશ પણ ખ્યાલ ન આવતાં તે મનુષ્ય ધીમે ધીમે નિર્બળ બનતો મરણને શરણ થાય છે. કોઇ કોઇ વાર તેઓ કાગળ ઉપર વિષ લગાવીને તે કાગળમાં કાંઇક હકીકત લખીને પોતાના વૈરી તરફ મોકલે છે. કાગળનો તે સ્પર્શ કરે કે તેજ દિવસે તેનાં સોએ વર્ષ પૂરાં થયાં સમજવાં! વળી તેમના વિષપ્રયોગથી મૃત્યુ પામનાર મનુષ્યના રક્ત, મૂત્રાદિની તપાસ કરવામાં આવે તો તેમાંયે વિષનું ચિહ્‌ન માલૂમ પડતું નથી. પરંતુ અમારા જેવા કુશળ વૈદ્યશાસ્ત્રી પાસે તે લોકોનું કપટ દિર્ઘકાળ નભી શકે તેમ નથી. અમે તેના કપટની એકદમ પરીક્ષા કરી લઇશું. ચાલો આપણે તેની પાસે જઇએ અને કેવી મજા થાય છે તે જોઇએ. "

વીરધ્વજ કશું પણ નહિ બોલતાં મૌનપણે સાંભળ્યા કરતો હતો; તે આગળ થયો અને સુરેન્દ્રાચાર્ય તથા વીરભદ્ર તેની પાછળ અંદ-રના ભાગમાં ગયા. રસેશાચાર્ય રોગીના ખાટલા પાસે જમીન ઉપર પાથરેલી એક તૂટેલી ચટાઇ ઉપર બેઠા હતા. તેમણે ઉંચી દૃષ્ટિ કરીને સુરેન્દ્રાચાર્યની સામે જોયું. પુનઃ તુરત જ દૃષ્ટિને ફેરવી લઇને પોતાના દરદીની સામે નજર કરી.

એ જોઇને સુરેન્દ્રાચાર્ય વીરભદ્રના કાન પાસે પોતાનું મુખ લઇ જઇને અતિ મંદ સ્વરે કહેવા લાગ્યાઃ—" વીરભદ્રજી ! જોયું કે ? મને જોતાં વાંત તેણે માથું કેવું નીચું કરી દીધું ? બસ, નક્કી કપટ, મને

જોઇને શેટમજી ગભરાઇ ગયો લાગે છે. ચિંતા નહિ, હું હમણાં જ તેને મારી શક્તિનો પ્રભાવ દર્શાવું છું." એમ કહીને તે રસેશાચાર્યની નજીકમાં જઇને અભિમાનપૂર્વક તીરછી દૃષ્ટિએ તેની સામે જોતો ઊભો રહ્યો. પરંતુ રસેશાચાર્યે તેની પરવા કરી નહિ. એટલે તે મનમાં જ બોલ્યોઃ–"કેટલો બધો મગરૂર છે? મને નમસ્કાર પણ કરતો નથી?" પછી સ્હેજ ઉંચા સ્વરે બોલ્યોઃ–"નમસ્કાર, વૈદ્યરાજ?"

"નમસ્કાર.–" તેના તરફ દૃષ્ટિ ફેરવ્યા સિવાય જ રસેશાચાર્યે પ્રતિઉત્તર કર્યો.

"તમે જ બૌદ્ધ સમ્રાટના રાજવૈદ્ય કે? તમારા વૈદ્યક શાસ્ત્રના અભ્યાસ અને જ્ઞાનના સંબંધમાં મારે તમારી સાથે કેટલીક વાતચીત કરવાની છે."

રસેશાચાર્ય એ સાંભળીને ઊભો થયો અને ધીમે સ્વરે બોલ્યોઃ–"મને લાગે છે કે જો આપને વૈદ્યક શાસ્ત્રની તાદશ માહિતી હોત તો આવો પ્રશ્ન આ સ્થળે આપે નજ કર્યો હોત. વૈદ્યો દરદીની પથારી પાસે કદી પણ વાદવિવાદ કરતા નથી. પેલા શ્વાન સામે જૂઓ. તે પણ ધીમે અવાજે ઘુરકે છે. આ સમયે મોટે અવાજે ભસવું નહિ એવું એ અવાચક અને વિચારશક્તિહિન પ્રાણીને પણ જ્ઞાન છે. તે પ્રાણીની પાસેથી આપ ઉપદેશ મેળવો. મારી સાથે વૈદ્યક શાસ્ત્રના સંબંધમાં ચર્ચા ચલાવવાની આપની ઇચ્છા હોય, તો ચાલો આપણે આ રાવટીની બહાર જઇને દરદીને આપણા વાદથી કષ્ટ ન થાય તેવી રીતે ચર્ચા ચલાવીએ."

"જેવી તમારી ઇચ્છા; એમ કરવામાં પણ મને કશો વાંધો નથી." એમ કહેતો સુરેન્દ્રાચાર્ય આગળ થયો. રસેશાચાર્ય, વીરધ્વજ અને વીરભદ્ર પણ આગલા ભાગમાં આવ્યા. માત્ર પેલો કૂત્રો પથારીમાં પડેલા દરદીની પાસે જમીન ઉપર બેસી રહ્યો.

બહાર આવ્યા બાદ **વીરધ્વજે** બિછાવેલા એક ખાટલા ઉપર બન્ને રાજવૈદ્યો બેઠા અને એક બાજુએ **વીરભદ્ર** તથા બીજી બાજુએ **વીરધ્વજ** ઊભા રહ્યા. પછી સુરેન્દ્રાચાર્યે બૌદ્ધ રાજવૈદ્યને ઉદ્દેશીને પૂછ્યું: "તમે તમારા કાર્યમાં પ્રવીણ છો, એ વિષયનું કશું પ્રમાણપત્ર તમારી પાસે છે ?"

"પ્રમાણપત્ર ? પ્રમાણપત્રની જરૂર જ શી છે ?" રસેશાચાર્ય બોલ્યો:—"હાથમાં પહેરેલું કંકણ જોવાને માટે અરીસાની જરૂર પડે ખરી ? જેઓ પ્રમાણપત્રો બતાવીને, પોતાનાં સાચાં ખોટાં બણગાં ફુંકીને, પોતાનાં ઔષધોના ચમત્કારિક ગુણોની બડી બડી વાતો કરીને, પોતાને મોટા વૈદ્યરાજ કે વૈદ્યશાસ્ત્રી કહેવરાવે છે તે મોટે ભાગે કેવળ ઢોંગી જ હોય છે. એવા વૈદ્યો અને તેમનાં ઔષધો જગત્ ઉપર ઉપકાર કરવાને બદલે ભયંકર અપકાર જ કરે છે. પ્રજ્ઞ પુરૂષો એવાં પ્રમાણપત્રો બતાવીને પોતાનું મહત્ત્વ પ્રતિપાદિત કરનારા વૈદ્યરાજોને દૂરથી જ નમસ્કાર કરવાનું પસંદ કરે છે. એટલે ખાસ કરીને પ્રમાણપત્રો ગજવામાં રાખીને ફરવાની મને ટેવ નથી. પરંતુ જો તમારો અત્યાગ્રહ જ હોય તો આ રહ્યું પ્રમાણપત્ર ! એના કરતાં ઉત્તમ પ્રમાણપત્ર આ જગતમાં બીજા કોઇને પણ મળ્યું નહિ હોય ! બૌદ્ધ સમ્રાટ સુધન્વા—જે પરાક્રમ, સ્વધર્મપ્રીતિ, અન્ય ધર્મીઓ પ્રત્યે પણ પ્રેમ, ઔદાર્ય ઇત્યાદિ અમૂલ્ય ગુણોના કેવળ ભંડાર રૂપ છે, તેમણે ગુર્જરેશ્વર મહારાજાધીરાજ જયશિખરી ઉપર મને ભલામણ પત્ર લખી આપેલ છે. આ રહ્યો તે વાંચો !"

એમ કહેતાં તેણે પોતાના ગજવામાંથી એક પત્ર કાઢીને સુરેન્દ્રાચાર્ય સામો ધર્યો. સુરેન્દ્રાચાર્ય વીરભદ્રની સામે સાશંક દૃષ્ટિએ જોતો બોલ્યો:—"ના ના, એ પત્ર વાંચવાની ખાસ અગત્ય નથી; તમારી પાસે જ રાખો. એ પત્રનો સ્પર્શ કરવાની પણ મારી ઇચ્છા નથી. મારૂં કહેવું

એટલું જ છે તમારા ગુણોની પરીક્ષા અમારે અમારા ચક્ષુથી પ્રત્યક્ષ કરી લેવી જોઇએ. તે સિવાય તમને ગુર્જરેશ્વરના બિછાના પાસે જવા દેવાની જોખમદારી અમારા શિરે લઈ શકાય નહિ."

વૈદ્યના ગુણની પરીક્ષા માત્ર એક જ રીતે થઈ શકે." રસેશાચાર્ય બોલ્યોઃ–" તેના ઔષધથી રોગીની વ્યથા દૂર થાય છે કે નહિ એજ તેના ગુણની પરીક્ષા. અંદર સૂતેલા દરદી સામે જ જૂઓ. આજ સુધીમાં તેના ઉપર અનેક પ્રકારનાં ઔષધોનો પ્રયોગ કરવામાં આવેલો હોવા છતાં તેને આરામ થયો નથી. મેં તેને ઔષધ આપ્યાને આશરે એકાદ ઘટિકા થઈ ગઈ છે. આ વેળાએ તેને ગાઢ નિદ્રા આવી ગઈ છે. હવે એકાદી ઘટિકાની અંદર જ તે જાગૃત થશે. એ વખતે તેનું શરીર તપાસશો એટલે મારી લાયકાતની અને મારા ઔષધના ગુણની આપને ખાત્રી થઈ જશે."

" પણ એક ઘડી સુધી આવી ગંદી જગ્યામાં રોકાવાનું અમને કેમ પાલવે ? જૂઓને કેટલી બધી દુર્ગંધ છૂટે છે. સ્વચ્છ વાયુ કે સૂર્યદેવનાં કિરણોને પ્રવેશવાનું તો સાધન જ ન મળે !" સુરેન્દ્રાચાર્ય અપ્રસન્ન ચિત્તે બોલ્યા.

" આપ રહ્યા મોટા માણસ–ગુર્જરેશ્વર જેવા મહારાજાધીરાજના રાજવૈદ્ય. મને પણ બૌદ્ધ સમ્રાટે મારા ઉપર કૃપા કરીને રાજવૈદ્ય તરીકે નિમ્યો છે; પરંતુ મૂળથી જ મારી સ્થિતિ સાધારણ હોવાથી હજી પણ હું તો કાન્યકુબ્જમાં મારા ન્હાના ઝુંપડાં જેવા મકાનમાં જ રહું છું. વળી અમારે તો ક્વચિત્ દુષ્ટ હવામાં રહેવાનો પણ સમય આવે છે. પરંતુ તેવા સમયે દુષ્ટ હવાનો સંસર્ગ આપણને લાગવા ન પામે તે માટે મારી પાસે ખાસ જડીબુટ્ટીઓ છે. તેમાંની એક બુટ્ટી ઘસીને તે પાણી સાથે મેળવીને પી જવાથી ગમે તેવી દુષ્ટ હ-

વાનો પણ ચેપ લાગતો નથી. એ જડી બુટ્ટીઓ જેવું કામ કરે છે એવું તો તમારી બહુમૂલ્ય માત્રાઓ પણ કરી શકતી નથી."

"એટલે બધે દૂર જવાની જરૂર નથી." સ્હેજ ગુસ્સાના આવેશમાં તીવ્રપણે સુરેન્દ્રાચાર્યે કહ્યું: "એ બધું અમે જાણીએ છીએ અને વૈદ્યક શાસ્ત્રમાં તમારા કરતાં અમે વિશેષ પ્રવીણ છીએ. મને માત્ર તમે એટલું જણાવો કે જે ઔષધ તમે વીરધ્વજના નોકરને આપ્યું છે તે કઇ કઈ વનસ્પતિના મિશ્રણથી બનાવેલું છે અને કેવી પદ્ધતિથી તૈયાર કરવામાં આવ્યું છે. વધારે પંચાતની જરૂર નથી."

"આપ કહો છો તે સત્ય છે. પરંતુ એમ કરવાનો મને મારા મહારાજનો હુકમ નથી. મને માત્ર એટલી જ આજ્ઞા કરવામાં આવી છે કે મારે મહારાજાધીરાજ જયશિખરીને મારૂં ઔષધ આપીને આરામ કરી દેવો. બીજી ત્રીજી વાત હું જાણતો નથી. જો મારા ઔષધથી મહારાજને આરામ ન થાય અને તબીયત વિશેષ બગડે તો પછી તમારા હાથમાં શમશેર તો છે જ—તેના વડે મારૂં મસ્તક વિનાવિલંબે—કશો પણ વિચાર નહિ કરતાં છટકાવી નાખજો. બાકી મારા એ ચમત્કારિક ઔષધની બનાવટ હું કદી પણ તમારી પાસે સ્પષ્ટ કરીશ નહિ. માટે વિના કારણ મારા કાર્યમાં ડખલ ન પહોંચાડશો. ચાલો, હવે આપણે દરદીની તપાસ કરીએ."

રસેશાચાર્ય ઉઠીને દરદીના ખાટલા પાસે ગયો. વીરધ્વજ પણ તેની પાછળ પાછળ ગયો. વીરભદ્રે સુરેન્દ્રાચાર્યને પૂછ્યું: "કાં, વૈદ્યરાજ! આપની શી સલાહ છે?"

"થોડોક સમય જૂઓ." સુરેન્દ્રાચાર્ય બોલ્યા: "હમણાં જ એનું પોગળ પ્રકટ થઈ જશે. વીરધ્વજના નોકરના શા હાલહવાલ થાય છે તે જૂઓ. આ માણસ વાતો તો મોટી મોટી કરે છે, પરંતુ

તેના કથનમાં તથ્ય કેટલું છે તેની ખાત્રી થોડા સમયમાં જ થઈ જશે. ચાલો અંદર, આપણે પણ જોઇએ તો ખરા."

એ બન્ને જણા પણ અંદર ગયા. તેમને જોઇને રસેશાચાર્ય જે દરદીના શ્વાસોચ્છવાસની ક્રિયાનું નિરીક્ષણ કરી રહ્યા હતા તે બોલ્યાઃ "વૈદ્યરાજ મહાશય ! જૂઓ, આ દરદીનાં પોપચાં ઉઘાડ વાસ થાય છે. તેના શ્વાસોચ્છવાસની ક્રિયા પણ એક સરખી રીતે શાંતપણે ચાલે છે. અર્થાત્ તે શુદ્ધિમાં આવી ગયો છે. પણ થોડી વારમાં તે પોતાની મેળેજ ઉઠીને બેઠો થશે."

બધા શાંતપણે રોગીની સામે જોઇ રહ્યા હતા. એ ખંડમાં બિલકુલ નિસ્તબ્ધતા પ્રસરી રહી હતી. રોગીના મંદ શ્વાસોચ્છવાસનો ધ્વની પણ સ્પષ્ટપણે સંભળાતો હતો. વીરધ્વજના મુખ ઉપર આનંદ પથરાઇ રહ્યો હતો. તેના કૂત્રાના નેત્રો, પણ આનંદથી ચમકતાં હતાં, અને તે પણ જાણે મોટો પરીક્ષક હોય તે પ્રમાણે રોગીના ચ્હેરા સામે મીટ માંડીને જોઇ રહ્યો હતો.

પંદર–વીશ પળ પછી વીરધ્વજના નોકરે પોતાનાં નેત્રો ખોલ્યાં. આસપાસ જોતાં તેની દૃષ્ટિ પોતાની સામે ઉભેલા પોતાના માલિક તરફ ગઇ. તે ખાટલામાં બેઠો થઇ ગયો. એ જોઇને રસેશાચાર્યે કહ્યું: "વૈદ્યરાજ ! હવે એની નાડી તપાસો."

ગુર્જરેશ્વરના રાજવૈદ્યે વીરભદ્રની સામે જોઇને કહ્યું: "વીરભદ્ર ! તમે જ એની નાડી તપાસી જૂઓ !"

રસેશાચાર્ય હસ્યો અને સ્વગત બોલ્યોઃ "વૈદ્યરાજ પણ ડરપોક લાગે છે. વખતે આ માણસનો ચેપી રોગ પોતાને વળગી જાય તો, એવો ભય તેમના મનમાં ઉત્પન્ન થયો છે !"

વીરભદ્ર દરદીની નાડી હાથમાં લઇને જોતો બોલ્યોઃ "આહાહા ! આ શો ચમત્કાર ? તાવ તો બિલકુલ નથી."

"અરે! અરે! તેની નાડી તૂટતી હોવી જોઇએ!" સુરેન્દ્રાચાર્ય બોલ્યા: "તેનું શરીર શિતળ હોવાથી એમ ન સમજવું કે તેને તાવ ઉતરી ગયો છે. એ તો એનું સર્વાંગ ઠંડુ પડી ગયું હશે. રામ! રામ! બિચારો ગરિબ માણસ થોડા સમયમાં જ મરણને શરણ થશે!"

"ખરેખર, મૂર્ખનો શિરોમણી જ છે!" રસેશાચાર્ય મનમાં બોલ્યો: "તાવ નાબુદ થવાથી શિતળ બનેલા અંગને ઠંડુ પડી ગયેલું કહે છે! મને તો લાગે છે કે આ દરદીના શરીરમાંનો તાવ નિકળી જઇને વૈદ્યરાજના મગજમાં ભરાયેલો હોવો જોઈએ!"

"વૈદ્યરાજ! એવી કલ્પના કરવાની કશી પણ જરૂર નથી." સુરેન્દ્રાચાર્યને ઉદ્દેશીને **વી**રભદ્રે કહ્યું: "જૂઓ, આ માણસ પૂરતી શુદ્ધિમાં આવેલો જણાય છે અને તેની મુખમુદ્રા ઉપરથી તો એ તદ્દન તંદુરસ્ત જણાય છે. નાડી પણ ધીમી ધીમી પરંતુ એક સરખી રીતે ચાલ્યા કરે છે."

પેલો દરદી **વી**રધ્વજની સામે જોઇને બોલ્યો: "કુ-બાપુ, બાપુ! મારે આપને એક વાત કહેવાની છે?"

**વી**રધ્વજ જવાબ આપે તે પહેલાં સુરેન્દ્રાચાર્ય બોલી ઉઠયા: "આ માણસને ત્રિદોષ થયો લાગે છે. અરે! તું મને ઓળખે છે કે?"

"કોણ? વૈદ્યરાજ સુરેન્દ્રાચાર્ય મહારાજ! આપને ન ઓળખું એમ તે હોય? મને ગરીબને આપનો આશીર્વાદ આપો."

"હા, લે આશીર્વાદ—એની અમારે ત્યાં ખોટ નથી. આયુષ્યમાન્ ભવ! સુખી ભવ!" સુરેન્દ્રાચાર્યે આશીર્વાદ આપ્યો.

"કેમ, દેવલ! તારે મને શી વાત કહેવાની છે? તારી તબીયત તો સારી છે ને?" **વી**રધ્વજે નેત્રોમાંથી નિકળતાં આનંદાશ્રુને લૂછતાં પૂછ્યું.

"હા, મહારાજ! મારી તબીયત તદ્દન સારી છે. મારા શરીરમાં કુદરતી રીતે જ એકદમ શક્તિ આવી ગઈ છે. મહારાજ? હમણાં હું નિદ્રાવશ હતો તે વખતે મને એક વિચિત્ર સ્વપ્ન આવ્યું હતું. કોઈ દુષ્ટ લોકો મને ઉપાડીને એક ભયાનક સ્થળમાં લઈ જતા હતા. પરંતુ એટલામાં એક દયાળુ અંતઃકરણના મહા પુરુષે આવીને, મને તે દુષ્ટોના હાથમાંથી મુક્ત કરીને બચાવી લીધો. એ વખતે મારાં નેત્રો ઉઘડી ગયાં એટલે હું બિછાનામાં સફાળો બેઠો થઇ ગયો. અહો! અહો! એ મહા પુરુષ આ મારી સામે ઊભા છે તે પોતે જ!" તેણે રસેશાચાર્ય સામે દૃષ્ટિ કરીને છેલ્લા વાક્યનો ઉચ્ચાર કર્યો અને ખાટલામાંથી નીચે ઉતરી તે રસેશાચાર્યના પગમાં પડ્યો.

"અરે! એ મૂર્ખ! અમારા પગમાં પડવાનું મૂકી દઇને આ નાસ્તિક બૌદ્ધના પગમાં પડે છે? સ્વપ્નમાં તેં અમને જ જોયા હશે. અમે જ તારૂં રક્ષણ કર્યું હશે. એ પ્રમાણે અનેક મનુષ્યોને સ્વપ્નમાં અમારાં દર્શન થાય છે." સુરેન્દ્રાચાર્ય બોલ્યા.

"ના, મહારાજ! આપ તો નહિ જ. આ મહા પુરુષની શ્વેત દાઢી, તેમનો ભવ્ય ચહેરો, વિશાળ કપાળ, દયાર્દ્ર નેત્રો, આદિનું મને કદી પણ વિસ્મરણ થાય તેમ નથી. એજ મહા પુરુષ! ખરેખર, આપે મને જીવનદાન આપ્યું છે—મૃત્યુના મુખમાંથી ઉગારી લીધો છે." એમ કહેતો દેવલ પુનઃ પુનઃ રસેશાચાર્યના પગમાં મસ્તક નમાવવા લાગ્યો.

**વીરભદ્રે વીરધ્વજને** ધીમે સ્વરે કહ્યું:—"ખરેખર! આ ઔષધનો ગુણ તો અજબ છે." તે મોટેથી બોલ્યો:—"વૈદ્યરાજ! આપનું ઔષધ ગમે તે વનસ્પતિના મિશ્રણથી બનાવેલું હો. પરંતુ તે ચમત્કારિક છે એવી મારી ખાત્રી થઈ ચૂકી છે. એટલે અમારા મહારાજાને

પણ આપનું ઔષધ આપવાનો મેં નિશ્ચય કર્યો છે. માટે આપ મારી સાથે ચાલો. પ્રથમ આપના તેમજ આપના માણસોના નિવાસ અને ભોજન માટે વ્યવસ્થા કરીને પછી હું આપને મહારાજા પાસે લઇ જાઉં."

"**વીરભદ્રજી**! તમે પણ **વીરધ્વજ**ના નોકરની માફક ભ્રમિષ્ટ બની ગયા હો તેમ જણાય છે!" રસેશાચાર્યના ઔષધની પ્રશંસા તથા તેની પાસે જયશિખરીને ઔષધોપચાર કરાવવાનો **વીરભદ્રે** કરેલો નિશ્ચય સહન ન થવાથી **સુરેન્દ્રાચાર્યે વીરભદ્ર**ને દિવાનાની ઉપમા આપી.

**વીરભદ્ર**ને તેના આ અપમાનકારક શબ્દોથી સ્હેજ ક્રોધ તો ચડ્યો; પરંતુ ક્રોધને શમાવી દેતો તે બોલ્યોઃ—"મને જે યોગ્ય લાગ્યું છે તેજ મેં કર્યું છે. એ સંબંધમાં આપે વિરોધ કરવાની જરૂર નથી. વારૂ, **વીરધ્વજ**! તમે મહારાજા પાસે જઇને આ વૈદ્યરાજના આગમનની ખબર આપો તથા આ સર્વ હકીકત જણાવો. તેટલામાં હું વૈદ્યરાજના ઉતારા વગેરેનો બંદોબસ્ત કરીને તેમની સાથે આવી પહોંચું છું."

એમ કહેતો તે આગળ થયો. **રસેશાચાર્ય** તથા **વીરધ્વજ** પણ તેની સાથે ચાલ્યા. માનભંગ બનેલા **સુરેન્દ્રાચાર્ય** પણ મ્લાન મુખમુદ્રા પૂર્વક ચાલવા લાગ્યા. અત્યારસુધી શાંતપણે બેસી રહેલો કૂત્રો દેવલની આસપાસ ગેલ કરવા અને કૂદવા લાગ્યો.

બહાર ઉભેલા **રસેશાચાર્ય**ના નોકરો અને અશ્વોને લઇને **વીરભદ્ર**, **રસેશાચાર્ય** અને **વીરધ્વજ** એક દિશા તરફ તથા **સુરેન્દ્રાચાર્ય** બીજી દિશા તરફ ચાલ્યા ગયા. જતા જતા તે **મનમાં ને મનમાં** ક્રોધ પૂર્વક બોલ્યાઃ—"શું? આટલું જ અમારૂં માન કે? આવા સખ્ત તડકામાં, આવા ગંદા સ્થળમાં અમને આવવાનો શ્રમ આપીને છેવટે **અમારી સલાહનો અસ્વીકાર**? પણ એમ કાંઈ આ **સુરેન્દ્રાચાર્ય તમારાથી હઠે તેવો નથી.** હમણાં રાજમંડળ પાસે જઇને તેમને આ

હકીકત જણાવું છું. તમે ભલેને મારી સલાહનો સ્વીકાર ન કર્યો, પરંતુ ગુર્જરેશ્વર સર્વ રાજમંડળની સલાહનો અસ્વીકાર કદી પણ કરશે નહિ !"

## પ્રકરણ ૧૨ મું.

### જયશિખરીના શિબિરમાં.

વીરધ્વજ પોતાને થયેલી આજ્ઞા પ્રમાણે સીધો જયશિખરીના શિબર તરફ ગયો. અત્યારે જયશિખરી તદ્દન શાંત હતો. તેના શરીરમાંનો તાવ તદ્દન ઓછો તો થઈ ગયો ન હતો. તદપિ હમેશ કરતાં તેનું મન વિશેષ પ્રફુલ્લ હતું. તે **વીર-ધ્વજને** શિબિરમાં પ્રવેશ કરતો જોઇને બોલ્યોઃ-" અહો ! **વીરધ્વજ** ! તમે ક્યાંથી ? પણ, બહાર કોલાહલ કોનો છે અને રણવાદ્ય કોનું વાગે છે?"

" મહારાજ ! બૌદ્ધ સમ્રાટે પોતાના રાજવૈદ્ય રસેશાચાર્યને આપને ઔષધોપચાર કરીને આરામ કરવાના હેતુથી અહીં મોકલ્યા છે. તેમના માણસોએ પોતાના આગમનને જાહેર કરવાને માટે રણ-વાદ્ય વગાડયું હતું. રાજવદ્ય અનુભવી અને કુશળ છે. તેમના ઔષ-ધમાં પણ ચમત્કારિક ગુણ છે. હમણાં જ તેમણે મારા નોકરને પોતાનું ઔષધ આપીને મૃત્યુમુખમાંથી બચાવી લીધો."

" તમારા માણસને બિલકુલ આરામ થઈ ગયો ?" જયશિખરીએ આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

" હા , મહારાજ ! માત્ર એક-બે ઘટિકામાં તો તે પૂર્વવત્ નિરોગી બની ગયો છે."

" પરંતુ એ વૈદ્યરાજ ક્યાં છે?"

" **વીરભદ્રજી** પણ મારી રાવટી પર આવ્યા હતા. તે વૈદ્યરાજ તથા તેમના માણસો માટે ભોજન વગેરેની વ્યવસ્થા કરવાને ગયા છે. ત્યાંથી અહીં લઇને આવશે. મને અગાઉથી આપને સમાચાર નિવેદન કરવાને મોકલ્યો છે." **વીરધ્વજે** ખુલાસો કર્યો.

" વારૂ વારૂ, ત્યારે બૌદ્ધ સમ્રાટ પણ મોટા દિલનો ખરો."

" હું પણ એમ જ ધારૂં છું." **વીરધ્વજ** બોલ્યો: " નહિ તો આપને આરામ કરવાને માટે પોતાના રાજવૈદ્યને, આપે ઇચ્છા પણ દર્શાવ્યા સિવાય શા માટે મોકલે? હું ધારૂં છું કે તેમનું ઔષધ લેવામાં આપને વાંધો નહિ જ હોય?"

" વાંધો? શા માટે? જ્યારે એ ઔષધથી તમારા માણસને આરામ થયો છે અને તમારી તથા **વીરભદ્રની** પ્રતીતિ થઇ છે તો પછી મને શાનો વાંધો હોય?" **જયશિખરીએ** કહ્યું: " પરંતુ **વીરધ્વજ**! હમણાં ત્રણ–ચાર દિવસથી તમે કેમ દેખાતા નહોતા?"

" મને **આનંદગિરિ** સ્વામી પાસે એક પત્ર લઇને મોકલવામાં આવ્યો હતો. ત્યાંથી હું હમણાં જ પાછો ફર્યો છું. માર્ગમાં મને બૌદ્ધ સમ્રાટના એક સરદાર ગિરિદેવનો ભેટો થયો હતો, તેમની સાથે વાતચીત થતાં, તેમણે પોતાના સમ્રાટને જણાવીને આ રાજવૈદ્ય રસેશાચાર્યને મારી સાથેજ અહીં મોકલ્યા છે."

" એમકે? પણ તમે **આનંદગિરિ** સ્વામી પાસે કોના હુકમથી ગયા હતા?"

" ધર્મયુદ્ધને માટે અહીં એકત્ર થયેલા રાજસમુહની આજ્ઞાથી, મહારાજ!"

" શું? આપણા રાજમંડળનો હું પ્રમુખ હોવા છતાં મને પૂછ્યા

સિવાય જ તેમણે તમને એ આજ્ઞા કરી ?" પાછો જયશિખરીનો ક્રોધ વધ્યો.

"મહારાજ! એ બાબતનો વિચાર કરવાનું કામ મારૂં ન ગણાય. મારે તો રાજમંડળે મને કરેલી આજ્ઞા માન્ય રાખવી જ જોઇએ." વીરધ્વજે શાંતપણે કહ્યું.

"સત્ય છે, તમારૂં કહેવું તદન વાજબી છે, અને તે માટે હું તમારો લેશ પણ દોષ કાઢતો નથી. પરંતુ ભગવાન્ વ્યાસનારાયણની કૃપાથી મને આ રોગમાંથી સાજો થવા દો. પછી હું એ રાજમંડળની બરોબર ખબર લઇશ. વારૂ, તમારી સાથે મોકલેલા પત્રમાં શું લખ્યું હતું?"

"મહારાજ, મને માફ કરો. જેમણે મને એ પત્ર સાથે મોકલ્યો હતો તેઓ જ આ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર આપી શકશે." વીરધ્વજે નમ્રતાપૂર્વક પણ દઢપણે કહ્યું.

તેના આ ઉત્તરથી સંતપ્ત થયેલા હૃદયે જયશિખરી બોલ્યો: "વીરધ્વજ! દરબારી દાવપેચ અને સંદિગ્ધ ભાષણ શ્રવણ કરવાનો મને પરિચય નથી. તમે જાણતા હો તે હકીકત જરી પણ છૂપાવ્યા વિના સ્પષ્ટપણે કહી દો."

"મહારાજ! મારા કથનનો જે અર્થ આપે લીધો છે એવા ભાવમાં હું બોલ્યો નથી." વીરધ્વજે કિંચિત્ રોષપૂર્વક કહ્યું: "એ પત્ર મારા વાંચવામાં આવ્યો નથી. માત્ર મને તો આનંદગિરિ સ્વામીના નામનો એક મહોરબંધ પત્ર રેશમી કોથળીમાં મૂકીને આપવામાં આવ્યો હતો. હા, એ પત્રમાં શી મતલબનું લખાણ હતું એ મારા જાણવામાં છે. જો એથી આપના મનનું સમાધાન થાય તેમ હોય તો એ આપને નિવેદન કરવાને હું લેશ પણ સંકોચ દર્શાવીશ નહિ."

"બોલો બોલો, તમે જે જાણતા હો તે કહો." જયશિખ-

રીએ આતુરતા દર્શાવી.

"મહારાજ! આનંદગિરિ સ્વામીને મધ્યસ્થ તરીકે રાખીને વેદધર્મીઓ અને બૌદ્ધ મતાનુયાયીઓ વચ્ચે—"

"તુરત સુલેહ કરી નાખવી, એમજને ?" જયશિખરીએ વાક્ય પૂરૂં કર્યું.

"હાજી, અને તે સુલેહ પણ અલ્પ સમય માટેની નહિ પણ કાયમની કરીને વેદધર્મી રાજમંડળે પોતાના સૈન્ય સાથે સ્વદેશ પ્રતિ પ્રયાણ કરવું."

"વીરધ્વજ !" જયશિખરી ચીડાઇને બોલ્યોઃ "આ રાજમંડળની મૂર્ખતાનાં સંબંધમાં તો મને પ્રારંભથી જ જ્ઞાન હતું. તદપિ આવું નીચ અને અપમાનકારક કૃત્ય કરવાને તેઓ કબૂલ થશે એવું મેં કદી પણ ધાર્યું ન હતું. વારૂ, આ પત્ર લઈને જતાં તમને પોતાને કેવું લાગ્યું ?"

"માઠું પણ લાગ્યું અને સારૂં પણ લાગ્યું." પોતાના મનમાં ઉપજેલા વિચારો વીરધ્વજે રજુ કરવા માંડયાઃ "માઠું એટલા માટે કે જે વખતે બન્ને પક્ષ સમાન બળવાળા હતા તે વખતે બૌદ્ધ સમ્રાટે કરેલી માગણીનો સ્વીકાર નહિ કરનારાઓ અત્યારે આપણા પક્ષનો પરાજય થયેલો ગણાય તેવી સ્થિતિમાં સ્વેચ્છાથી જ અપમાનકારક સુલેહ કરવાને તત્પર બન્યા છે. સારૂં લાગવાનું કારણ જુદું હતું. આપણા રાજમંડળના જે યુદ્ધવિશારદ અધ્યક્ષ ઉપર મને વિશ્વાસ હતો, તેઓ ઘાયલ થઇને પથારીવશ બનેલા છે, એવી સ્થિતિમાં બીજો કોઈ નિર્બળ અને યુદ્ધકળાથી અજ્ઞાત મનુષ્ય સેનાનાયક બને અને તેવા સેના નાયકની નીચે રહીને યુદ્ધમાં કેવળ પરાભવને જ પ્રાપ્ત કરવો એ કરતાં બૌદ્ધો સાથે સખ્ય થાય તો એ શું ખોટું ?"

" વારૂ, આ સખ્યને માટે શી શરતો કરવામાં આવી છે ? " જયશિખરીએ પ્રશ્ન કર્યો.

" એની મને ચોક્કસપણે માહિતી નથી. " વીરધ્વજે શરતોના વિષયમાં પોતાનું અજ્ઞાન પ્રદર્શિત કર્યું.

" આ આનંદગિરિ સ્વામીના સંબંધમાં તમારો અભિપ્રાય શો છે ? નિસ્પૃહી કે દગાબાજ ? તપસ્વી કે ઢોંગી ? "

" દગાનો તેને લેશ પણ પરિચય હોય એમ લાગતું નથી. તે વિદ્વાન્, સાધુવૃત્તિવાળા, શાંત, ગંભીર, વિચારશીળ, ધર્મશ્રદ્ધાળુ અને સર્વ પ્રત્યે સમદૃષ્ટિવાળા છે. એથી માત્ર વેદધર્મીઓ જ નહિ પરંતુ વિચારવંત બૌદ્ધો પણ તેમના ઉપર અત્યંત શ્રદ્ધા રાખે છે. તેમની સાથેના પરિચય ઉપરથી મને એટલું લાગ્યું છે કે તેઓ એક સન્યસ્ત વૃત્તિવાળા સાધુ છે, તેજ પ્રમાણે ઉત્તમ પ્રકારની રાજ્યકાર્ય-પટુતા પણ તેમનામાં છે. મારી સાથેનો બૌદ્ધ સરદાર ગિરિદેવ પણ તેમના પ્રત્યે માનની દૃષ્ટિથી જોતો હતો." વીરધ્વજે આનંદગિરિના સંબંધમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

" આ યુદ્ધના પરિણામ વિષે એ સંન્યાસીની માનિનતા શી છે ? " જયશિખરીએ અન્ય પ્રશ્ન કર્યો.

" આનંદગિરિ સ્વામી તો એમ માને છે કે સાંપ્રત સંયોગોમાં આપણો વિજય થવાનું કાર્ય મુશ્કેલ છે. બલકે આપણો પરાજય થ-વાનો જ સંભવ છે. "

" મને લાગે છે કે તમારો આનંદગિરિ સ્વામી પણ આપણા નામર્દ રાજમંડળના જેવો નિર્માલ્ય અને સત્ત્વહિન છે. ધર્મયુદ્ધ ઉપસ્થિત કરવા માટે તેણે કરેલો પ્રચંડ પ્રયત્ન, એ સમયનો તેનો અનુપમેય આવેશ, એ સર્વ અત્યારે ક્યાં જતું રહ્યું ? હાય ! હે પ્રભુ !

હે વ્યાસનારાયણ ! વેદધર્મનું સુદૈવ નિદ્રિત અવસ્થામાંથી ક્યારે જાગૃત થશે ? જેમના વડવાઓએ ધર્મને માટે પોતાના પ્રાણ આપ્યા હતા તે મનુષ્યો અત્યારે સ્હેજ સ્હેજમાં ડરી જઇને કિંવા સ્વાર્થસાધનાના હેતુથી ધર્મસંરક્ષણના કાર્યથી દૂર પલાયન થઈ જવા માગે છે ? જે સન્યાસીઓ વેદધર્મના દૃઢ સ્થંભરૂપ હતા, તેજ સન્યાસીઓના તમારા આ સ્વામી જેવા ચેલાઓ વેદધર્મનો બોજો ઉપાડવાનું કાર્ય કઠણ જણાવાથી તેની નીચેથી સરકી જવા લાગે છે ! પ્રભુ ! શું મને આરોગ્ય પ્રાપ્ત નહિ જ થાય ? જે ધર્મના ચુસ્ત ભકતોનો હું સંતાન છું, તે ધર્મની આવી દુરાવસ્થા જોતો હું મૃત્યુ પામીશ ?” જયશિખરીનું હૃદય દ્રવવા લાગ્યું, તેનાં નેત્રો ઉપર અશ્રુબિંદુ ઝળકી રહ્યાં.

“ મહારાજ ! ધીરજ ધરો–શાંત થાઓ ! રાજવૈદ્ય રસેશાચાર્યના ચમત્કારિક ઔષધથી આપને અવશ્ય આરોગ્ય પ્રાપ્ત થશે અને વેદધર્મના સંરક્ષણનું કાર્ય આપ વધારે દૃઢતાપૂર્વક બજાવી શકશો.”

“ મહારાજ ! ઇડરના રાજા ગુહાદિત્ય તથા કુંતલપુરના વિક્રમાજીત આપની મુલાકાતે પધાર્યા છે.” એક દ્વારપાળે પ્રવેશ કરી, નમન કરીને કહ્યું.

“ એમ કે ? હું હજી જીવતો છું એમ તેઓ માને છે ખરા કે ? એટલું પણ મારે મારૂં સદ્‌ભાગ્ય જ સમજવું જોઇએ ! વીરધ્વજ ! હજી સુધી વીરભદ્ર રસેશાચાર્યને લઇને આવ્યા નહિ. માટે તમે જઇને તેમને બોલાવી લાવો.”

વીરધ્વજ ઉઠયો અને નમન કરીને શિબિરની બહાર ગયો એટલે જયશિખરીએ દ્વારપાળ સામે જોઇને તેને આજ્ઞા કરીઃ–“ જા તેમને અંદર મોકલ.”

દ્વારપાળ નમન કરીને ચાલ્યો ગયો. જયશિખરી વિચારવા લાગ્યો: "એ લોકો શા માટે આવ્યા હશે ? મારા ઉપર લાગણી દર્શાવીને મારી તબીયત જોવાને આવ્યા હોય એમ માનવાની મૂર્ખતા હું નહિ જ કરૂં. કશો પણ ગૂઢ ઉદ્દેશ હોવો જોઇએ. હશે! જે હશે તે એની મેળે જ જણાશે !" એ વેળાએ ગુહાદિત્ય અને વિક્રમાજીતને શિબિરમાં દાખલ થયેલા જોઇને તે બોલ્યો: "આવો, આ ગાલીચા ઉપર બેસો. આજે તો કાંઈ રસ્તો ચૂક્યા કે શું ?"

"મહારાજ ! વિક્રમાજીત બોલ્યો: "આપણા રાજમંડળને આપની પ્રકૃતિના વિષયમાં વિશેષ ચિંતા ઉત્પન્ન થવાથી તેણે અમને આપની તબીયતના સમાચાર જાણવાને મોકલ્યા છે."

"મને જ્વર આવ્યાને આજ એક માસ કરતાં વધુ સમય વિતી ગયો છે. તે દરમિયાન રાજમંડળને મારી પ્રકૃતિ માટે અત્યંત ચિંતા થતી હોય એ સ્વાભાવિક છે. પરંતુ પોતાને થતી એ ચિંતા પોતાની અનિચ્છા છતાંયે મારાથી છૂપાવવાની તેને ફરજ પડેલી હોવી જોઇએ ! તેનું કારણ કદાચ એવું પણ હોય કે મારી પ્રકૃતિ અસ્તવ્યસ્ત હોય તે સમયે મારા સમાચાર પૂછવાને કોઇને મોકલવાથી, આજારી મનુષ્યને જોઇતી શાંતતાનો ભંગ થઇને, મારી તબીયત વધારે બગડશે એવી રાજમંડળે કલ્પના કરેલી હોય. પરંતુ આજની સંધિ તેમને ઉત્તમ પ્રાપ્ત થઈ છે ! કારણ કે જો આજે એવો કશો પ્રસંગ બની જાય અને મારી તબિયત વધારે બગડી આવે તો પણ તેને સુધારી લેવાને માટે બૌદ્ધોનો નામાંકિત રાજવૈદ્ય આપણી છાવણીમાં હાજર જ છે." જયશિખરીએ કટાક્ષ કર્યો.

વિક્રમાજીતે ગુહાદિત્યની સામે જોઇને નેત્રસંકેત દ્વારા 'જયશિખરીના આવા કટુ ભાષણનો ઉત્તર મારાથી આપી શકાય તેમ નથી.

તમે જ બોલો, ' એવો ભાવ પ્રદર્શિત કર્યો.

ગૂહાદિત્યે લેશ પણ ઉશ્કેરાયા સિવાય શાંતિને ધારણ કરીને કહ્યું: " મહારાજ ! રાજમંડળે આજે અમને અહીં આપની પાસે મોકલ્યા છે તેનું એક વિશિષ્ટ કારણ પણ છે. બૌદ્ધ સમ્રાટ તરફથી જે રાજવૈદ્ય આવેલો છે અને જેતું ઔષધ આપને આપવાનો કેટલાકોનો વિચાર છે, તે રાજવૈદ્યના સંબંધમાં સંશય લેવા જેવાં કેટલાંક કારણો ઉપસ્થિત થયાં છે. એ કારણો દૂર ન થાય ત્યાં સુધી આપે તેનું ઔષધ લઇને આપના આરોગ્યને ભયમાં ન નાખવું, એવી રાજમંડળની આપને વિનતિ છે. આપના પોતાના રાજવૈદ્ય સુરેન્દ્રચાર્ય પણ બૌદ્ધ સમ્રાટના રાજવૈદ્યનું ઔષધ આપને આપવાની વિરૂદ્ધ છે."

એજ વેળાએ પુનઃ દ્વારપાળે આવીને **વીરભદ્ર**, **વીરધ્વજ** તથા રસેશાચાર્યના આગમનની વરધી આપી.

" અહો ! યથા સમયે જ આવી પહોંચ્યા." જયશિખરી બોલી ઉઠયો: " વારૂ, તેમને અંદર આવવા દે." પછી તે ગુહાદિત્યને ઉદ્દેશીને બોલ્યો: " જે રાજવૈદ્ય માટે સંશય આણનારાં કારણ ઉપસ્થિત થયાં છે તે પોતે જ આવે છે. એટલે તમે તમારા સંશયને નિવૃત્ત કરી લેજો. મને તો સંશય આણવાનું કારણ જ નથી. કેમકે બૌદ્ધ સમ્રાટના ઔદાર્ય માટે મારી ખાત્રી છે અને આ રાજવૈદ્યના ઔષધથી મને કદાચ આરામ નહિ થાય તો પણ હાની તો થશે જ નહિ એમ મારી મનોદેવતા મને જણાવે છે."

ગુહાદિત્ય તેનો ઉત્તર આપવા જતો હતો પરંતુ એ વખતે **વીરભદ્ર** આદિને અંદર પ્રવેશેલા જોઇને મૌન રહ્યો. રાજવૈદ્ય રસેશાચાર્યે આવીને ગાંભિર્ય પૂર્વક જયશિખરીને આશીર્વાદ આપ્યો.

જયશિખરી બોલ્યો: "પધારો, વૈદ્યરાજ! આપની જ રાહ જોતો હતો. આ ઇડરના રાજા ગુહાદિત્ય અને પેલા બેઠા તે કુંતલપુરના રાણા વિક્રમાજીત છે. તેમને તથા અમારા રાજમંડળના અન્ય રાજકર્ત્તાઓને તમારા સંબંધમાં મોટો સંશય ઉત્પન્ન થયો હોય એમ લાગે છે. પરંતુ બૌદ્ધ સમ્રાટ ઉપર મને પૂર્ણ વિશ્વાસ છે. મારી ખાત્રી છે કે જે ખરો શૂરવીર છે તે પોતાના શત્રુને દગાથી કદી પણ મારવાનો નહિ."

"રાજેન્દ્ર! બૌદ્ધ સમ્રાટને આપની સાથે શત્રુત્વ છે ખરૂં, પરંતુ તે સંગ્રામ પૂરતું જ. આવા પ્રસંગે તો બિલકુલ નહિ." એમ કહીને રસેશાચાર્યે બૌદ્ધ સમ્રાટનો પત્ર જયશિખરીને આપ્યો.

જયશિખરીએ લીફાફો ખોલીને પત્ર વાંચવા માંડ્યો. એ વખતે ગુહાદિત્યે રસેશાચાર્યને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો: "તમે બૌદ્ધ સમ્રાટના રાજવૈદ્ય છો એ વાત ખરી, પરંતુ તમારૂં ઔષધ અસરકારક છે અને એ ગુર્જરેશ્વરને ગુણ કરશે જ તેની ખાત્રી શી?"

"તેની ખાત્રી સરદાર વીરધ્વજ આપને આપી શકશે." રસેશાચાર્યે તેની ઉપેક્ષા કરતો હોય એવા ભાવ પૂર્વક જવાબ આપ્યો.

"હા, ઔષધ અસરકારક તો છેજ. મારો નોકર આપણા મહારાજાધીરાજના જેવા જ જ્વરથી પિડાતો હતો. તેને હમણાંજ વૈદ્યરાજે ઔષધ આપ્યું અને માત્ર બે ઘડીમાં જ તેનો ગુણ વર્તાયો. અત્યારે તેને પૂર્ણ આરામ છે." વીરધ્વજે ઔષધના ગુણ વિષે પોતાનો અનુભવ દર્શાવ્યો.

"પરંતુ તેને વૈદ્યરાજના ઔષધથીજ આરામ થયો છે એમ ખાત્રી પૂર્વક કેમ કહી શકાય? તમારા માણસને કુદરતી રીતે જ આરામ થવાનો હોય, તેમાં કાકતાલીય ન્યાયે આજે ઔષધ આપ-

વામાં આવ્યું અને તેજ વખતે જ્વર ઉતરી ગયો. એથી કાંઈ એ ઔષધની અસર થઈ એમ કહી શકાય નહિ." ગુહાદિત્યે એક વિચિત્ર કલ્પના રજુ કરી.

"તો પછી એથી વિશેષ ખાત્રી આપવાની મને અગત્ય લાગતી નથી. હું તથા મારૂં ઔષધ-અમે બન્ને તમારી સમીપમાં જ છીએ. હવે મારૂં ઔષધ લેવું કે નહિ તે નક્કી કરવાનું કામ મારૂં નહિ પણ ગુર્જરેશ્વરનું છે. જો તેમને યોગ્ય લાગે તો હું ઔષધોપચાર કરવાને માટે તૈયાર છું. ન યોગ્ય લાગે તો એ માટે મારો ખાસ આગ્રહ નથી." રસેશાચાર્યે નિઃસ્પૃહપણે જવાબ આપ્યો.

જયશિખરી પત્ર વાંચતો આ સંભાષણ સાંભળતો હતો. તે બોલ્યો: "મેં નિશ્ચય કરી લીધો છે કે મારે તમારૂં ઔષધ લેવું જ. બૌદ્ધ સમ્રાટે મારા ઉપર દાખવેલી કૃપા માટે હું તેમનો ઉપકૃત છું. તમારૂં કથન પણ મેં શ્રવણ કર્યું છે. તમારી નિસ્પૃહતા જોઇને મને આનંદ થાય છે. તમારા ઉપર શંકા આણવાનું જરી પણ સ્થાન રહેતું નથી."

"પણ, મહારાજ! રાજમંડળની વિનતિ તરફ દુર્લક્ષ્ય કરવું એ યોગ્ય ન ગણાય." ગુહાદિત્ય વચ્ચે બોલ્યો.

"રાજમંડળની વિનતિનો પણ મેં પૂર્ણ વિચાર કરેલો છે. મારી પ્રત્યેના જે પ્રેમભાવ પૂર્વક રાજમંડળે તમને અહીં મારી પ્રકૃતિની ખબર કાઢવાને તથા મને સલાહ આપવાને માટે મોકલ્યા છે, તે માટે હું રાજમંડળનો અત્યંત આભાર માનું છું. પરંતુ મને લાગે છે કે આ રાજવૈદ્ય ઉપર સંશય આણવાને લગતાં સંગીન કારણો રાજમંડળને મળ્યાં જણાતાં નથી. જો હું પ્રભુ કૃપાથી અને વૈદ્યરાજના ઔષધના પ્રતાપથી જ્વરમુક્ત થઇશ તો આપણા રાજમંડળની

વચ્ચે આવીને તમને પુનઃ ભેટીશ, અને યદાકદાચિત્ આ જ્વરમાં જ મારો અંત આવે તો તમે સર્વ મળીને આ નશ્વર દેહને અગ્નિનારાયણને અર્પણ કરજો. **વીરભદ્ર**! તેં મારી બાલ્યાવસ્થાથી આજ પર્યંત મારી જે સેવા કરી છે, મારા પ્રત્યે વફાદારી દર્શાવી છે અને મારી પ્રતિષ્ઠાનું રક્ષણ કર્યું છે તે માટે હું તારો અત્યંત ઋણી છું. ઈશ્વર તારૂં કલ્યાણ કરો. તેજ પ્રમાણે **વીરધ્વજ**! તમે પણ મોટા પ્રમાણિક, વિશ્વાસુ અને વીર ક્ષત્રિય છો. તમારા વીરત્વનો પરિચય મને ધર્મયુદ્ધમાં થયો છે. ભૃગુકચ્છને કબજે કરતી વેળાએ બૌદ્ધ સમ્રાટને નદીની સામે પાર અટકાવી રાખવામાં તમે જે અસાધારણ શૌર્ય દર્શાવ્યું હતું તેનું મને કદી પણ વિસ્મરણ થાય તેમ નથી. તમારૂં પણ કલ્યાણ થાઓ. **વીરભદ્ર**! હાલ તુરત આ ઔષધોપચારના સમાચાર રાણીને તેમજ **વિમળબ્હેન**ને આપવાની જરૂર નથી, સમજ્યાને? વૈદ્યરાજ! લાવો, આપનું ઔષધ!"

રસેશાચાર્યે જયશિખરીની નાડીપરીક્ષા કરી અને એક ચાંદીના સ્વચ્છ પ્યાલામાં થોડું નિર્મળ જળ અને જળ કરતાં ચોથા ભાગનું પ્રવાહી ઔષધ રેડીને તે પ્યાલો હલાવી જયશિખરીને આપતો બોલ્યોઃ "ગુર્જરેશ્વર! આ અમૃતતુલ્ય ઔષધનું પાન કરો. ભગવાન્ બુદ્ધદેવની કૃપાથી આપને ત્વરિત આરામ થઇ જશે અને પુનઃ થોડા સમયમાં જ આપ આપના રાજમંડળને ભેટવાને શક્તિમાન્ થશો."

જયશિખરી સ્વસ્થ બન્યો. તેણે એક વાર સાશંક મુદ્રા પૂર્વક રસેશાચાર્યની સામે વેધક દૃષ્ટિ કરી. તે હસ્તમાં ઔષધનો પ્યાલો લેતો બોલ્યોઃ—"તમે મારી નાડીપરીક્ષા કરી, તે પ્રમાણે તમારો હાથ પણ મને જોવા દો. હું પણ સ્હેજ સહજ વૈદ્યકીય જ્ઞાનથી

માહિતગાર છું." એમ કહીને રસેશાચાર્યની નાડી પોતાના હાથ વડે તપાસતો તે સ્વગત બોલ્યોઃ "આ માણસની નાડી એકાદા નિર્દોષ બાલકના જેવી શાંત રીતે ચાલે છે. રાજાઓને વિષપ્રયોગ કરનારાની નાડી આટલી શાંત કદી પણ હોઇ શકે નહિ." રસેશાચાર્યનો હસ્ત છોડી દઇને તેણે **વીરભદ્ર**ને ઉદ્દેશીને કહ્યું: "**વીરભદ્ર!** આ રાજવૈદ્યના ઔષધનું મારા ઉપર ગમે તેવું પરિણામ નિપજે તો પણ તેમને પૂરતા સન્માન પૂર્વક વિદાય કરજો. વૈદ્યરાજ! આપના ઉદાર વૃત્તિના બૌદ્ધ સમ્રાટને મારા તરફથી સ્નેહાભિવંદનની સાથે, જો મારૂં મૃત્યુ થાય તો તે મારી આયુર્મર્યાદા પુરી થયેલી હોવાથી થયું છે અને જો હું બચી જવા પામીશ તો રણશૂરને યોગ્ય એવી રીતે હું તેમનો અત્યંત આભાર માનું છું, એમ જણાવજો. જય **વ્યાસનારાયણ!"** એટલું કહીને પેલા પ્યાલા માંહેનું મિશ્રણ તે ગટગટાવી ગયો.

થોડી પળમાં જ તે મૂર્ચ્છિત બનીને બિછાનામાં પડયો અને ઘસઘસાટ ઉંઘવા લાગ્યો. ગુહાદિત્ય તથા **વિક્રમાજીત** પોતાની સલાહનો સ્વીકાર થયેલો નહિ જોઇને, પોતાનું અપમાન થયેલું સમજીને ચાલ્યા ગયા. રસેશાચાર્ય, **વીરભદ્ર** તથા **વીરધ્વજ** જયશિખરીના ચ્હેરા સામે આતુર દૃષ્ટિએ જોતા બેસી રહ્યા. રસેશાચાર્ય નિશ્ચિંત હતા. પરંતુ આ ઔષધનું કેવું પરિણામ આવશે, એ વિચારથી **વીરભદ્ર** અને **વીરધ્વજ**નાં મન ચંચળ બની રહ્યાં હતાં. તેઓ જયશિખરીના મૂર્ચ્છિત વદન સામે અને રસેશાચાર્યના ગંભીર ચ્હેરા સામે વારા ફરતી દૃષ્ટિ કરતા હતા. રસેશાચાર્ય તેમનો હેતુ સમજી ગયા પરંતુ તેમની શંકાનું નિવારણ કરવાનો કશો પણ પ્રયત્ન કર્યા સિવાય શાંતપણે બેસી રહ્યા.

---

# પ્રકરણ ૧૩ મું.

## નવીન કાવતરૂં.

ગુહાદિત્ય તથા વિક્રમાજીત જયશિખરીના શિબિરમાંથી બહાર પડીને પોતાના તંબુ તરફ જવા લાગ્યા. માર્ગમાં ચાલતાં ગુહાદિત્યે પોતાના સાથીની સામે જોઇને પ્રશ્ન કર્યો: " કેમ, વિક્રમાજીત ઠાકોર આપનો ચ્હેરો ઉતરી ગયેલો કેમ જણાય છે ? "

" એવો તે શો પ્રકાર બન્યો છે કે જેથી ચ્હેરો ઉતરી જાય ?" મૂછના આંકડાને વળ દઇને ઉંચા કરવાનો પ્રયત્ન કરતો વિક્રમાજીત બોલ્યો.

" તમે ગમે તેમ કહો, પરંતુ તમારી મૂછોના આંકડાને ઉંચા કરવાને તમારે વળ દેવાનો શ્રમ લેવો પડે છે એ ઉપરથીજ સાબિત થાય છે કે તમારી મૂછ નીચી નમી ગઈ છે !" સ્મિત કરતો ગુહાદિત્ય બોલ્યો.

" વાહ ! તમારી દૃષ્ટિ પણ બહુ બારિક છે હો !" વિક્રમાજીત પણ હસ્યો.

" હાજી, અને એ બારિક દૃષ્ટિએ તમારા હૃદયમાં અત્યારે ચાલી રહેલા વિચારોને આબાદ રીતે પારખી લીધા છે." ગુહાદિત્યે પોતાની બારિક દૃષ્ટિની શક્તિનો ખ્યાલ આપ્યો.

" તમારૂં એ કથન સંપૂર્ણ સત્ય નથી." વિક્રમાજીતે કહ્યું: " કેમકે મારા મનમાં કોઇ પણ વિલક્ષિત પ્રકારના વિચાર બિલકુલ ચાલતા નથી. માત્ર જયશિખરીએ અત્યારે આપણી સાથે જે પ્રકારનું

વર્ત્તન ચલાવ્યું હતું એથી મને સ્હેજ માઠું લાગ્યું છે ખરૂં.” તે ગુહાદિત્યનું અનુકરણ કરતો વેધક દૃષ્ટિએ તેના ચ્હેરા સામે જોતો બોલ્યોઃ “પણ તમારા મગજમાંયે ધડમાંજ શરૂ થયેલી હોય એમ જણાઈ આવે છે.”

“તમારો એ તર્ક તદ્દન ખોટો નથી.” ગુહાદિત્ય બોલ્યો. “પરંતુ આ વિચારરૂપી વૃક્ષનું બિજારોપણ તમારા અને મારા મગજમાં એકી સાથે અને એકજ મનુષ્યના હાથે થયેલું છે. તો હવે જોવાનું માત્ર એટલુંજ છે કે તે વૃક્ષ ઉપર ફળ પણ એકજ જાતના રંગ રૂપનાં આવે છે કે નહિ!”

“તમારી આ ભેદ ભરેલી અને અસ્પષ્ટ ભાષણ કરવાની પદ્ધતિનો ત્યાગ કરીને જરી ખુલ્લા દિલથી બોલો તો સારૂં. કેમકે તમારા કથન ઉપરથી તમારો હેતુ હું બરોબર રીતે સમજી શકતો નથી.” ખૂલ્લા હૃદયનો પરંતુ ઉતાવળીઆ સ્વભાવનો વિક્રમાજીત પોતાની પ્રકૃતિ પ્રમાણે ગુહાદિત્યના હૃદયનો હેતુ જાણવાને આતુર બન્યો.

“મારો હેતુ કાંઇ ઊંડો કે ગુહ્ય નથી. તે તમે સહેલાઇથી સમજી શકો તેમ છે. વળી હું તમારાથી કશું છૂપાવવા પણ માગતો નથી. જયશિખરીએ આપણી સાથે અત્યારે જે વર્ત્તન ચલાવ્યું છે, એથી તમને તો માત્ર સહેજ માઠુંજ લાગ્યું હશે, પરંતુ મને તો એ આપણું તેમજ રાજમંડળનું મોટું અપમાન થયેલું લાગ્યું છે અને એથી અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો છે.” ગુહાદિત્યે હવે જાળ પાથરવા માંડી.

“તમે જણાવો છો એવો વિકાર મારા મનમાં થયોજ નથી, એમ ન સમજશો. માત્ર તમારા કે મારા મનનીજ નહિ પરંતુ રાજમંડળના અને જયશિખરીના કેટલાક ગણ્યા ગાંઠયા ખુશામદખોરો

સિવાય બાકીના સૈનિકોનાં મનની પણ એવીજ સ્થિતિ થવી જોઈએ. પરંતુ એથી મનમાં ચિડાવાથી ફાયદો શો ? ઘણાઓએ પ્રારંભમાંજ ભવિષ્યકથન કર્યું હતું કે એ અભિમાની જયશિખરી આપણી સલાહનો સ્વીકાર નહિ કરે, એટલુંજ નહિ પરંતુ આપણું અપમાન પણ કરી બેસશે. એ કરતાં તો જો આ રસેશાચાર્યને ફોડયો હોત તો ઠીક થાત–" વિક્રમાજીતે પોતાનો વિચાર દર્શાવ્યો.

" એ ખરૂં છે. પરંતુ રસેશાચાર્યની સાથેનો સાથેજ વીરભદ્ર હોવાથી તેને ફોડવાનો સમય નહતો. તેમજ તે બૌદ્ધ સમ્રાટનો વિશ્વાસુ વૈદ્ય હોવાથી આપણી ઇચ્છાનો સ્વીકાર નહિ કરતાં આપણી હીલચાલ બૌદ્ધ સમ્રાટને અને કદાચ જયશિખરીને જણાવી દે એવો પણ સંભવ હતો. એમ બને તો ઉઘાડો વિરોધ થાય અને તેનું વિપરિત પરિણામ આવે. પછી તો બૌદ્ધ સમ્રાટ પણ આપણા ઉપર તેમજ ભૃગુકચ્છાધીશ ઉપર શંકા લઇ જાય. " ગુહાદિત્યે રસેશાચાર્યને પોતાના કાવતરામાં ભેળવવાની મુશ્કેલી અને તે પ્રયત્નના આવનાર દુષ્પરિણામની સંભાવના રજુ કરી.

" પણ, ત્યારે કરવું શું ? " નિરાશાજન્ય રીતે અને સંતપ્ત હૃદયે વિક્રમાજીતે પ્રશ્ન કર્યો.

" એ શું બોલ્યા ? " ગુહાદિત્ય તેને ઉશ્કેરતો બોલ્યો: " આપ માનમાં અને શૌર્યમાં જયશિખરીથી કાંઇ ઉતરો તેવા નથી. તેના વડવાઓ તો ચાંચીઆગીરીનો ધંધો કરતા હતા, જ્યારે આપના વડીલો પરાપૂર્વથી પરાક્રમી રાજકર્ત્તાઓ હતા. તો પછી અત્યારે એક-યઃકશ્ચિત્ ભિખારીની માફક તેનું મર્મભેદક ભાષણ સહન કરવું, એ આપને શોભે છે શું ? "

" એ વાત ખરી, પણ એનો પ્રતિકાર કરવાનો ઉપાય જોઇએ ના ? "

" ઉપાય ? જો આપણે ઉપાય શોધવાનો યત્ન કરીએ તો તે મળવોજ જોઈએ. ખામી માત્ર તેને શોધવાની છે." ગુહાદિત્ય બારિક દૃષ્ટિએ વિક્રમાજીતની મુખમુદ્રાનું અવલોકન કરતો બોલ્યોઃ

વિક્રમાજીતે સાશંક મુદ્રાપૂર્વક પ્રશ્ન કર્યોઃ " આપના ભાષણ ઉપરથી તથા એકંદર આવિર્ભાવ ઉપરથી એવો તર્ક કરી શકાય છે કે આ વિષયમાં તમે કશીક યોજના નક્કી કરી રાખેલી હોવી જોઇએ અને તેમાં મારી સલાહ તથા મદદની અપેક્ષા કરતા હોવા જોઇએ."

" કેટલેક અંશે તમારો એ તર્ક ખરો છે. પરંતુ જૂઓ, આ વિષય અત્યંત નાજુક છે. તમારી અને મારી વચ્ચે અકૃત્રિમ સ્નેહભાવ છે એ વાત સત્ય છે, તો પણ આવા પ્રકારની મસલતમાં ખાસ ખબરદારી રાખવાની જરૂર છે. માટે આપણે બન્નેએ આપણી તલવારો આપણા હાથમાં લઇને એવી પ્રતિજ્ઞા લેવી જોઈએ કે ' આપણે અત્યારે જે કંઇ વાત કરીએ અને યોજના ઘડીએ તેની પરિસ્ફુટતા કદી પણ કરીશું નહિ ! ' ગુહાદિત્યે પ્રતિજ્ઞા લેવાનું સૂચન કર્યું.

એ વેળાએ તેઓ ગુહાદિત્યના તંબુ નજીક આવી પહોંચ્યા. એટલે તે બોલ્યોઃ " હવે આપણે મારા તંબુમાં જઈને ત્યાં આ પ્રતિજ્ઞા લીધા બાદ નિરાંતે બધી વાત કરીશું."

તેઓ બન્ને તંબુમાં દાખલ થયા. અંદર જઇને ગુહાદિત્યે વિક્રમાજીતને યોગ્ય આસન આપ્યું અને તે પણ તેની જોડાજોડ બેઠો. પછી બન્ને જણાયે ગુહાદિત્યની સૂચના પ્રમાણે પ્રતિજ્ઞા લીધા બાદ તે બોલ્યોઃ " હવે મારા મગજમાં ઉપસ્થિત થયેલો વિચાર અને તેને અનુરૂપ કાર્યક્રમ હું તમારી સામે માંડું છું. તમે પણ મારી માફકજ ખુલ્લું દિલ કરીને તમારૂં હૃદય મને જણાવશો. એમ માનો

કે આ બૌદ્ધના ઔષધથી જયશિખરીને આરામ થાય તો એ વાત આપણને લાભદાયક ખરી ? ”

વિક્રમાજીત સ્હેજ ધીમેથી બોલ્યો: “ ના, એથી તો અત્યાર સુધીની આપણી તમામ ધારણાને બર લાવવામાં ઉલ્ટો પ્રત્યવાય થાય. પરંતુ અત્યારે નર્મદાનાં તિર્થસ્થળોનો ઉદ્ધાર કરવાના સંબંધમાં જે નિરાશા દૃષ્ટિગોચર થાય છે તે ઘણે અંશે નાબુદ થાય તથા આપણને હાલના જેવી શરમ ભરેલી સુલેહ કરવાની ફરજ પડે નહિ. ”

“ વિક્રમાજીત ! એ બધા વિચારને બાજુએજ રાખો. નર્મદા કિનારાનાં તીર્થસ્થળોનો ઉદ્ધાર, ધર્મયુદ્ધ, જય ઇત્યાદિનો પોકળ ભ્રમ છે. પ્રારંભમાં જે ઉદ્દાત અને ધર્મોદ્ધારના વિચારો હતા તે અત્યારે નષ્ટવત્ બની ગયા છે. અત્યારે તો દરેક વ્યક્તિના આપમતલબીપણું, મહત્ત્વાકાંક્ષા, પારકાના ઉત્કર્ષની અસહિષ્ણુતા, વગેરે મૂળ ગુણો તેના ખરા સ્વરૂપમાં પ્રકટી નિકળ્યા છે. મોટા મોટા રાણા–મહારાણાઓ કેવળ પોતપોતાના લાભની દૃષ્ટિએજ જોવાના. તમારા અમારા જેવા ન્હાના ઠાકોરો કે રાજાઓનો એ લોકો જરી પણ વિચાર કરવાના નહિ. આજે તેમની સાથે માથું મેલીને યુદ્ધ કરવાને તૈયાર બનો, યઃકશ્ચિત્ બાબતોમાં પણ તેમનાં મર્મભેદક ભાષણો સહન કરો; પણ આવતી કાલે કામ પાર પડયું કે હાથ હલાવતાં જેવા આવ્યા તેવાજ ચાલતા થાઓ ! કદાચ લડાઇમાં યશ આવે તો આ તિર્થસ્થળોનું આધિપત્ય એ મોટા રાણા–મહારાણાઓ પોતપોતાની વચ્ચેજ વહેંચી લેવાના. તેમને તમારા અમારા જેવાના પરાક્રમનું એ વખતે સ્મરણ માત્ર પણ થવાનું નહિ. અત્યારે આપણને ગમે તેવી આશાઓ આપવામાં આવે અને ગમે તેટલી શરતો કરવામાં આવે, પરંતુ એ આશાઓ ફળવાનું અને શરતો અમલમાં આવવાનું તો ચાંદરણીમાં. એ

તો કોણીએ ચોટાડેલો ગોળ. એટલા માટેજ હું કહું છું કે ભવિષ્યમાં બનનારા બનાવની કલ્પના જ્યારે આપણે અત્યારે કરી શકીએ છીએ તો અગાઉથીજ સાવધ શા માટે ન થવું ? વાસ્તવિક રીતે જોતાં આપણા રાજમંડળની આજની સ્થિતિ એવી છે કે એકાદા ક્ષુલ્લક કારણ ઉપરથી પણ રાજસમુહમાં ભયંકર કલહ ઉપસ્થિત થવાનો અને સહુ પોતપોતાના દેશનો માર્ગ પકડવાના. એટલે એમનામાં એકદિલી થાય કે બેદિલી થાય, એમાં આપણુને તો લાભ કશોજ નથી. માટે મારી સલાહ માત્ર એટલીજ છે કે જે માર્ગમાં આપણુને લાભ થવાનો સંભવ લાગતો હોય તે માર્ગ આપણે ગ્રહણ કરવો."

"તમારૂં કથન અક્ષરે અક્ષર સત્ય છે. પરંતુ એ બને કેવી રીતે ? જો પેલા વૈદ્યના ઔષધથી જયશિખરીની પ્રકૃતિ આ ઘડીએ જ સાજી થાય તો તે બીજો ત્રીજો વિચાર નહિ કરતાં એકદમ યુદ્ધનું રણશીંગું ફુંકવાનો, પછી આપણુને બધાને મૂંગામૂંગા તેની પાછળ પાછળ રણક્ષેત્રમાં ઘસડાવું પડશે અને તમારા આ બધા વિચારો મનમાંજ ઉત્પન્ન થઇને ત્યાંને ત્યાંજ નાશ પામી જશે."

"ઠાકોર ! તમારો સ્વભાવ એવો છે કે તમે એકદમ ઉતાવળા બનીને દરેક બાબતમાં તમારો મત બાંધી દો છો." ગુહાદિત્યે કહ્યું: "પરંતુ પ્રથમ તો મારૂં માનવું એવું છે કે બૌદ્ધ વૈદ્યના ઔષધથી જયશિખરીને આરોગ્ય પ્રાપ્ત થવાનો સંભવ નથી. છતાં પણ એમ માનો કે તેને આરામ થયો, તો પણ પુનઃ યુદ્ધ ઉપસ્થિત થવાનું તો કેવળ અસંભવિતજ છે. કેમકે ચંદ્રસેને પોતાના ગુહ્ય સ્વાર્થને સાધવાના હેતુથી રાજમંડળના મનને એવું બનાવી દીધું છે કે દરેકે દરેકનો કોઇ પણ રીતે કાયમની સુલેહ કરી નાખવાનો દૃઢ નિશ્ચય થયેલો છે. એ નિશ્ચય એકદમ જયશિખરી ફેરવી શકે એમ હું માની

શકતો નથી. હવે હું વિશેષમાં તમને સ્પષ્ટપણે અને નિષ્કપટભાવ પૂર્વક જણાવી દઉં છું કે આ ઘટિકાથી આ ઇડરનો રાવ ગુહાદિત્ય એ ચાંચીયાના કુળમાં જન્મેલા જયશિખરીનો કટ્ટો દુશ્મન બન્યો છે. મારા મનમાં તેના પ્રત્યે ઉત્પન્ન થયેલા વૈર્યનું કારણ તમે જાણતા જ હોવાથી એ વિષે પુનર્વિવેચન કરવાની જરૂર તો નથીજ. પરંતુ ટુંકામાં માત્ર એટલું જણાવીશ, કે આજે આપણે તેની ખબર પૂછવાના બ્હાનાથી ગયા હતા; ત્યાં જવામાં આપણા અંતરનો ઉદ્દેશ ગમે તેવો હોય, પરંતુ એણે તો આપણને આપણી પદવીને યોગ્ય દરેક પ્રકારનું માન આપવું જોઇતું હતું; તેને બદલે મર્મભેદક કઠોર ભાષણ અને આપણા દરેક કથનની અવગણના ! એજ બતાવી આપે છે કે, તેને આપણી લેશ પણ પરવા નથી. આજના તેના વર્ત્તનથી તો તે ઉન્મતપણાની પરિસીમાને પણ ઓળંગી ગયો છે. આપણે આપણા અપમાનનો બરોબર બદલો લેવો જોઈએ. ”

થોડીક પળ તે વિચારમગ્ન બની ગયો. પછી તંબુના દ્વાર તરફ આંગળી કરતો પુનઃ બોલ્યોઃ “ જૂઓ, સામે પેલી ઉંચી ટેકરી ઉપર જયશિખરીનો વિજયધ્વજ જોયો કે ? તેનો વિજયધ્વજ આપણા સર્વનાં નિશાનો કરતાં ઉંચો ફરકી રહ્યો છે. કેમ જાણે રાજમંડળના તમામ રાજા–રાણાઓ તેના ખંડીયા જ હોયની ! હજી સુધી આ બાબત તરફ કોઇનું ખાસ લક્ષ ગયેલું નથી એ વાત ખરી છે, પરંતુ તેનો મર્મ જો આપણા રાજસમુહમાંના એકાદના મનમાં આવે તો માત્ર તેટલા ઉપરથી પણ અંદર અંદર ભયંકર કલહ જામે અને પછી પુનઃ સખ્ય થવાનું દુરાપાસ્ત બને. વિક્રમાજીતજી ! સ્મરણમાં રાખજો કે આ મુદ્દા ઉપરજ મેં મારો સર્વ વ્યૂહ ગોઠવેલો છે. કચ્છાધીશને તમે સારી રીતે ઓળખો છો. બુદ્ધિમાન્

એવા છે કે જો અફીણના રેડીયા કસુંબાનો અમલ બરોબર ચડયો હોય તો રાત્રી છે કે દિવસ તેનું પણ ભાન રહે નહિ. થોડા દિવસની અંદર જ એક વાર લાગ જોઇને બરોબર રંગ જામ્યો હશે એ વખતે તેમના મનમાં ચીણગારી મૂકી દઇશ. પછી બસ, હાં હાં કહેતામાં જ આખા સૈન્યમાં દંગો ઉઠશે, અને જયશિખરીએ આજે કરેલા મારા અપમાનનો તેને તો યોગ્ય બદલો મળશે."

"વાહ! યુક્તિ તો બહુ મજાની અને વળી સુસાધ્ય છે. પરંતુ તે સિવાય બીજી એક વાત પણ છે. જે ઘટના આપણા રાજમંડળ તરફથી અત્યારે ચાલી રહી છે, તે જો પાર પડે તો પણ જયશિખરીની ફજેતી થયા સિવાય રહે નહિ." વિક્રમાજીતે આનંદાવેશ પૂર્વક કહ્યું.

"શું? આપણે સુલેહ કરવાનો યત્ન કરી રહ્યા છીએ તે?" ગુહાદિત્ય બોલ્યો: "એથી કાંઇ જયશિખરીની બરોબર ફજેતી થવાનો સંભવ નહિ."

"એ નહિ. તમે જાણો તો છો જ કે આપણા રાજમંડળની સભાની છેલ્લી બેઠકમાં સુલેહની શરતોમાં એક એવી શરત ચંદ્રસેનની સલાહથી, આપણે આપણા તરફથી સ્વેચ્છા પૂર્વક બૌદ્ધ સમ્રાટ સાથેનો આપણો સંબંધ દ્રઢ કરવાના હેતુથી રજુ કરી છે, કે સુલેહ થતાં આપણે જયશિખરીની બ્હેન વિમળાદેવીનું લગ્ન ભૃગુકચ્છાધીશ સુરસેનની સાથે કરીશું. હવે એ શરત અભિમાની ગુર્જરેશ્વર પોતાની રાજીખુશીથી તો કદી પણ કબૂલ કરે નહિ જ. પરંતુ તે શરત તેની માંદગીમાં આપણા રાજમંડળે પોતાને મળેલા અધિકારની રૂઇએ કરેલી હોવાથી તથા હાલની પરિસ્થિતિ જોતાં જયશિખરી એ વાતનો અસ્વીકાર કરી શકે તેમ નથી. વળી તમે જાણો છો કે ગમે તેમ

કરીને પણ તેની પાસે આ શરત કબૂલ કરાવવાની ખટપટ પણ શરૂ છે."

"હા, એ પણ બરોબર છે. આ બેમાંથી ગમે તે સિદ્ધ થાય તો પણ મારી ઈચ્છા તો તૃપ્ત થશે જ. પરંતુ આ ચોઘડીયાં અત્યારે શાનાં વાગે છે? શું આપણી શરતોનો સ્વીકાર કરનારો જવાબ બૌદ્ધ સમ્રાટ તરફથી ફરી વળ્યાનું જાહેર કરવાને આ વાજીંત્ર વાગતાં હશે? બહાર કોણ છે?" ગુહાદિત્યે બૂમ મારી.

બહારથી એક અનુચર તંબુમાં આવ્યો. તેને છાવણીમાં વાગતા રણવાદ્યનું કારણ જાણી લાવવાને ગુહાદિત્યે મોકલ્યો. વિક્રમાજીત બોલ્યો: "મને તો લાગે છે કે ગુર્જરેશ્વરને આરામ થવાથી આનંદ પ્રદર્શિત કરવાને ચોઘડીયાં વાગતાં હશે."

"હા, તમારી એ કલ્પના પણ ખરી છે. જો એમ હોય તો એને પૂર્વવત્ શક્તિ પ્રાપ્ત થાય તે પહેલાં જ મારે મારી યોજનાને તૈયાર કરીને નિશાન ટાંકવા જેટલું જ બાકી રાખવું જોઈએ."

થોડી વારે તપાસ કરવાને ગયલો અનુચર આવીને બોલ્યો: "મહારાજ! એક બૌદ્ધ રાજવૈદ્યના ઔષધથી ગુર્જરેશ્વર રોગમુક્ત થયેલા હોવાથી આનંદ પ્રદર્શન કરવાને વાજીંત્રો વાગી રહ્યાં છે. તે માટે આવતી કાલે તેમના શિબિરમાં વેદધર્મરાજમંડળની સભા મળવાની છે. તેને માટે આમંત્રણો પણ નિકળી ચૂક્યાં છે!"

"વાહ! એથી વિશેષ આનંદ બીજો શો?" વિક્રમાજીત સામે આંખ મચકાવતો ગુહાદિત્ય બોલ્યો.



# પ્રકરણ ૧૪ મું.

## વમળદેવીની મુદ્રિકા.

જયશિખરીને આરામ થયાને આજે એક પખવાડિયું થઈ ગયું છે. બૌદ્ધ રાજવૈદ્ય રસેશાચાર્યે જયશિખરીની માફક તેની છાવણીમાં પથારીવશ બનેલા અન્ય જ્વરગ્રસ્ત મનુષ્યોને પણ પોતાના ચમત્કારિક અમૃતતુલ્ય ઔાષધથી મૃત્યુ મુખમાંથી બચાવી લીધા છે. પરંતુ તેણે દરેકને એક સૂચના કરી હતી કે " આ જ્વર ચાલ્યો જવા બાદ શરીર અતિ અશક્ત બની જાય છે. એ શક્તિ જો ત્વરાથી આણવી હોય તો એક પખવાડિયું સુધી દરેકે દુધનો પ્રયોગ કરવો. અર્થાત્ તેટલો સમય દરમિયાન બીજો ગરીષ્ટ પદાર્થ નહિ લેતાં કેવળ દુધનુંજ પાન કરવું. " આ જ્ઞાન તેને આપણા આનંદગિરિ સ્વામી પાસેથી મળ્યું હતું. આનંદગિરિ સ્વામી કહેતા કે " અમુક મજલ કાપવાને પરિણામે શ્રમિત થયેલા અશ્વને ચાબૂક મારવાથી તે અશ્વ વધારે જોરથી દોડે છે ખરો. પરંતુ એથી એ અશ્વમાં નવીન શક્તિનો સંચાર થયો છે એમ માનનારને કેવળ મૂર્ખજ માનવો જોઇએ. હા, ચાબૂક મારવાથી અશ્વ ઉત્તેજીત બને છે ખરો, પરંતુ તે વધારે ને વધારે થાકતો જાય છે. જો તેનામાં નવીન શક્તિ આણવી હોય તો તેને વિશેષ શ્રમ નહિ આપતાં આરામ લેવા દેવાની જરુર છે. આરામ આપવાને લીધે તેનો શ્રમ ઉતરી જાય છે અને નવીન શક્તિ તે પ્રાપ્ત કરી શકે છે. તદનુસાર નિઃશક્ત બનેલી જઠરાગ્નિમાં ગરિષ્ટ

ભોજન ભરવાનું ચાલુ રાખીને, એકદમ પચી નહિ શકનારા પદાર્થને પાચન કરવાને માટે ઉત્તેજક હિંગાષ્ટકાદિ ચૂર્ણ જેવા પદાર્થોનું સેવન કરવું, તે થાકેલા અશ્વને વધુ દોડાવવાને માટે ચાબૂક મારવા સમાન છે. ખરો માર્ગ તો એજ છે કે જઠરાગ્નિને અમુક સમય પૂર્ણ આરામ આપવો જોઇએ. તેને આરામ મળ્યાથી તે સશક્ત બની જાય એ સ્વાભાવિક છે. ત્રીદોષ જેવા ભયંકર વ્યાધિમાં સાત, ચૌદ કે એકવીશ દિવસ સુધી લંઘનપ્રયોગ કરવાનું જણાવ્યું છે તે એજ હેતુથી. પૂર્ણ આરામ આપવાની સાથે શરીરને પોષણ મળવામાં હરકત ન પહોંચે એ બાબત તરફ લક્ષ આપવું જોઇએ. જો જઠરાગ્નિ તદ્દન નિષ્ક્રિય બની ગઇ ન હોય તો તેને કશા પણ પદાર્થની આહુતિ નહિ મળવાથી તે શરીરની અંદરનાં પૌષ્ટિક તત્ત્વોને આકર્ષી લે છે. કેમકે તેનો પ્રાકૃત્રિક ક્રિયાધર્મ તે તજી શકતી નથી. અર્થાત્ એવી સ્થિતિમાં સહુથી સરસ અને સુલભ માર્ગ એ છે કે ગાયના દુધ જેવા પ્રવાહી પદાર્થની જઠરાગ્નિને જોઇતા પ્રમાણમાં થોડે થોડે આહુતિ આપવી. દુધની ખૂબી એવી છે કે તે મુખમાંના અમીરસની સાથે મળવાની સાથે જ વિના શ્રમે પચવાને યોગ્ય તેની સ્થિતિ બની જાય છે. એથી જઠરને તેને પચાવવાનો શ્રમ લેવો પડતો નથી. વળી દુધનાં સત્વનું પરિણામ રક્તમાં ત્વરાથી આવતું હોવાને લીધે પ્રયોગ કરનારને પોષણ મળવાની સાથે ઉત્તરોત્તર તેની શક્તિ આશ્ચર્યકારક રીતે વધતી જાય છે, અને રોગ પૂર્વે તેનું જેવું શરીર હોય તેના કરતાં પણ વિશેષ આરોગ્યમય અને પુષ્ટ બની જાય છે." સ્વામીજીના આ ઉપદેશની મહત્તા રસેશાચાર્યે સમજી શકયા હોવાથી તેમણે જયશિખરી આદિને એ સૂચના કરી હતી.

જયશિખરીનો જ્વર જે દિવસે તદ્દન નાબુદ થઈ ગયો તેને

બીજે દિવસે સ્હાંજે અમે ગત પ્રકરણમાં જણાવી ગયા તે પ્રમાણે તેના શિબિરમાં રાજસભાની બેઠક ભરવામાં આવી હતી. રાજમંડળ તરફથી જયશિખરીનું આરોગ્ય પ્રાપ્ત થવા માટે અભિનંદન કરવામાં આવ્યું હતું. રસેશાચાર્યને પણ તે વખતે જયશિખરી તરફથી તથા અન્ય રાજકર્ત્તાઓ તરફથી યોગ્ય બક્ષિસ આપવામા આવી હતી. તે જોઇને સુરેન્દ્રાચાર્યનું હૃદય કેટલું બધું દગ્ધ થયું હશે, તેની કલ્પના વાચકોજ કરી લેશે. પરંતુ અત્યારે તેમનાથી એક પણ શબ્દોચ્ચાર થઇ શકે તેમ ન હતો. શંકર કવિ આદિ ભાટ ચારણોએ ગુર્જરેશ્વરનાં યશોગાન કર્યાં અને આખી છાવણીમાં આનંદ આનંદ પ્રસરી રહ્યો. હા, માત્ર ગુહાદિત્ય, વીક્રમાજીતાદિ જેવા અમુક દ્વેષી જનોનાં મન દ્વિધા બન્યાં હતાં. તેમનાં મન હવે જયશિખરીનો ઘાટ કેવી રીતે ઘડવો એ સંબંધની યુક્તિમાં રોકાઇ ગયાં હતાં.

એક પખવાડિયું વ્યતિત થયું. પરંતુ તે દરમિયાન કાંઇ નવીન પ્રકાર ઉપસ્થિત થયો નહિ. વીરધ્વજ તે દરમિયાન ચાર પાંચ વખત વિમળદેવીને મળ્યો હતો. તેમનાં હૃદય પરસ્પર વિશેષ અને વિશેષ આકર્ષાવા લાગ્યાં હતાં. રૂપસુંદરીએ પણ તેને પોતાની પાસે બોલાવ્યો હતો. તેણે વીરધ્વજનું દિલ જાણી લીધું હતું તથા તેની અને વિમળદેવીની વચ્ચે દૂતકાર્યનો પ્રારંભ કરી દીધો હતો.

એક દિવસે મધ્યાન્હ પછી ભોજનકાર્યથી પરવારી જયશિખરી પોતાના શિબિરમાં આરામ લેવાને ગયો, તે સમયે રૂપસુંદરી તથા તેની નણંદ વિમળદેવી પોતાના શિબિરમાં બેઠાં હતાં. વિમળદેવી એક પુસ્તક વાંચતી હતી. રૂપસુંદરી તે શ્રવણ કરતી હતી. તેમાં એક સ્થળે એવું લખ્યું હતું કે 'પ્રેમનો પ્રાદુર્ભાવ થયા પછી તે એટલી બધી ત્વરાથી

વૃદ્ધિને પામે છે કે તેની પાસે પ્રકાશની તીવ્ર ગતિ પણ અતિ ધીમી લાગે છે. '

એ વાક્ય **વિમળદેવીએ** વાંચતાં રૂપસુંદરી સ્હેજ હાસ્ય કરીને બોલી: " **વિમળબા! વીરધ્વજ** પ્રત્યેના તમારા પ્રેમની ગતિ એટલી તીવ્ર બની છે કે નહિ? કે પછી હજી જ્યાં છે ત્યાંનો ત્યાંજ? "

" ભાભી! તમને તો જ્યારે હોય ત્યારે મશ્કરી જ કરવાનું સૂજે છે! " કૃત્રિમ ગુસ્સો આણતી **વિમળદેવી** બોલી.

" ના, હું મશ્કરી નથી કરતી. ખરૂં જ કહું છું. " રૂપસુંદરીએ સ્હેજ ગંભિર થતાં કહ્યું: " જ્યારે તમે મને દૂતકાર્ય સોંપેલું છે ત્યારે મારે મારી જોખમદારી સમજવી જોઇએ અને રજે રજ બિનાથીવાકેફ થતાં રહેવું જોઇએ. પણ એક વાત તમારી પાસે સ્પષ્ટ કરવાની જરૂર છે. **વીરધ્વજ** મારા વતનનો હોવાથી હું તેને ઓળખું છું. તમારૂં તેની સાથે લગ્ન થાય તો એમાં ચાપોત્કટ વંશની પ્રતિષ્ઠાને હાની પહોંચે તેમ નથી, એટલા વિચારથી જ મેં આ દૂતકાર્યનું જોખમ મારે માથે લીધું છે. પરંતુ પાછળથી એની સાથે લગ્ન કરવાને માટે તમને પશ્ચાત્તાપ થાય તો એનો દોષ મારા માથે ઢોળી પાડશો નહિ. "

" એમ કેમ? પશ્ચાત્તાપ શામાટે થાય? શું એમનામાં કોઇ જાતનું દૂષણ છે? " **વિમળદેવીએ** આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

" ના, દૂષણ તો જરીકે નથી. તેને બદલે એ ઉંચા પ્રકારના સદ્‌ગુણોથી અંક્તિ છે, તેમ તેના શૌર્યની પણ સર્વત્ર પ્રશંસા થાય છે. પરંતુ તેના અંગમાં જેમ પુષ્કળ શૌર્ય છે, તેમ જો તેની આર્થિક સંપત્તિ પણ વિપુલ હોત તો અધિક યોગ્ય હતું. " રૂપસુંદરીએ **વીરધ્વજની** ગરિબાઇનું પ્રદર્શન કર્યું.

" કેમ વારૂ ? તમને એની ગરિબાઇની એટલી બધી દયા શામાટે આવે છે ? " વિમળદેવી સ્હેજ ચિરડાઇને બોલી.

" અહોહો ! પોતાના પ્રિયતમની ગરિબ અવસ્થાની વાત કાઢતાં નણંદબા કેટલાં બધાં ચિડાઇ ગયાં ! બાઈ ! હવે હું એ વિષયમાં એક શબ્દ પણ નહિ બોલું, પછી કાંઈ છે ? " રૂપસુંદરીએ પણ જાણે વિમળદેવીના કથનથી પોતાનું દિલ દુ:ખાતું હોય તેવો ડોળ કરીને કહ્યું.

" ભાભી ! તમને તો જ્યારે ને ત્યારે વાત વાતમાં માઠું લાગી જાય છે ! એમાં મેં એવું તે શું કહ્યું ? વારૂ, એમ માનો કે તે ગરિબ છે. પરંતુ નિર્ધન અવસ્થા શું દુષણ મનાય છે ? "

" ના ! દુષણ નહિ પણ ભૂષણ ! " રૂપસુંદરીએ કટાક્ષ કર્યો: " અંગ ઉપર ધારણ કરવાને સારો અને સુશોભિત પોષાક પણ મળતો નથી, રહેવાને માટે બે ખંડની એક ન્હાનીશી રાવટી ! તેમાં એક બાજુએ ત્રણ પત્થરનો ચૂલો, બીજા ખૂણામાં પાણીની બે માટલીઓ અને એક તરફ સૂવાને માટે ન્હાનોશો સીંદરીનો ભરેલો ખાટલો. તેના ઉપર રૂની તળાઇને બદલે ઘાસ ભરેલું ગાદલું ! બેસવાને માટે શેત્રંજી કે ગાલીચાને બદલે શિકારમાં મારેલાં જાનવરોનું ચર્મ. કામ કરવાને માટે ફક્ત એકજ નોકર, અને તે પણ માંદો હતો ત્યારે તેની સુશ્રુષા તેને પોતાને જ કરવી પડતી હતી. બાકી દ્વારરક્ષક તરીકે એક હૃષ્ટપૃષ્ટ શિકારી કૂત્રો ! આવા ઠાઠમાઠમાં ગુર્જરેશ્વર જેવા મહારાજાધીરાજની બ્હેનનો ગૃહસંસાર શોભી તો બહુજ ઉઠશે ! "

આ સર્વ રૂપસુંદરી પોતાની મજાક કરવાના ઉદ્દેશથી બોલે છે એમ વિમળદેવી સમજી ગયા સિવાય રહી નહિ. કેમકે જે એક વખત વીરધ્વજના સદ્દગુણો અને શૌર્યની પ્રશંસા કરનારી, તેજ ઉઠીને અત્યારે તેનાં દુષણો ગણાવે એમ તો બને જ નહિ. એવા વિચારથી

વિમળદેવી બોલીઃ " ભાભી ! તમે મારા કરતાં વયોવૃદ્ધ છો, પદવીમાં પણ તમે ગુર્જરેશ્વરની મહારાણી હોવાથી હું ગમે તેમ તોયે તમારી પ્રજાજન છું. એટલે તમે મારી ગમે તેટલી મશ્કરી કરો અને તે ગમે તે ઉદ્દેશથી કરો તો પણ એથી મને ગુસ્સો ચડવાનો નહિ. બાકી જો તમે આ મારી મશ્કરી ન કરતાં હો અને અંતઃકરણ પૂર્વક જણાવતાં હો તો હું તેનો ખુલાસો કરૂં. તમારા કથન ઉપરથી જણાય છે, કે સ્ત્રી પુરુષનો પરસ્પર પ્રત્યેનો પ્રેમ ઉંચા પ્રકારનાં વસ્ત્રોમાં, મૂલ્યવાન જવાહિરના અલંકારોમાં, મોટા મોટા મહાલયોમાં, ઐશ્વર્યદર્શક પદાર્થોમાં અને માત્ર વાણીની છટામાં જ ભરાઈ રહેલો હોય એમ તમને લાગે છે. પરંતુ તમારી એ માનિનતા યથાર્થ નથી. હા, ઘણાં સ્ત્રી પુરુષો એવી ભાવનાને પોતાના અંતરમાં સ્થાન આપતાં હશે ખરાં, પરંતુ મારો અંતરાત્મા તો મને એમ કહે છે કે સત્ય પ્રેમને રાજમહાલય અને ભિક્ષુકની ઝુંપડી એ બન્ને સરખાં જ છે. શ્રીમંત હોય કિંવા ગરીબ હોય, પરંતુ ઉભયની પ્રેમની રીતિ એક સરખી જ હોય છે; કિંબહુના ગરિબ જનોની પ્રીતિમાં સમત્વ અને સત્યતા વિશેષ માલૂમ પડી આવે છે. શ્રીમંત્ જનોનાં ગૃહમાં જે પ્રેમનો બાહ્યાડંબર દેખાય છે તે ગરિબોની ઝુંપડીમાં ભાગ્યેજ દશ્યમાન્ થાય છે. ત્યાં દંભનું દર્શન કદી પણ થતું નથી."

" વિમળબા ! હું કબૂલ કરૂં છું કે હું કાંઈ તમારા જેવી વિદ્વાન્ નથી. એટલે તમે જે કહો છો તે મારા મગજમાં ન ઉતરે તે સ્વાભાવિક છે. આપણો મત તો એવો છે કે ચાર માણસોમાં જે સારૂં દેખાય અને સારૂ કહેવાય તે કરવું. મારૂં કહેવું તો એવું હતું કે તમારી કલ્પના પ્રમાણે તમારા ઉપર પ્રેમ કરનાર અને તદુપરાંત શ્રીમંત, ઉચ્ચ કુળનો તેમ જ વીરધ્વજના જેવો વીર પુરુષ બીજો ન મળત એવું કાંઈ

ન હતું. ” રૂપસુંદરી હજી પણ વિમળદેવીના હૃદયની વિશેષ પરીક્ષા કરવાના હેતુથી બોલી.

વિમળદેવીએ તેના ભ્રમનું નિરસન કરવાના હેતુથી જણાવ્યું કે “ પ્રીતિ એ કાંઇ એવા પ્રકારની વસ્તુ નથી કે તેનું મરજીમાં આવે તે પ્રમાણે સ્થલાંતર થઇ શકે. અમુક વિષય તરફ તેનું આકર્ષણ થયા પછી ગમે તેમ થાઓ તો પણ તેનો સોક્ષ કિંવા મોક્ષ ત્યાં જ થવાનો ! કદાચ તમે એવી શંકા કરશો કે પ્રેમોદ્ભવ થયા પછી બીજાં કારણોને લઇને લગ્ન ન થાય તો શું કરવું? હું કહીશ કે વિવાહબંધનથી દેહલગ્ન થવાનો પ્રસંગ ન આવે તો પણ પ્રેમી સ્ત્રી પુરુષનું આત્મલગ્ન તો થઈ ચૂકેલું જ હોય છે. એ પ્રેમબંધનમાં કદી પણ તુટી પડતી નથી. હવે તમે અહીં ધર્મયુદ્ધાર્થ એકત્ર થયેલા અને કેટલાક પ્રાણ જવાના ભયથી યુદ્ધમાં નહિ આવતાં પોતાના મહેલમાં ભરાઇ બેઠેલા—કહેવામાં માત્ર શૂરવીર રાજવંશીઓની પ્રતિષ્ઠા, સંપત્તિ અને વીરતાને ઉદ્દેશીને કહેતાં હો, તો હું તમને જ પ્રશ્ન કરીશ કે તેમના શૌર્ય અને કાર્યદક્ષતાની વીરધ્વજના શૌર્ય અને કાર્યદક્ષતા તથા સહાસિક્તાની સાથે સરખામણી કરી શકાય તેમ છે ? સાંપ્રત સમયનો જ વિચાર કરો. નર્મદાકિનારાનાં તિર્થસ્થળોના ઉદ્ધાર જેવા પારમાર્થિક કાર્યને અર્થે બૌદ્ધો સાથે ધર્મયુદ્ધ કરવાને તત્પર થયેલા આ બધા વીર પુરુષો જો પોતાના શારીરિક સુખ તરફ લક્ષ આપવામાં જ સમયને વ્યતિત કરે તો તેમને શૂરવીરનું પદ કેવી રીતે આપી શકાય ? યુદ્ધવિષયક કામગીરીની ટાપટીપ આગળ જેમને પોતાનાં વસ્ત્રાલંકારોની ટાપટીપ અને ચેનબાજી સૂજતી નથી, જાર બાજરીના રોટલા અને માત્ર મસાલો પણ જેમને પંચ પકવાન્ન કરતાંયે અતિ મિષ્ટ લાગે છે, માત્ર ઘાસના બિછાના કે પત્થર ઉપર નિંદ્રાધીન થવામાં

અને એકાદા પ્રાણીના ચર્મવડે પોતાના દેહનું ઠંડીથી રક્ષણ કરવામાં જેમને સુંવાળા રૂની તળાઇઓ, અને મૂલ્યવાન્ છત્રપલંગો ઉપર સૂવા જેટલો તથા કીમતી શાલો કિંવા બીજાં ગરમ વસ્ત્રો ઓઢવા જેટલો જ આનંદ થાય છે, તેમને જ આ પ્રસંગે ખરા વીર, સુચતુર અને કાર્યદક્ષ સમજવા જોઇએ. જેમની ગરિબાઇનું તમે મોટા રસપૂર્વક પ્રદર્શન કરો છો તે ન્યાયની દૃષ્ટિએ કઇ કક્ષામાં મૂકવા લાયક છે એનો વિચાર તમે પોતે જ હવે કરી લ્યો. ”

વિમળાદેવીનું છેલ્લું વાક્ય વીરધ્વજને ઉદ્દેશીને હતું એ રૂપસુંદરી સમજ્યા સિવાય રહી નહિ. તે બોલી: “ બ્હેન ! વીરધ્વજ ઉંચ કુળનો છે, શૂરવીર છે, કાર્યદક્ષ છે તેની હું ના પાડી શકતી નથી. પરંતુ તમારા કહેવા પ્રમાણે જ જો જોઇએ તો અત્યારે યુદ્ધને લગતો વિચાર કરવાના સમયમાં તમારા પ્રેમને પોતાના હૃદયમાં સ્થાન આપવું અને પોતાનો પ્રેમ તમારી કને વ્યક્ત કરવો, એ પણ એક દોષ ન ગણાય ? તમે હમણાં જ કહ્યું કે આ સમયે કેવળ યુદ્ધવિષયક વિચારો સિવાય બીજી કશી પણ બાબત તરફ લક્ષ આપવું નહિ. ”

“ હા, એ મારા સ્મરણમાંજ છે. ” વિમળાદેવી બોલી: “ પરંતુ મારી પૂર્ણપણે ખાત્રી છે કે તેમનો મારા ઉપર ગમે તેટલો પ્રેમ હોય તોપણ એ પ્રેમ તેમની યુદ્ધવિષયક કામગીરીમાં કદી પણ આડો આવનાર નહિ ! ઉલટું પ્રીતિજન્ય ભાવિસુખની આશાને લીધે એ પોતાની કામગીરી વિશેષ ઉલ્હાસ પૂર્વક બજાવવાના. ”

“ વિમળબા ! તમારૂં બીજું બધું કથન હું કબૂલ રાખું છું, પરંતુ આ અંતિમ કથનનો સ્વીકાર કરી શકતી નથી. શું તમે હિમ્મતપૂર્વક એમ કહી શકો છો કે વીરધ્વજ તમારા પ્રેમમાં લટ્ટુ બન-




" કબૂલે નહિ અને કાંઈએ નહિ! એક તો શરત કરવી એ જુગાર ખેલવા જેવું ગણાય; તેમાંએ—" પૃષ્ઠ ૧૩૫.

વાને પરિણામે પોતાની સૈનિક તરીકેની ફરજ અદા કરવામાં બેદરકાર નહિ જ બને? જો એમ તમે ખાત્રીપૂર્વક કહેતાં હો તો એ માટે હું તમારી સાથે શરત લગાવવા તૈયાર છું. ભસ્માસુર જેવો ત્રિલોકને વશ બનાવનાર વીર પણ મોહિનીના સૌંદર્યમાં લુબ્ધ બની ગયો હતો, ભગવાન શંકર જેવા યોગી પણ ભીલડીના નૃત્યથી લોભાઈ ગયા હતા, બ્રહ્માજેવા બુદ્ધિમાન્ અને વિદ્વાન જગતપિતા પણ પોતાની પુત્રી ગણાતી સરસ્વતીના લાવણ્યમાં આસક્ત બનીને ભ્રષ્ટ થઈ ગયા હતા, તો પછી વીરધ્વજ તે કોણ માત્ર? તમારા જેવી રૂપમાં રંભાને પણ શરમાવે એવી યુવતીના સૌંદર્યમાં મુગ્ધ બનીને તે પોતાનું કર્તવ્ય વિસરી જાય એમાં મને તો કશું પણ આશ્ચર્ય થતું નથી. જો હું કાંઈક યુક્તિ કરીને તમારા કથનને ખોટું ઠરાવું તો તમારે તમારી આ મુદ્રિકા મને આપી દેવી અને જો હું મારા યત્નમાં નિષ્ફળ થાઉં તો મારૂં આ રત્નકંકણ તમને આપી દઈશ અને પછી કદી પણ તમારી સાથે આ વિષયમાં વાદવિવાદ કરીશ નહિ. કેમ છે કબૂલ?"

"કબૂલે નહિ ને કાંઇએ નહિ! એક તો શરત લગાવવી એ જુગાર ખેલવા જેવું ગણાય. તેમાંયે મારા સરખી કુમારિકાએ તો આવી બાબતમાં શરત લગાવવી નજ જોઇએ." વિમળદેવીએ શરત મારવા પ્રત્યે પોતાનો અભાવ વ્યક્ત કર્યો.

"કેમ? આ મૂલ્યવાન્ મુદ્રિકા ગુમાવવી પડશે એવી બિક લાગી કે?" રૂપસુંદરી સ્મિત કરતી બોલી.

"મુદ્રિકાને હું કીમતી સમજું છું એમ તમને લાગે છે?" વિમળદેવી પોતાની કમળપુષ્પ જેવી કોમળ અને ગુલાબી રંગની અંગુલીમાંથી મુદ્રિકા બહાર કાઢતી બોલી: "મારી મુદ્રિકા જાય એની

મનેલેશ પણ દરકાર નથી. જો તેના ઉપર તમારૂં મન ચોંટયું હોય તો લ્યોને અગાઉથીજ એ હું તમને આપી દઉં. પણ હું એવી શરત મારવાનું પસંદ કરતી નથી." એમ કહીને એ મુદ્રિકા તેણે રૂપસુંદરીને આપી દીધી. રૂપસુંદરીએ પણ કશી પણ આનાકાની કર્યા સિવાય મુદ્રિકા લઇને પોતાની ટચલી આંગળીમાં ધારણ કરી લીધી. પછી વિમળદેવી શિબિરની બહાર દૃષ્ટિ કરતી બોલી: "અહો ! સૂર્ય ઘણો નમી ગયો છે. વાતોમાં ને વાતોમાં આપણને વખત ક્યાં પસાર થયો તેની ખબર પણ ન પડી. હજી તો મારે પુષ્પહાર તૈયાર કરવાનો છે."

"કોના–તમારા પ્રિયતમના માટે ?" વિમળદેવીને જતી જોઇને રૂપસુંદરી બોલી. પરંતુ તેનો કશો પણ પ્રત્યુત્તર વાળ્યા સિવાય વિમળદેવી ચાલી ગઈ. હવે રૂપસુંદરી પોતાના શિબિરમાં એકલી પડી. તે બોલવા લાગી: "અહો ! આ પણ ઠીક થયું. વીરધ્વજની એવી ઇચ્છા છે કે વિમળબાનો પ્રેમ કેટલો દૃઢ છે તેની પરીક્ષા કરી જોવી. અર્ધી પરીક્ષામાં તો તે પસાર થયાં છે. હવે બાકીની પરીક્ષા આ મુદ્રિકાની મદદથી થઈ શકશે. મેં પણ ઠીક યુક્તિ કરી. એમને એમ મુદ્રિકા માગી હોત તો તે કદાચ આપત નહિ. મારી યુક્તિમાં તે ભોળવાઈ ગયાં. અહા વિમળબા ! તમે મને ભાભી કહો છો–પણ હું તમને–અરે ! આ હું શું કરૂં છું ? હું પણ કેવી મૂર્ખ છું કે આ બધું મોટેથી બોલી રહી છું ? કોઇ સાંભળી જાય તો તેનું પરિણામ કેટલું બધું ખરાબ આવે ?" તે હવે મનમાં ને મનમાં કાંઇક ગણગણવા લાગી. પરંતુ તેનો એ ગણગણાટ આપણે સમજી શકીએ તેમ નહિ હોવાથી એવી સ્થિતિમાં જ તેને મૂકીને આપણે બીજી બાજુ તરફ લક્ષ આપીએ.

---

# પ્રકરણ ૧૫ મું.

## વિષવૃક્ષ !

જે સમયે રૂપસુંદરી વિમળાદેવીના પ્રેમની પરીક્ષા કરતી હતી, તે સમયે કચ્છાધીશના શિબિરમાં જુદા પ્રકારની વ્યવસ્થા ચાલી રહી હતી. કચ્છાધીશે ચંદ્રસેન, વિક્રમાજીત ગુહાદિત્ય આદિ રાજા-મહારાજાઓને મિજબાની આપી હતી. તેને માટે સાયંકાળનો સમય ઠરાવ્યો હતો. તે માટેની સઘળી વ્યવસ્થા કચ્છાધીશ પોતે કરતા હતા. એક મોટા શિબિરમાં ગોઠવણ કરવામાં આવી હતી. કચ્છાધીશ એ શિબિરમાં પોતાના તમામ અનુચરોને એકત્ર કરીને બોલ્યાઃ-" આજે આપણે ત્યાં સૌરાષ્ટ્રાધીશ, રાવ ગુહાદિત્ય, વિક્રમાજીત ઠાકોર આદિ રાજવંશીઓ પધારનારા છે. માટે તમામ વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હોવી જોઇએ. તમામ સામાન પ્રથમ પંક્તિનો, તમારા સર્વનાં વસ્ત્રો પણ કીમતી, ભોજનમાં પણ જાત જાતનાં પકવાન્ન, મસાલાદાર શાકપાન વગેરે અને સ્વાદીષ્ટ ઉંચા પ્રકારના આસવો તૈયાર રાખવા. પિરસતી વખતે દરેકને એટલો આગ્રહ કરવો કે આજની મિજબાનીનું સ્મરણ એ દરેકને હમેશાં થયા જ કરે."

" એમાં કશો પણ વાંધો આવવા નહિ દઈએ, મહારાજ ! " કચ્છાધીશનો માનિતો મસ્કરો મદનપાળ બોલ્યોઃ " પરોણાચાકરીમાં કચ્છ પછાત પડે એવું નથી. આપણે કાંઈ ગુર્જરેશ્વર જેવા નથી. એ

પોતે તો આસવનો એક પણ પ્યાલો ન પીએ, પરંતુ બીજા જે પીતા હોય તેમને પણ પૂરેપૂરો પીવા ન દે. "

" હા, એવું કંજુસપણું આપણે ત્યાં જણાવું જોઇએ નહિ. ગમે તેટલો આસવ વપરાય તેની દરકાર કરવી નહિ; અને ગોવિંદ બારોટ ! " પોતાના બારોટની સામે જોઇને કચ્છાધીશ બોલ્યોઃ—" રેડીયો કસુંબો તમારે તૈયાર કરવાનો છે. વળી આપણુ રાજકીય ઠાઠ અને ગૌરવમાં કશી કમિના દેખાય નહિ એ બાબતનું ધ્યાન પણ તમારે રાખવાનું છે. પિરસનારાઓએ કીમતી વસ્ત્રાલંકારો ધારણ કરવાં. મિજબાનીમાં ઉપયોગમાં લેવાનાં પાત્રો સુવર્ણ અને ચાંદીનાં હોવાં જોઇએ. બીજાં ધાતુપાત્રો કાઢવાં નહિ અને પિરસતી વખતે જમીન સુધી વાંકા વળી મને અતિ વિનય પૂર્વક નમન કરવું, જ્યારે બીજાઓને માત્ર સ્હેજ નમન કરીને જ પિરસવું. ધ્યાનમાં માત્ર એટલું જ રાખવું કે કુચ્છના સાર્વભૌમત્વની પ્રતિષ્ઠાને સ્હેજ પણ હાનિ ન પહોંચે. બાકી તે સિવાય બીજી બાબતમાં વખતે અસ્તવ્યસ્તતા થઇ જશે તો ચાલશે. જાઓ, હવે સહુ પોતપોતાના કામે લાગી જાઓ. હું જોઉં છું કે તમે મારી આજ્ઞા બજાવવાને કેટલા તત્પર છો ? "

સર્વે અનુચરો ચાલ્યા ગયા બાદ તે બારોટજી તરફ દૃષ્ટિ કરીને બોલ્યોઃ " કેમ, બારોટજી ! મેં જે કહ્યું, તે બધું બરોબર છે કે નહિ ? "

" બરોબર, બાપુ ! સ્હાડીસાતવાર બરોબર ! " બારોટ બોલ્યોઃ " કુચ્છના કારભારમાં તે અવ્યવસ્થા ચાલી શકે ખરી કે ? આજે રેડીયો કસુંબો એવો બનાવું કે આપશ્રી પોતે તથા આપના મ્હેમાનો મારી કસુંબો બનાવવાની કળા જોઇને ખુશખુશ બની જાઓ ! બાકી, મહારાજ ! આજની મિજબાની એવી થશે કે કોઇએ જોઇ પણ ન હોય અને સાંભળી પણ ન હોય ! "

" મિજબાની આપવામાં, અને તેમાં પણ પોતે આસવનું પાન કરવામાં તથા મ્હેમાનોને પાવામાં આપણા મહારાજનીબ રોબરી કરી શકે એવો આખા જગતમાં એક પણ રાજા, મહારાજા કે સમ્રાટ નિકળવાનો નહિ." મસ્કરા મદનપાળે કચ્છાધીશને સાતમે આસમાને ચડાવ્યો.

" શાહબાસ ! શાહબાસ ! " ખુશામદથી ફુલાઈ ગયેલો કચ્છાધીશ મદનપાળ ઉપર આફ્રીન થતો બોલ્યો.

એ વખતે એક દ્વારપાળે શિબિરમાં પ્રવેશ કરીને ગુહાદિત્ય તથા વિક્રમાજીતના આગમનની વરધી આપી.

કચ્છાધીશે કહ્યું: " બારોટજી, જાઓ તેમને એકદમ અંદર તેડી લાવો અને મદનપાળ તું જઇને કલાવતીને ખબર આપ કે તે પણ ત્વરાથી આવે. સંગીત વિના મિજબાની પૂર્ણ થયેલી ગણાય જ નહિ."

ગોવિંદ બારોટ દ્વારપાળની સાથે મ્હેમાનોને લેવા માટે તથા મદનપાળ કલાવતીને બોલાવવાને ગયો. એકલો પડેલો કચ્છાધીશ મનમાં ને મનમાં પોતાના ઐશ્વર્ય,અતૂલ સંપત્તિ, પ્રતિષ્ઠા, આદિની સરખામણી બીજો કોઇ પણ રાજા કરી શકે તેમ નથી, એવી એવી કલ્પનાઓ કરવા લાગ્યો. ગોવિંદ બારોટ ગુહાદિત્ય અને વિક્રમાજીત લઇને આવી પહોંચ્યો. પરસ્પર શિષ્ટાચાર થયા પછી ગુહાદિત્ય બોલ્યો: " કચ્છાધીશ! ચંદ્રસેનજી અત્યારે મિજબાનીમાં પધારી શકે તેમ નથી. અમે તેમને ત્યાંથી જ આવીએ છીએ. તેમના શરીરનું આરોગ્ય બરોબર નહિ હોવાથી તેમણે કહેવરાવ્યું છે કે મારી ગેરહાજરીને માટે કચ્છાધીશની પાસે મારી વતી ક્ષમા માગજો."

" વાહ ! એમાં ક્ષમાની યાચના કરવાની શી જરૂર છે ? બાકી

ચંદ્રસેનજી પધાર્યા હોત તો ખૂબ આનંદ આવત." પોતાના ઐશ્વર્યથી ચંદ્રસેનને આંજી નાખવાની મળેલી તક ગૂમાઇ ગયેલી જોઇને મનમાં સ્હેજ દિલગીર થતો કચ્છાધીશ બોલ્યો.

પછી એક ગાદી તકીયા ઉપર ગુહાદિત્ય અને વિક્રમાજીત જોડાજોડ બેઠા. વિક્રમાજીતે ધીમેથી ગુહાદિત્યને કહ્યું: "કામ બહુ જ યુક્તિપૂર્વક થવું જોઇએ."

"પણ એનો પ્રારંભ કરજો તમે, પછી તેનો અંત હું લાવીશ." ગુહાદિત્યે કહ્યું.

એ બે જણા વાત કરતા હતા તે વખતે એમની તરફ નજર જવાથી કચ્છાધીશ બોલ્યો: "કેમ, રાવજી! કાંઇક રાજકીય બાબતની ચર્ચા ચાલતી લાગે છે; પણ એ ચર્ચા તો કાયમની જ છે. આ આનંદના પ્રસંગમાં પણ તેને ઉપસ્થિત કરી આપણી ગમતમાં વ્યત્યય ન પાડશો."

"નારે ના, રાજકીય ચર્ચા શાની?" ગુહાદિત્ય બોલ્યો: "હું તો વિજયસેનને એમ કહેતો હતો કે આવો ઠાઠમાઠ મેં બીજે કોઇ પણ સ્થળે જોયો નથી."

"અને જ્યારે અહીં યુદ્ધના સમયે જંગલમાં પણ આટલા ઠામમાઠનાં સાધનો આપે રાખ્યાં છે ત્યારે આપના પાટનગરની અંદર રાજમહેલની ભવ્યતા અને તેનું ઐશ્વર્ય તો કેવુંયે હશે?" વિક્રમાજીત ગુહાદિત્ય કરતાંયે ચંદાવા ચડી ગયો.

એ વખતે મદનપાળ કલાવતીને લઇને આવ્યો, શ્રીનગરનો જેઠવો રામદેવજી અને કચ્છાધીશના ભાયાતો વગેરે પણ આવી પહોંચ્યા.

બારોટે અફીણનો કસુંબો તૈયાર કરવા માંડયો. સારનીથે સગી

કલાવતીનું સંગીત શરૂ થયું. શ્રોતાજનો તેના સંગીતના શ્રવણથી સર્પની માફક ડોલવા લાગ્યા. તેમાંના કેટલાક સંગીતના જ્ઞાતા હતા, જ્યારે કેટલાકો એવા પણ હતા કે તાલ કોને કહેવો અને સુર કોને કહેવો તેનું પણ તેમને ભાન ન હતું. તદપિ તેઓ પણ દેખાદેખી સાથળ ઉપર હસ્ત વડે થાપ દેતા મસ્તક ડોલાવતા હતા. અતિ આગ્રહ પૂર્વક પરસ્પરના મુખમાં કસુંબો રેડાયા બાદ બધા સર્વ ભોજન કરવાને ઉઠ્યા. એક શિબિરમાં ભોજનને માટે ખાસ વ્યવસ્થા કરવામાં આવી હતી. સુંદર રંગોળી પૂરીને તેની અંદર ચાંદીનાં પતરાંથી મઢેલા પાટલા મૂકી દીધા હતા. દરેક પાટલા પાસે એક બાજુએ ચાંદીનાં જળ પાત્ર અને સામે પાટલાપર સુવર્ણના ત્રાટ તથા વાડકીઓ મૂકેલાં હતાં. ત્રાટમાં પકવાન્ન વગેરે અને વાડકીઓમાં જૂદાં જૂદાં શાક પિરસેલાં હતાં. દરેક સુવર્ણપાત્રની પાસે ન્હાની ન્હાની સુવર્ણની પ્યાલીઓ મૂકવામાં આવી હતી. દરેક પ્યાલીમાં રક્તવર્ણીય આસવ ભરેલો હતો. સાયંકાળ થયેલો હોવાથી ઘીની દીવીઓ પ્રકટાવી દીધી હતી. દીવીઓની સંખ્યા પુષ્કળ હોવાથી તે શિબિરમાં બેઠેલાઓને જાણે સૂર્યાસ્ત થયેલો નજ હોય એવો ભાસ થતો હતો. સળગાવીને મૂકેલી અગરબતીનો સુવાસિત ધુમ્ર પણ ચોતરફ પ્રસરી રહ્યો હતો.

કચ્છાધીશ તથા બધા મ્હેમાનો જમવા બેસી ગયા. કચ્છાધીશના અનુચરોએ તેમની આજ્ઞાને યથાર્થ અમલમાં મેલી. પકવાન્ન અને આસવ વગેરે પિરસવામાં પૂષ્કળ તાણ કરવામાં આવી. કચ્છાધીશ પોતે તો આસવની પ્યાલીઓ ઉપર પ્યાલીઓ ઉઠાવવા લાગ્યા અને મ્હેમાનોને પણ અત્યાગ્રહ કરવા લાગ્યા. પરંતુ ગુહાદિત્ય અને વિક્રમાજીતે આજે એ માદક પદાર્થનું વિશેષ સેવન કરવું યોગ્ય ધાર્યું નહિ. તેમને વિશેષ આસવ નહિ લેતા જોઈને કચ્છાધીશ બોલ્યોઃ "કેમ! રાવજી? તમે બે જણાએ આજે સંપ કર્યો લાગે છે?"

"ના ના, એવું તો કાંઇ જ નથી. પરંતુ આજનો આસવ એટલો બધો તીવ્ર અને જલદ છે કે ત્રણ પ્યાલીઓમાં તો મારૂં મગજ તર બની ગયું છે. હવે જો હું વધારે લઉં તો મારાથી વિશેષ ખાઇ શકાય નહિ અને આજના સ્વાદીષ્ટ પકવાન્નની તથા રસાદાર શાકની લ્હેજત મારી જાય!" ગુહાદિત્યે વિશેષ આસવ લેવા સામેની મુશ્કેલી જાહેર કરી.

"અરે! તમે તો ત્રણની વાત કહો છો," વિક્રમાજીત બોલ્યો: "પરંતુ હું તો બીજી પ્યાલી પીતાપીતામાં જ ચકચૂર બની ગયો છું. આજે કસુંબો જરીક વધુ લેવાયો, અને ઉપરથી આવો જલદ આસવ! ખરેખર, કચ્છાધીશ! આવા આસવનું પાન તો આપ જ કરી શકો. મારા જેવાનું ગજું નહિ."

"વારૂ વારૂ, હું હવે તમને વિશેષ આગ્રહ નહિ કરૂં. પરંતુ મારૂં માન રાખીને એકેક પ્યાલી લ્યો." કચ્છાધીશે વિશેષ આગ્રહ કર્યો નહિ.

"લાવો ત્યારે, આપના વચનને પાછું ઠેલાશે?" ગુહાદિત્યે કહ્યું. તેમની પ્યાલીઓમાં આસવ રેડાયો. એ જ પ્રમાણે દરેકે દરેક પરોણાને કચ્છાધીશ આગ્રહ કરતો હતો. અત્યારે પણ કલાવતીનું સંગીત તો ચાલુ જ હતું. બધા મ્હેમાનો તૃપ્ત થયા અને વળી આસવના અતિપાનથી પરિતૃપ્ત થયા. ભોજન કાર્ય સમાપ્ત થયું. પછી સર્વેએ બેઠકવાળા શિબિરમાં જઈને મુખવાસાદિ ગ્રહણ કર્યું. તત્પશ્ચાત્ કચ્છાધીશના બારોટજીની સૂચનાથી ત્યાં બેઠેલા તેમના એક-બે સાગરીતોએ રીવાજ મુજબ વીરોત્સાહ પ્રદીપક કવનો લલકારવા માંડયાં. પરંતુ એ કવનોમાં મોટે ભાગે થોડા સમય પહેલાં ચાલી ગયેલા ધર્મ-

યુદ્ધનું એને તેમાં જયંશિખરીએ બતાવેલા શૌર્ય અને કૌશલ્યનું જ પ્રાયઃ વર્ણન હતું. એ સાંભળીને ગુહાદિત્ય કુચેષ્ટાપૂર્વક વિક્રમાજીતને ઉદ્દેશીને બોલ્યોઃ "વિક્રમાજીત! મજા તો જૂઓ મજા! સાંપ્રત ધર્મયુદ્ધમાં જે જે પ્રસંગો ઉપસ્થિત થયા હતા એમાં ગુર્જરેશ્વર સિવાય બીજા કોઇએ જાણે પરાક્રમ દર્શાવ્યું જ ન હોય એમ આ બારોટો માનતા લાગે છે!"

"એમ તે હોય!" વિક્રમાજીત પણ ગુહાદિત્યના સુરમાં પોતાનો અવાજ મેળવતો બોલ્યોઃ "અરે! જયશિખરીએ જેવું પરાક્રમ દર્શાવ્યું હતું, તેવું બીજા અનેક રાજકર્ત્તાઓએ પણ દર્શાવ્યું છે. એ વાતની ગુર્જરેશ્વર પોતે પણ ના કહી શકે તેમ નથી!"

"તમને એમ લાગતું હોય તો ભલે!" ગુહાદિત્ય વિશેષ રંગ જમાવવાના ઉદ્દેશથી બોલ્યોઃ "પણ હું તેમ માની શકતો નથી. જૂઓને, આ બે-ત્રણ કવિતો આપણે સાંભળ્યાં, તેમાં સર્વત્ર જયશિખરીની જ પ્રશંસા! જાણે કેમ બારોટોને કવિત બનાવવાને માટે બીજો વિષય જ સૂજતો ના હોય!"

"શું?" આ બે જણાની રકઝક સાંભળીને આત્મપ્રશંસા માટે ઉત્સુક કચ્છાધીશ બોલી ઉઠયાઃ "આ ધર્મયુદ્ધમાં અમે કશું જ કર્યું નથી? કેટલાક પ્રસંગોમાં પ્રાણની પણ પરવા નહિ કરતાં હું શત્રુ ઉપર તૂટી પડયો હતો એ બધું વ્યર્થ ગયું?"

વિક્રમાજીત બોલ્યોઃ "હા, કચ્છાધીશ સત્ય કહે છે. એમણે પણ કાંઇ ઓછું પરાક્રમ દાખવ્યું નથી!"

મશ્કરો મદનપાળ સ્મિત કરતો સ્વાગત બોલ્યોઃ "એવી એક પણ લડાઇ નહિ થઇ હોય કે જે લડાઇમાં ભાગ લેતાં અમારા મહારાજશ્રીનો જીવ તળમળી રહ્યો ન હોય!"

વિક્રમાજીતે બારોટોને ઉદ્દેશીને કહ્યું: "કેમ ભલા! તમારામાં એવો એક પણ નથી કે જે પરાક્રમી મહારાજ કચ્છાધીશે સાંપ્રત ધર્મયુદ્ધમાં દર્શાવેલા શૌર્યનું વર્ણનાત્મક કવિત લલકારી શકે?"

એ સાંભળીને રાજબારોટ બોલ્યો: "એમ તે હોય, બાપુ! અમારા મહારાજના યશોગાન તો સદૈવ અમારા અંતરમાં ચાલુ જ હોય છે. આ તો આજે સાંપ્રત યુદ્ધનું વર્ણન કરતાં ભેગાભેગું ગુજરેશ્વરના પરાક્રમનું વર્ણન થયું. બાકી ગુર્જરેશ્વર કરતાં અમારા મહારાજા કાંઈ કમ નથી. સાંભળો, મહારાજ!" એમ કહીને તેણે નિમ્નલિખિત કવિત લલકાર્યું:—

"जिन फन फुतकार उडत पहार भार,
कुरम कठिन पीठ कमल विदलिगो.
विषजाल ज्वाळामुखी लवलीन होत जिन,
झारन चिक्कार दिलग्गाज मद उगलिगो.
कीन्हो जिहिपान पयपानसो जहान कुल,
कुरम उच्छलि जलसिंधु खल हलिगो.
खग्ग खग्गराज महाराजश्री कच्छेंद्रको.
अखिल खलनाग बौद्धदल निगलिगो."

"સમજ્યા, રાવજી!" મદનપાળે ગુહાદિત્યને કહ્યું: "અમારા મહારાજ કચ્છાધીશજી એટલે ગરૂડ છે ગરૂડ! અને અન્ય સર્વ રાજકર્તાઓ કેવળ સર્પ અથવા મારા મને અળશીયાં છે! અર્થાત્ અમારા મહારાજરૂપી ગરૂડની સ્પર્ધા કરવાની કોઈની પણ હિમ્મત ચાલતી નથી. એથી જ અમારા મહારાજે પોતાના ધ્વજ ઉપર ગરૂડની યોજના કરેલી છે!"

" વાહ કલ્પના તો બહુ મજાની છે. પણુ તેનો ઉપયોગ શો ?" ઇડિરનો રાવ કચ્છાધીશના મનને દ્વિધા બનાવવાના હેતુથી બોલ્યો: " સાંપ્રત સમયમાં તો સિંહે ખગરાજ ગરૂડ કરતાં પણુ ઉંચે ઉડવા માંડયું છે ! "

" શું બોલ્યા ?" ક્રોધને લીધે કિંવા આસવના અતિપાનને લીધે બનેલાં રક્તવર્ણીય નેત્રો ચમકાવતો કચ્છાધીશ ગર્જ્યો.

મદનપાળે ગુહાદિત્યને કહ્યું:, મહારાજ ! આપની કલ્પના સુઘ-ટિત નથી, સિહને પાંખો હોતી નથી. "

" એ વાત ખરી છે. જંગલમાં વસનારા સિંહો જૂના કાળના હોવાને લીધે તેમને પાંખો દેખાતી નથી તે ખરૂં છે. પરંતુ આજકાલ ગુર્જરેશ્વરરૂપી નવીન સિંહને ખૂબ મજબૂત પાંખો ફૂટી છે, અને એથી એ સિંહ પશુ, પક્ષી, જલચર, સ્થલચર સર્વનો રાજા–સાર્વભૌમ બન્યો છે. તેની બરોબરી કરનાર અત્યારે આપણા મંડળમાં તો કોઈ મારી દૃષ્ટિએ પડતું નથી. " ગુહાદિત્ય બોલ્યો. એ વખતે તે તિરછી દૃષ્ટિએ કચ્છાધીશ સામે જોતો હતો અને વચ્ચે વચ્ચે વિક્રમાજીત સામે જોઇને આંખ મચકાવતો હતો.

કચ્છાધીશના મગજમાં સોળે કળાથી આસવના નશાની બહાર ખીલી રહી હતી. તે ક્રોધપૂર્વક ગર્જી ઉઠયો: " શું ? શું અમારી રાજી-ખુશીથી સ્વેચ્છાપૂર્વક આ ધર્મયુદ્ધમાં ભાગ લેવાને આવેલા અમારા જેવા સ્વતંત્ર રાજકર્ત્તાને જયશિખરી પોતાના ખંડીયા, અરે દાસરૂપ માને છે ? "

" એમ તો મારાથી કેવી રીતે કહી શકાય ? પણુ વસ્તુસ્થિતિનું દિગ્દર્શન કરતાં એમ લાગે છે તો ખરૂં ! " ગુહાદિત્યે કચ્છાધીશને વધારે ઉશ્કેરવા માંડયો: " જૂઓને તેનો વિજયધ્વજ જે ટેકરીને

આપણે ' વિજય ટેકરી ' એવું નામ આપ્યું છે, તેની ઉપર સર્વ કરતાં અધિક ઉચ્ચ સ્થળે ફરકી રહ્યો છે. જાણે કેમ આપણા વેદધર્મે રાજમંડળમાં તેના જેવો શ્રેષ્ટ રાજકર્ત્તા બીજો કોઈ હોયજ નહિ! પરંતુ એથી મારા જેવા ન્હાના રાજ્યનો માલિક એકલો ગમે તેટલો ક્રુદ્ધિત બને તોયે શું વળે ? જ્યાં આગળ સૌરાષ્ટના સુજ્ઞ, પ્રતાપી અને બુદ્ધિમાન્ અધીશ ચંદ્રસેનજી તથા કચ્છાધીશ જેવા મહાન્ બલાઢ્ય અને પરાક્રમી મહારાજાઓ પણ પોતાનાં મસ્તક નીચાં નમાવીને અપમાન સહન કરે છે ત્યાં મારા જેવા સાધારણ પ્રતિના રાજકર્ત્તાનું શું ગજું ?"

" ચંદ્રસેનજીને મેં ઘણીયે વાર કહ્યું હશે કે જયશિખરીની મદાંધતાનો બદલો તેને ત્વરાથી જ આપવો જોઇએ. એમનું બધું કામ બહુજ ધીમું. તેમણે મને જણાવ્યું હતું કે અત્યારે સામાન્ય બાબતને સારૂ જાહેરમાં તકરાર કરવાથી આપણો મુખ્ય હેતુ બર આવશે નહિ !" કચ્છાધીશે કંટાળેલા હૃદયે જણાવ્યું.

" સૌરાષ્ટ્રાધીશના નમ્ર વર્ત્તનમાં ગૂઢ રાજકારસ્થાન કે કોઈ ઉદ્દેશ હોવો જોઇએ એમ અત્ર બિરાજેલા સર્વ રાજવંશીઓના ધ્યાનમાં આવી શકે છે. કેમકે તેઓ જયશિખરીના અનારોગ્ય દરમ્યાન આપણા રાજમંડળના અધ્યક્ષ પદ ઉપર હતા ત્યાં સુધી જયશિખરીને કિંવા તેની પ્રતિષ્ઠાને અપમાન પહોંચાડનારૂં કશું પણ વર્ત્તન તેમના હાથે થાય તો સ્વાભાવિક રીતે જ તેમનું એ વર્ત્તન ઉપહાસને યોગ્ય ઠરે, કિંવા તેમાં રહેલી સ્વાર્થપરાયણતા સ્પષ્ટ રીતે જણાઇ આવે. પરંતુ આપના સરખા મહારાજા પણ નિસ્તેજ બની અપમાન સહન કરવાનું શા માટે પસંદ કરો છો, એની અમને કલ્પના થઇ શકતી નથી ? " વિક્રમાદિત્યે ટોણો માર્યો.

" શું ? હું અપમાન સહન કરવાનું પસંદ કરૂં છું ? " કચ્છાધીશના

ક્રોધની માત્રા હવે વધવા લાગી હતી. તે બોલ્યો: " અરે ! અપમાન સહન કરીને બેસી રહેવાનો અમારા કુળને કદી પણ અભ્યાસ જ નથી. જો મને અગાઉથી જયશિખરીના દુષ્ટ ઉદ્દેશની કલ્પના આવી હોત તો મેં તેને મારી શક્તિનો પ્રભાવ ક્યારનોયે બતાવી દીધો હોત. પરંતુ હજી પણ શી હરકત છે ? હું અત્યારે જ સમગ્ર વેદધર્મી સૈનિકોને દર્શાવી આપું છું કે મને પણ મારા અધિકાર અને હક્કનું રક્ષણ કરતાં આવડે છે ! " એમ બોલતો તે ઊભો થયો. એક સ્થળે તેનો ધ્વજ પડયો હતો. એ હાથમાં લેઇને તે કહેવા લાગ્યો: " ચાલો, આપ સર્વ મારી સાથે આવો. હું મારા ગરૂડને એવા ઉંચ સ્થળે આરોપીશ કે જ્યાંથી તે આપણા આખા સૈન્યની દૃષ્ટિએ પડી શકશે."

તે બહાર નિકળવા લાગ્યો. તેને અટકાવતો ગુહાદિત્ય બોલ્યો: " અરે ! અરે ! કચ્છાધીશ ! ઉતાવળ ન કરો, શાંત થાઓ. અત્યારના પ્રસંગે જો આપના આ કૃત્યથી આપણી છાવણીમાં દંગો ફીસાદ થશે તો આપની કીર્તિને બટ્ટો લાગશે એટલા માટે આજ સુધી જેમ આપ મહારાજાધીરાજ ગુર્જરેશ્વરની સાથે નમ્ર વર્ત્તન રાખ્યું છે, તેજ પ્રમાણે બીજા થોડાક દિવસ પણ ચાલુ રાખો તો સારૂં ! " ગુહાદિત્યે ' મહારાજાધીરાજ ' એ શબ્દ ઉપર ખાસ ભાર મૂકયો હતો.

" શું ? મહારાજાધીરાજ જયશિખરી ? અને થોડાક દિવસ નમ્ર વર્ત્તન ચાલુ રાખું ? " કચ્છાધીશ અત્યાવેશપૂર્વક બોલ્યો: " અરે, રાવજી ! મને આવી સલાહ આપવાની તમે હિમ્મત જ કેમ કરી શકો છો ? નહિ, હવે એક પળ પણ મારાથી સહન થઈ શકે તેમ નથી. અત્યારેને અત્યારે જઇને વિજય ટેકરી ઉપરનો તેનો ધ્વજ ઉખેડીને ફેંકી દઉં છું અને ત્યાં મારા ગરૂડધ્વજનું આરોપણ કરૂં છું ! " એમ કહીને તે ગાંડાની માફક દોડતો બહાર ચાલ્યો ગયો.

એ જોઈને ગુહાદિત્ય ત્યાં એકત્ર થયેલા રાજકર્ત્તાઓ તથા કચ્છાધીશના પટાવતો, ભાયાતો આદિને ઉદ્દેશીને બોલ્યો: "આ કાંઈ ઠીક થતું નથી. કચ્છાધીશનું આ પગલું એકંદરે વિચારપુર:સરનું નથી. આનું કાંઈ પણ ભયંકર પરિણામ આવ્યા સિવાય નહિ રહે, એમ મારી મનોદેવતા મને કહે છે. માટે ચાલો આપણે સર્વે પણ તેમની પાછળ પાછળ જઈએ."

એથી બધા ઉઠયા અને આગળ ત્વરિત ગતિએ ચાલ્યા જતા કચ્છાધીશની પાછળ જવા લાગ્યા. માર્ગમાં વિક્રમજીતે ગુહાદિત્યને કહ્યું "વાહ! વૃક્ષનું બિજારોપણ તો બહુજ ઉત્તમ કર્યું છે!"

"એ ખરૂં, પરંતુ એને જળસિંચન બરોબર થવું જોઈએ." ગુહાદિત્ય બોલ્યો: "હવે આપણે કચ્છાધીશની પાછળ જવાની જરૂર નથી. તમે જાઓ ચંદ્રસેન પાસે અને તેને ચડાવો. હું જાઉં છું જયશિખરીની પાસે અને ત્યાં જઈને રંગ જમાવું છું." ગુહાદિત્યે કહ્યું.

બન્ને જણા પ્રસ્તુત સંકેત પ્રમાણે પોતપોતાના નિર્દિષ્ટ સ્થળે ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### ગુહાદિત્યની નારદવિદ્યા.

જે વખતે ગુહાદિત્ય જયશિખરીના શિબિર તરફ જતો હતો તે વખતે જયશિખરીના શિબિરમાં જયશિખરી, વીરભદ્ર અને રસેશાચાર્ય બેઠેલા હતા. હવે વેદધર્મીઓની છાંટણી માંહેની પોતાની કામગીરી ખલાસ થઈ ગયેલી હોવાથી રસે-

શાચાર્ય વિદાય થવાનો વિચાર કરતા હતા. બીજે દિવસે પ્રયાણ કરવાનો તેમનો ઇરાદો હતો. એટલે જતાં પહેલાં એક વખત ગુર્જરેશ્વરની મુલાકાત લેવાને અત્યારે આવ્યા હતા.

તેમણે રજા માગતા ગુર્જરેશ્વરે કહ્યું:—" વૈદ્યરાજ! હજી પણ થોડા વધારે દિવસ રોકાઓ તો સારૂં. તમે અમારા ઉપર જે ઉપકાર કરેલો છે તેનો યત્કિંચિત્ બદલો પણ અમે વાળી શક્યા નથી. અરે તમારી મ્હેમાનગીરી પણ અમે કરી શક્યા નથી. વળી તમે બૌદ્ધ સંપ્રદાયના અનુયાયી હોવા છતાંએ આપણા વેદધર્મ પ્રત્યેની તમારી સમભાવ વૃત્તિ જોઇને મને અત્યાનંદ થાય છે. તમારી સાથેના વાર્તાલાપમાં મારો કાળ કેવળ આનંદમાં જ નિર્ગમન થાય છે. માટે બે દિવસ વધુ રોકાઓ તો સારૂં."

" ખરેખર, વૈદ્યરાજ! આપના ગુણની પ્રશંસા જેટલી કરીએ તેટલી ઓછી જ છે." વિરભદ્ર બોલ્યો:—" ગુર્જરરાષ્ટ્રના પ્રતાપસૂર્યની આડે આવેલું અભ્રપટલ હવે દૂર થઇ ગયું છે અને હવે તે સૂર્ય પોતાના દિવ્ય તેજથી પુનઃ પ્રકાશવા લાગ્યો છે. એ જોઇને મારા હૃદયમાં આનંદના તરંગ ઉછળવા લાગ્યા છે. એ બધો ઉપકાર માત્ર આપનો જ છે."

" એમાં મારો ઉપકાર માનવાની કશી પણ જરૂર નથી." રસેશાચાર્યે કહ્યું: " મેં મારા માલિક બૌદ્ધ સમ્રાટની આજ્ઞાનું અનુસરણ માત્ર કર્યું છે. વળી જે ઔષધનું મને જ્ઞાન હતું તે ઔષધનો ઉપયોગ કરવાની મારી ફરજ હતી. હવે મહારાજનો જ્વર તો સંપૂર્ણ રીતે નાબુદ થઇ ગયો છે. પરંતુ લાંબા સમયના જ્વરને લીધે આવી ગયેલી અશક્તિ હજી બિલકુલ નિર્મૂળ થઇ ગઇ નથી. તે શક્તિ પુનઃ પ્રાપ્ત થતાં હજી થોડા દિવસ લાગશે. ત્યાં સુધી આપને એટલી સૂચના

કરવાની કે આપે બોલવાનો કિંવા બીજો કશા પ્રકારનો વિશેષ શ્રમ લેવો નહિ અને મનમાં પ્રસન્નતા સિવાય બીજા કશા પણ વિકારને પ્રવેશવા દેવો નહિ."

"વૈદ્યરાજ ! તમારી સૂચના મારે માન્ય કરવી જ જોઇએ. પરંતુ હું તમને ખાત્રીપૂર્વક કહું છું કે જે પ્રખર જ્વરથી મારૂં શરીર જીર્ણ બની ગયું હતું તે દૂર થઇ જવાને લીધે તથા આટલા દિવસ દુધનોજ આહાર કરવાથી, અત્યારે જો કે મારામાં અંગબળ ઓછું લાગતું હશે પરંતુ હૃદયબળ એટલું બધું છે કે અત્યારે જો કોઇ પ્રચંડ યોદ્ધાની સાથે દ્વંદ્વયુદ્ધ કરવું હોય તો પણ હું પાછો હઠું નહિ. ખરેખર આ ઔષધ તથા તેનો પ્રયોગ કરનાર એ બન્ને બૌદ્ધ સમ્રાટ ને ઇશિકૃપાથીજ પ્રાપ્ત થયા છે."

"મહારાજ ! હવે હું રજા લઇશ. રાત્રી પડવા આવી છે. હજી, મારે સાયંસંધ્યા કરવાની છે." વૈદ્યરાજે ઉઠવાની તૈયારી કરતાં કહ્યું.

"થોડો સમય થોભો." જયશિખરી બોલ્યો: "વીરભદ્ર ! આપણે કચેરી વખતે વૈદ્યરાજને બક્ષિસ આપેલી હતી. પરંતુ તે એમના શ્રમનો સંપૂર્ણ બદલો ન હતો. એટલે અત્યારે તેમની વિદાયગીરી વખતે આપણે કોઇક આપવું જોઇએ. વારૂ, અત્યારે કોશાગારમાં સીલીક કેટલી છે ?"

"આ ક્ષણેજ એ હું બરોબર કહી શકું તેમ નથી."

"કાંઇ હરકત નહિ. તે ગમે તેટલી હોય ! જે અશ્વનીકુમાર તુલ્ય ચતુર ધનવંત્રીએ આ મૃત્યુપંથે લાગેલા મારા દેહને ભગવાન્ વ્યાસનારાયણના મંદિરની રક્ષાને અર્થે સંકટ ઉઠાવવાને પુનઃ સજીવત્વ આપ્યું છે, તેણના ગુણની કીમત સાક્ષાત્ યક્ષપતિ કુબેર પણ

કરી શકે તેમ નથી, તો હું તે કોણ માત્ર ? તદપિ, વીરભદ્ર ! આપણા ભંડારમાં અત્યારે જેટલું રોકડ નાણું હોય તેટલું બધુંએ વૈદ્યરાજને બક્ષિસ કરી દો. માત્ર જો તે એક લક્ષ કરતાં ઓછું હોય તો જવાહિરથી તેટલી રકમની ભરપાઈ કરી દેવી."

"આજ્ઞા, મહારાજ !" વીરભદ્ર જવા લાગ્યો.

તેને રોકીને રસેશાચાર્ય બોલ્યો: "રાજેંદ્ર ! રાજમંડળની સભામાં બૌદ્ધ સમ્રાટના રાજવૈદ્ય તરીકે આપે મારો જે સત્કાર કર્યો તેનો મેં સ્વીકાર કર્યો છે. પરંતુ હું મારા ઔષધ કે શ્રમનો બદલો લઇશ નહિ. કેમકે પરમાત્માએ જે બક્ષિસ મને વૈદ્યક વિદ્યાના જ્ઞાનની કરેલી છે, તે બક્ષિસનો વિક્રય કરવાનું હું પસંદ કરતો નથી. જો એમ મેં કર્યું હોત તો જરજવાહિરથી લાલચુ બની ગયેલા આ હસ્તના સ્પર્શથી મારા અમૃત તૂલ્ય ઔષધનો ગુણ ક્યારનોય નાશ પામી ગયો હોત. અત્યારે આટલી મોટી રકમ મને બક્ષિસ કરવાની આપે આજ્ઞા કરી, એજ હું મારૂં મોટું ભૂપણ સમજું છું. હવે હું વિદાય થતાં પહેલાં પુનઃ એક વાર આપને વિનંતિ કરતો જઉં છું કે આપે કશો પણ શ્રમ નહિ લેતાં હજી પણ એકાદ પખવાડીયું વધારે પૂર્ણ વિશ્રાંતિ લેવી."

"કબૂલ છે !" જયશિખરીએ રસેશાચાર્યની વિનંતિનો સ્વીકાર કર્યો. પરંતુ તેજ ક્ષણે તેના કાન ચમક્યા. તે આશ્ચર્યચકિત થઇ બોલ્યો: "અરે, સાંભળો–સાંભળો ! આ ઘોંઘાટ શાનો અને અત્યારે રણવાદ્ય શાનું ? જૂઓ જૂઓ, વીરભદ્ર ! કાંઇ દંગો ફીસાદ છે કે શું ?"

વીરભદ્ર શિબિરની બહાર જઇને ત્રણ–ચાર પળમાંજ પુનઃ શિબિરમાં આવ્યો અને બોલ્યો: "મહારાજ ! એ તો કચ્છાધીશ

અને તેમના અગ્રીણીઓ તથા મદ્યપી સાથીદારોનું ટોળું રણવાદ્ય વગાડતું પસાર થાય છે તેનો ઘોંઘાટ છે. બીજું કશું પણ નથી."

"અહા ! કચ્છાધીશ પણ કેટલો બધો મૂર્ખ છે ? પોતાની પશુવત્ મદ્યવ્યસનતાને પોતાના શિબિરમાંજ સંકોચી નહિ રાખતાં, તેનું આખી છાવણીમાં પ્રદર્શન કરવાને તત્પર થયો છે ! અરે મૂર્ખ ! આથી તારી પ્રતિષ્ઠાને હાની પહોંચે છે અને લોકો તારી હાંસી કરે છે એનું તને ક્યાં ભાન છે ?" જયશિખરી તિરસ્કાર વ્યંજક સ્વરે બોલ્યો.

"મહારાજ ! મદ્યપી અને વ્યસનીજનો જ્યારે નશામાં ચકચૂર બને છે ત્યારે તેમને કશું પણ ભાન રહેતું નથી. પ્રતિષ્ઠા એ શું છે. એનો તેમને ખ્યાલ જ હોતો નથી. તે પોતાના સંગીઓની ખુશામતથી ફુલાઈ જાય છે અને જગતમાં પોતાના કરતાં શ્રેષ્ટ બીજો કોઇ પણ નથી એમ માનવાનો તેનો સ્વભાવ પડી જાય છે. એથી ભવિષ્યમાં પણ તેને માટે સુધરવાની તકનો નાશ થઇ જાય છે." રસેશાચાર્યે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

એ વેળાએ દ્વારપાળે અંદર પ્રવેશ કરીને કહ્યું: "મહારાજ ! ઇડરના રાવ ગુહાદિત્ય કાંઇક અત્યંત અગત્યના કામ માટે મુલાકાતની ઇચ્છા કરે છે."

"જા, તેમને મોકલ અંદર." જયશિખરીએ આજ્ઞા કરી. દ્વારપાળ બહાર જતો હતો તેજ વખતે ગુહાદિત્યે પ્રવેશ કર્યો. તેને જોઇને જયશિખરીએ પૂછ્યું: "કેમ? કાંઈ ગડબડ છે કે શું ?"

"ગુર્જરેશ્વર ! આજે આપની પ્રકૃતિ હમેશ કરતાં વિશેષ પ્રફુલ્લ જોઇને મને અત્યંત આનંદ થાય છે." ગુહાદિત્યે પ્રસ્તાવ કર્યો.

"સમજ્યો-બીજું કાંઈ ?" જયશિખરીએ અધીરતા પ્રકટ કરી.

"આજે કચ્છાધીશે રાજમંડળના કેટલાક રાજકર્તાઓને તથા

પોતાના ભાયાતોને મિજબાની આપી હતી, ત્યાં હું ગયો હતો,"–ગુહાદિત્યે નારદવિદ્યાનો પ્રારંભ કર્યો.

" મને તો આમંત્રણ પણ નહિ ?" જયશિખરીએ કટાક્ષ કર્યો.

" મહારાજ ! આપની પ્રકૃતિ હજી બરોબર સ્વસ્થ થયેલી નહિ હોવાથી આપ કદાચ નહિ પધારો એવી શંકાથી આપને આમંત્રણ નહિ કર્યું હોય." ગુહાદિત્યે ખુલાસો કર્યો.

" વારૂ વારૂ, પણ ત્યારે તમે ત્યાંનો આનંદગમત છોડીને આ તરફ કેવી રીતે આવી ચડયા ? કચ્છાધીશના સર્વોત્તમ આસવનું વિશેષ પાન તો નથી કર્યું ને ?"

ગુહાદિત્યના કથનથી કદાચ ગુર્જરેશ્વરને ગુસ્સો ચડશે તો તેમની પ્રકૃતિ અસ્વસ્થ બની જશે એવી ભીતિથી તેને કશું પણ નહિ બોલવાની વીરભદ્રે ઇશારત કરી. પરંતુ તેને નહિ ગણકારતાં ગુહાદિત્ય બોલ્યો: " મહારાજ ! કચ્છાધીશ આજે તદ્દન બેભાન બની ગયા છે."–

" પણ એટલું સમજી શકવા જેટલા તમે ભાનમાં છો એ જોઇને મને અત્યંત આનંદ થાય છે. વારૂ, એમણે શી નવીન ચેષ્ટા શરૂ કરેલી છે ?" જયશિખરીએ પ્રશ્ન કર્યો.

પુનઃ વીરભદ્રે ગુહાદિત્યને ઇશારત કરી. પરંતુ તેણે તે ગણકારી નહિ. તે પોતાનું અધૂરૂં રહેલું વાકય પૂરૂં કરવા જતો હતો ત્યાં તેને અટકાવીને રસેશાચાર્ય બોલ્યો: " ગુર્જરેશ્વર ! મદ્યપી જનોની કુપિચેષ્ટામાં મન નહિ ઘાલતાં આપ સ્વસ્થપણે આરામ કરો; અને ઇડરનરેશ ! અત્યારે રાત્રીનો સમય થઇ ચૂકયો છે, માટે આપ પણ આપના શિબિરમાં પધારીને નિદ્રાદેવીનું આરાધન કરો. આપનું કાર્ય અત્યંત મહત્વનું હોય તો તેની ચર્ચા કાલે પ્રાતઃકાળે કરજો. એક રાત્રીમાં કાંઇ ખાટું મોળું થઇ જવાનું નથી."

પરંતુ જેનું નામ ગુહાદિત્ય–અંધકારના ભંડારરૂપ ગુફામાં પણ પ્રકાશ કરનાર આદિત્ય–સૂર્ય, એ વળી રાજવૈદ્યના તેજથી અંજાઇ જાય ખરો? તે કાંઈ મૌન રહેવાનો નહિ. જેવો આવ્યો તેવો જ પાછો ચાલ્યો જવાને તે અહીં આવ્યો ન હતો. તેને આજે એક વિશિષ્ટ ઉદ્દેશ સિદ્ધ કરવાનો હતો. પ્રાપ્ત થયેલી તક ગૂમાવવાનો તેનો સ્વભાવ ન હતો. તે વીરભદ્રની ઇશારત અને રસેશાચાર્યની સૂચનાની ઉપેક્ષા કરતો બોલ્યો: "ગુર્જરેશ્વર! હું પોતે બેસાવધ બન્યો નથી અને બેભાન અવસ્થામાં અહીં આવી ચડ્યો નથી. પરંતુ કચ્છાધીશ મદ્યના નશામાં જે અયોગ્ય કૃત્ય કરવાને તૈયાર થયા છે, તેનો સંબંધ પ્રત્યક્ષ આપની સાથે હોવાને લીધે આપને ચેતવવાને માટે આવ્યો છું. હવે જો આપની ઇચ્છા હોય તો એ હકીકત આપને જણાવું, નહિ તો ચાલ્યો જાઉં."

એમ કરીને તે શિબિરના દ્વાર તરફ ધીમે પગલે હડવા લાગ્યો. તે સારી રીતે જાણતો હતો કે એક વખત જયશિખરીના મનમાં જીજ્ઞાસા ઉત્પન્ન કર્યાં પછી તે પોતાની જીજ્ઞાસા પૂર્ણ થાય ત્યાં સુધી શાંત થનાર નથી; અને એ વાત સત્ય હતી. જયશિખરીએ તેને રોકીને સત્તાત્મક સ્વરે કહ્યું: "રહો, રહો! શી હકીકત છે તે જણાવો."

ગુહાદિત્યે જાણે પોતાને ક્રોધ ચડ્યો હોય એવા ભાવપૂર્વક કહેવા માંડ્યું: "મહારાજ! એ અહીરાણીની સર્વ કુચેષ્ટાઓ કદાચ અમે સહન કરી હોત. પરંતુ તે વિજય ટેકરી ઉપરનો આપનો વિજયધ્વજ ઉખેડી નાખીને ત્યાં પોતાની ગરૂડના ચિહ્નવાળી પતાકાને આરોપવાને ઉદ્યુક્ત થયો છે. એ ચેષ્ટા અમારાથી સહન શી રીતે થઇ શકે?"

"શું? તમે શું કહ્યું, રાવજી?" જયશિખરી ગર્જ્યો: "પુનઃ કહો જોઇએ!"

"મહારાજ! મૂર્ખ મનુષ્યો મૂર્ખના જેવુંજ વર્તન કરે તે સ્વા-

ભાવિક છે. એ માટે આટલા બધા ક્રોધાન્વિત થવાની જરૂર નથી.” ગુહાદિત્યે જયશિખરીના રોષને દ્વિગુણિત બનાવવાના હેતુથી ઉકળતા તેલમાં ઠંડુ પાણી રેડવાનો પ્રયત્ન કર્યો.

“બસ! હવે મને વિશેષ સલાહ આપવાની જરૂર નથી.” પલંગ ઉપરથી બેઠો થઇને પોષાક ધારણ કરતો જયશિખરી બોલી ઉઠયો.

“મહારાજ મહારાજ!” એમ કહેતો વીરભદ્ર જયશિખરીને શાંત કરવાનો મિથ્યા પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ તેનો હસ્ત તરછોડી નાખતાં જયશિખરીએ કહ્યું: “વીરભદ્ર! ખબરદાર–દૂર રહે! એક પણ શબ્દ ઉચ્ચારીશ તો હું તને મારો વફાદાર સેવક નહિ પરંતુ ભયંકર શત્રુજ સમજીશ!”

“રાજેન્દ્ર! આપની તબિયત!” રસેશાચાર્ય વચ્ચે પૂરાયા.

“વૈદ્યરાજ! આપનો મારા ઉપર મહાન્ ઉપકાર છે, પરંતુ માફ કરો. અત્યારે હું આપની સલાહનો સ્વીકાર કરીશ નહિ–મારા વિજયધ્વજનું અપમાન હું કદી પણ સહન કરી શકીશ નહિ.” એમ કહેતો જયશિખરી દ્વાર તરફ ધસ્યો. ગુહાદિત્ય પણ તેની પાછળ ચાલ્યો. રસેશાચાર્ય પણ જયશિખરીની પ્રકૃતિ બગડવાની સંભાવનાથી તેની પાછળ પાછળ ચાલ્યા.

માત્ર વીરભદ્ર મૂઢના સરખો સ્થિર ઉભો રહ્યો. અત્યારે તેના મનનાં અનેક વિચાર ચાલ્યા કરતા હતા. આ સર્વ ગુહાદિત્યની યુક્તિ હોવી જોઇએ એવી કલ્પના તેણે કરી લીધી. તે વિચારવા લાગ્યો: “ગુહાદિત્ય કપટકુશળ છે. તેણે જ આ યુક્તિ અંગત દ્વેષને લીધે કરેલી હોવી જોઇએ. પરંતુ અત્યારે મૂઢની માફક સ્વસ્થ બેસી રહેવાનો સમય નથી. આ કલહ માત્ર વાગયુદ્ધથી જ શમી જવાનો સંભવ નથી. માટે પ્રથમ વીરધ્વજને મહારાજની પાછળ મોકલી આપું. કેમકે આખી

છાવણીમાં મહારાજ પ્રત્યે ખરો વફાદાર જો કોઈ હોય તો તે એકજ છે; અને હું પણ થોડાક શસ્ત્રબદ્ધ સૈનિકોને લઇને વિજયટેકરી ઉપર પહોંચી જઉં. કેમકે કાશ્યસ્થાની છત્રપતિની યુક્તિ કેટલી ઊંડી ગયેલી છે તેનો અંદાજ કાઢવાનું કામ કઠણ છે. જય વ્યાસનારાયણ! એક તારો જ આધાર છે. ગુર્જરેશ્વરની પ્રતિષ્ઠા અને પ્રકૃતિનું રક્ષણ કરનાર માત્ર તું એક જ છે!"

તેણે **વીરધ્વજ**ને બોલાવવાની એક અનુચરને આજ્ઞા કરી અને ગુર્જરેશ્વરના અંગરક્ષકોને શસ્ત્રો ધારણ કરવાની સૂચના કરી. **વીરધ્વજ** આવી પહોંચતાં તેને ટુંકામાં તમામ મુદ્દો જણાવીને ત્વરાથી વિજયટેકરી તરફ જવાનું સૂચન કર્યું અને પોતે પણ શસ્ત્રબદ્ધ સૈનિકોની ન્હાની ટુકડી સાથે ત્વરિત ગતિએ એ તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### સિંહનો પ્રભાવ-ગરૂડની દુર્ગતિ.

જયશિખરી વગેરે વિજય ટેકરી ઉપર પહોંચી જાય તે પહેલાં જ આપણે ત્યાં જઇને કચ્છાધીશ તથા તેમના પટાવતો વગેરે શું કરી રહ્યા છે તે તપાસીએ.

કચ્છાધીશે વિજયટેકરી ઉપર પહોંચીને ચોતરફ દૃષ્ટિ કરતાં પ્રશ્ન કર્યો: "ક્યાં છે એ ગુર્જરરાષ્ટ્રનો વિજયધ્વજ?" ચંદ્રના નિર્મળ પ્રકાશમાં પવનના ઝપાટાથી ફરકી રહેલી પતાકા તરફ તેની દૃષ્ટિ ગઇ. તે એ ધ્વજના દંડને જમીનમાંથી ઉખેડી નાખવાને તેની નજીકમાં ગયો.

એ જોઇને તેનો બારોટ બોલ્યો: "મહારાજ! મહારાજ!

સંભાળજો, સિંહના દાંત તીણા હોય છે!"

"અને ગરૂડના નખ પણ એટલા જ તિક્ષ્ણ હોય છે!" કચ્છાધીશે ઉત્તર આપ્યો.

"પરંતુ, મહારાજ! જેમ ગરૂડ સર્વ પક્ષીઓનો રાજા છે, તે પ્રમાણે સિંહ પણ સર્વ પશુઓનો રાજા ગણાય છે. અને વળી એ બન્ને પોતપોતાની મર્યાદામાં સ્વતંત્ર છે. માટે કોઈનું પણ અપમાન થવા ન પામે તે ખાતર બન્ને ધ્વજાઓ એક બીજાની અડોઅડ ઊભી કરો. એટલે પછી કશો વાંધો રહે નહિ." મદનપાળે સલાહ આપી.

"ઠીક છે, તારી સલાહ પ્રમાણે કરવામાં પણ મને વાંધો નથી." કચ્છાધીશે તેની સલાહનો સ્વીકાર કર્યો: "મારી ઈચ્છા પણ એટલી જ માત્ર છે કે મારૂં માન જયશિખરી કરતાં કોઈ રીતે કમી ગણાવું જોઈએ નહિ." તેણે પોતાનો ધ્વજ પણ જયશિખરીના ધ્વજની જોડાજોડ રોપ્યો અને પોતાના માણસો સામે દૃષ્ટિ કરીને તે બોલ્યો: "કેમ? આસવપાત્રો લાવ્યા છો કે નહિ? ત્યારે પ્યાલીઓ ભરી ભરીને મોડો આપવા! મારા મિત્ર રાજાઓ અને પટાવતો! ચલાવો, અહીં પણ ખૂબ ગમ્મત ઉડાવો; બિલકુલ કસર રાખશો નહિ. જો કસર રાખશો તો હું સમજીશ કે મારા ઉપર તમારો ખરો પ્રેમ નથી."

આસવની પ્યાલીઓ ભરાવા લાગી અને જેટલી ત્વરાથી ભરાતી તેના કરતાં અધિક ત્વરાથી ખાલી થવા લાગી. એટલામાં ગોવિંદ બારોટ બોલી ઉઠ્યો:–" અરે! પણ સામેથી ધસમસતું કોણ આવે છે? આતો ગુર્જરેશ્વર પોતે!" તેના મુખમાંથી એ શબ્દો બહાર પડતા પહેલાં જ આનંદગમતનો ક્યાંયે લોપ થઈ ગયો, આસવનો નશો એકદમ ઉતરી ગયો અને બધા એક બીજાની સાથે ભરાઈને ચૂપાચૂપ ઊભા રહી ગયા.

મદનપાળ રાજબારોટના કાનમાં મંદ સ્વરે બોલ્યો: "કેમ, બારોટજી! ગરૂડરાજ કેમ થીજી ગયા? એકદમ ઉડીને સિંહ ઉપર તૂટી કેમ પડતા નથી? ઠંડાગાર કેમ બની ગયા?"

બારોટે તેની સામે જોઇને મુખ મલકાવ્યું.

જયશિખરીએ ટેકરી ઉપર આવીને પોતાના ધ્વજની પાસે આરોપેલા કચ્છાધીશના ધ્વજની સામે આંગળી કરીને પ્રશ્ન કર્યો:– "ગુર્જરરાષ્ટ્રની ભવ્ય વિજયપતાકા આગળ આ બીજી પતાકા રોપવાની ધૃષ્ટતા કોણે ચલાવી? બોલો, કોનું કામ છે એ?"

મદનપાળ કચ્છાધીશની મુખમુદ્રા તરફ દૃષ્ટિ કરતો રાજબારોટને ઉદ્દેશીને બોલ્યો:–"બારોટજી! આપણા મહારાજાને અર્ધાંગવાયુનો ઝટકો આવ્યો લાગે છે!"

કચ્છાધીશનો ચ્હેરો લેવાઇ ગયો હતો. તે અભિમાની હતો ખરો. પરંતુ તેના એ અભિમાનને ટકાવી રાખનાર અંગબળ કે હૃદયબળ તેનામાં ન હતું. માત્ર કોઈના ચડાવ્યાથી ચડે અને બરોબર પ્રસંગ આવતાં ફસકી જાય એવો તેનો સ્વભાવ હતો. જયશિખરી અચાનક આ સમયે અહીં આવી પહોંચશે એવી તેને કલ્પના પણ ન હતી. તે જયશિખરીને આવેલો જોઇને તથા તેની વીર હાક શ્રવણ કરીને બિલકુલ ગભરાઇ ગયો. તદપિ પોતાના શરીરમાં છૂટી છવાઇ રહેલી તમામ હિમ્મત એક સ્થળે એકત્ર કરીને બોલ્યો: "એ કામ મારૂં–કચ્છાધિપતીનું છે. એ પતાકા મારી છે!"

"એમ? તમારી પતાકા અને તે પણ મારી ધ્વજાની જોડાજોડ! ઠીક ઠીક, ગુર્જરરાષ્ટ્રનો અધીશ કુચ્છના ધણીને અને તેમની પતાકાને કેટલું માન આપે છે, તેનો પ્રત્યક્ષ પૂરાવો હું અત્યારે બતાવું છું." એમ કહેતાંની સાથે જ એક ઝટકે જયશિખરીએ ધ્વજનો ભાલો જમીનમાંથી ખેંચી

કાઢી, તેને જમીન ઉપર નાખી દીધો અને પતાકા ઉપર પગ મૂકતો બોલ્યો: "જૂઓ, કચ્છના નિશાનને હું મારા પગ નીચે કચરી નાખું છું. જો તમારામાંથી કોઇની છાતી ચાલતી હોય તો તેણે આગળ આવીને તે મુક્ત કરાવવું!"

એ વેળાએ રસેશાચાર્ય, વીરધ્વજ, વીરભદ્ર અને તેની સાથેના શસ્ત્રબદ્ધ સૈનિકો આવી પહોંચ્યા. પોતાના નિશાનને જયશિખરીના પગ નીચે કચરાતું જોઇને બીજું કોઈ તો બોલ્યું નહિ. પરંતુ કચ્છાધીશનો લાખાજીરાજ નામનો એક જુવાન પટાવત કચ્છના નિશાનનું અને કચ્છાધીશનું થતું અપમાન સહન નહિ થઈ શકવાથી બીજા પટાવતો અને ભાયાતોને કહેવા લાગ્યો:–" ભાઇઓ! ગુર્જરેશ્વરે આપણા દેશના નિશાન ઉપર, અર્થાત્ આપણાં મસ્તકો ઉપર પગ મૂક્યો છે; તેમ છતાં જોઇ શું રહ્યા છો? આગળ ધસો અને તેને અહીંને અહીંજ પૂરો કરી નાખો." એમ કહેતાં તેણે સમશેર મ્યાનમાંથી ખૂલ્લી કરીને ગુર્જરેશ્વર ઉપર વાર કરી, પરંતુ વીરધ્વજે ચાલાકીથી તેની સમશેરનો આઘાત પોતાની ઢાલ ઉપર ઝીલી લઇને જયશિખરીને બચાવી લીધો.

એ જોઇને વીરધ્વજને શાહબાસી આપતાં ગુર્જરેશ્વરે લાખાજીરાજને કહ્યું:–" લાખાજી! આ ધર્મયુદ્ધમાં બૌદ્ધધર્મનું રક્ષણ કરવાને આવેલા કોઈ પણ મનુષ્ય ઉપર સમશેર ન ચલાવવી એવી મારી પ્રતિજ્ઞા હોવાથી આ વેળાએ હું તને જીવતો જવા દઉં છું. પરંતુ આવું અવિચારી કાર્ય પુનઃ તું કરવાને તત્પર ન થાય તે માટે ગુર્જરરાષ્ટ્રના અધીશ જયશિખરીનું તને સ્મરણ તો રહેવું જ જોઇએ!" એમ કહી ને તેણે લાખાજીરાજના પડખામાં જોરથી ઠોંસો લગાવ્યો. એ ઠોંસાના આઘાત માત્રથી લાખાજીરાજ જમીન ઉપર ગડથોલું ખાઈ ગયો.

કચ્છાધીશ સ્વગત બોલ્યોઃ–" જયશિખરી તો અતિશય આજારી છે! ત્યારે એનામાં આટલું બધું જોર ક્યાંથી? આ માણસ જયશિખરીને બદલે કોઇ બીજો તો નહિ હોય?"

કચ્છાધીશના રાજબારોટે જમીન ઉપર ગરી પડેલા લાખાજીરાજને બેઠો કર્યો અને ધામેથી કહ્યુંઃ " રંગ છે! લાખાજીરાજ! તમે પણ ઠીક બજાવી! તમારા સિવાય બીજા કોઇની આટલી હિમ્મત ચાલત નહિ!"

" શાની? જમીન ઉપર ગડથોલું ખાઇ જવાની?" મદનપાળે હાસ્ય કર્યું.

હવે ચંદ્રસેન, વિક્રમાજીત વગેરે આવી પહોંચ્યા. એટલે દૂર છૂપાઇને આ સર્વ ક્રિયાનું નિરીક્ષણ કરતો ગુહાદિત્ય પણ પ્રકટ થયો. એ બધાને જોઇને રાજબારોટે મદનપાળને કહ્યુંઃ " મદનપાળ! હવે આપણે દૂર ખસી જવું જોઇએ! આ મોટા અને રાજ્યકાર્યપટુ રાજવંશીઓના મંડળમાં તારા અને મારા જેવા યઃકશ્ચિત્ માણસોની જરૂર નહિ. ખરો રંગ હવે જામશે. માટે આપણે એક બાજુએ ઊભા રહીને એ ઘડી આ તમાશો જોયા કરીએ!"

ચંદ્રસેન સર્વની મધ્યમાં આવીને ઊભો રહ્યો અને આ દ્રશ્યથી જાણે પોતાને અત્યંત આશ્ચર્ય થયું હોય એવો ભાવ પોતાના મુખ ઉપર ધારણ કરતો કહેવા લાગ્યોઃ " અરે! આ શું! ગુર્જરરાષ્ટ્રના મહારાજા જયશિખરી અને કચ્છના મહારાજા જેવા શ્રેષ્ટ પુરુષોએ–સાંપ્રત ધર્મયુદ્ધના નેતાઓએ આપસઆપસમાં આવા પ્રકારનો ક્લેશ કરવો એ તો અત્યંત અનુચિત લેખાય!"

નિશાન ઉપરથી પોતાના પગને ખસેડતો જયશિખરી બોલ્યોઃ " બસ કરો! ચંદ્રસેનજી! આ તમારા મહારાજ–ધર્મયુદ્ધના નેતા,

ઇત્યાદિ અનેકાનેક મહત્ પદાલંકૃત કચ્છાધીશે કરેલા ઉન્મતપણાનું તેમને માત્ર શાસન કરવામાં આવ્યું છે. બીજું કાંઇજ નથી.'

ચંદ્રસેનના આગમનથી સ્હેજ હિમ્મતવાન બનેલો કચ્છાધીશ આગળ આવીને કહેવા લાગ્યો: " ચંદ્રસેનજી અને અન્ય રાજકર્ત્તાઓ ! આનો ન્યાય આપ પોતેજ કરો ! મારૂં કેટલું મોટું અપમાન કરવામાં આવ્યું છે તે ધ્યાનમાં આણો. મારા નિશાનના ભાલાને ઉખેડી નાખી જમીન ઉપર પટકી, તેને પાદાંકૃત કરીને તેના ઉપર ગુર્જરેશ્વર ઊભા છે, તેનો વિચાર કરો !"

" એનું કારણ માત્ર એટલું જ છે કે એ નિશાન તમે મારા ધ્વજની અડોઅડ રોપ્યું હતું !" જયશિખરીએ પોતાના કૃત્યના વાજબીપણાને પ્રસ્થાપિત કરવાનો યત્ન કર્યો.

" એટલે શું મારો હક્ક અને અધિકાર તમારા કરતાં કમતી છે એમ તમે કહેવા માગો છો ?" કચ્છાધીશે કિંચિત્ રોષપૂર્વક બોલ્યો.

" જેમ તમારા હક્કને મારી સાથે સરખાવવા માગો છો તે પ્રમાણે તમારા અંગબળની પણ મારા શરીરબળ સાથે સરખામણી કરો. એટલે કોનો હક્ક અને અધિકાર કેટલા પૂરતો છે તેનો અનુભવ અલ્પ સમયમાંજ તમને અને અત્ર એકત્ર થયેલા અન્ય સર્વ જનોને થઈ જશે." જયશિખરીએ દ્વંદ્વયુદ્ધની માગણી કરી.

સહુની પાછળ ઊભેલો રાજબારોટ ધીમેથી માત્ર મદનપાળ સાંભળી શકે તેમ બોલ્યો: " એ વાત માત્ર આપણા મહારાજા પાસે કરવી નહિ. "

ચંદ્રસેન બન્નેનું સાંત્વન કરતો હોય એવા ભાવપૂર્વક કહેવા લાગ્યો: " આવા કલહથી લાભને બદલે હાનીજ વિશેષ છે !

કચ્છાધીશ ! આ નિશાન મુદ્દામ અહીં રોપવામાં તમારી મોટી ભૂલ થઇ છે. આપણે આપણી છાવણીમાં ગુર્જરેશ્વરના વિજયધ્વજને સર્વ કરતાં ઉચ્ચ સ્થળે રોપવા દીધો છે, એથી આપણું પદ તેમના કરતાં ઉતરતું છે કિંવા આપણે તેમના ખંડીઆ રાજા છીએ એવી જો તમારી સમજ થઈ હોય તો તે ભૂલ ભરેલી છે. આપણે સર્વ રાજકર્ત્તાઓએ મળીને સાંપ્રત ધર્મયુદ્ધમાં આપણા પક્ષનું અધ્યક્ષપદ ગુર્જરેશ્વરને આપ્યું છે, એટલા ઉપરથી કાંઈ તમામ બાબતમાં તેમનો અધિકાર આપણા ઉપર ચાલી શકે છે અને એ અધ્યક્ષપદ કાયમનું છે એમ ઠરતું નથી. માટે આવી સામાન્ય બાબતમાં આટલો મોટો કલહ કરવાને ઉપસ્થિત થવું એ તમને–તેમજ ગુર્જરેશ્વરને પણ ઉચિત નથી. કચ્છાધીશ ! ગુર્જરેશ્વરે તમારા નિશાનનો ધ્વંસ કર્યો છે એ વાત ખરી છે, પરંતુ હકીકત ઉપરથી સ્પષ્ટ થાય છે કે તેમાં પ્રથમ ભૂલ તમારી થયેલી છે. માટે તમારે હસ્તે થયેલા કૃત્ય બદલ તમારે પ્રથમ દિલગીરી પ્રદર્શિત કરવી. પછી ગુર્જરેશ્વર પણ તેમણે તમારૂં જે અપમાન કરેલું છે, તેનો જવાબ આપશે !"

મદનપાળે રાજબારોટને કહ્યું: "બારોટજી ! આવું પ્રતિભા ભર્યું ભાષણ મેં કદી પણ સાંભળ્યું નહતું !"

"અરે ! એ તો ઠંડા પડતા અગ્નિમાં તેલનો હોમ થાય છે હોમ, સમજ્યોને ?" રાજબારોટે ચંદ્રસેનના કથનનું સ્પષ્ટિકરણ કર્યું.

કચ્છાધીશ બોલ્યો: "મારી ઇચ્છા એવી છે કે આ બાબતનો નિવેડો આ સ્થળે પરસ્પરમાંજ નહિ થતાં રાજસભામાં સર્વાનુમતે થવો જોઇએ."

"એ પણ બરોબર છે. ગુર્જરેશ્વરને પણ એ વાત પસંદ

પડશે એવી મને આશા છે.” ચંદ્રસેને કચ્છાધીશની ઇચ્છાને સંમતી આપી.

પરંતુ ગુર્જરેશ્વરે કહ્યું: “ચંદ્રસેનજી! મારી પ્રકૃતિ હજી સુધી પૂર્ણપણે સુધરી નથી. જ્વર નાબુદ થયો છે; પરંતુ હજી પૂર્વવત્ શક્તિ પ્રાપ્ત થવામાં થોડા સમયનો અવકાશ છે. એથી વિશેષ બોલવાનો શ્રમ લેવાની મને વૈદ્યરાજે મના કરી છે. માટે હું લાંબા વાદવિવાદમાં નહિ ઉતરતાં સ્પષ્ટપણે એટલું કહી દઉં છું કે ગુર્જરરાષ્ટ્રના માનાપમાનનો નિર્ણય કરવાના કાર્યમાં હું કોઇપણ રાજાને કિંવા રાજમંડળને મધ્યસ્થ બનાવવા માગતો નથી. આ મારૂં નિશાન આ સ્થળે ઊભું છે તેનાથી ત્રણ ભાલાના જેટલા અંતરમાં હવે પછીથી જો કોઈ પણ રાજકર્ત્તા પોતાનું નિશાન ઊભું કરશે તો એ નિશાનની અવસ્થા અત્યારે મારા પગ નીચે રોળાતા નિશાનના જેવીજ થશે, એ ખાસ ધ્યાનમાં રાખવું! એમ કરતાં મારે એકલાને એકી સાથે કદાચ પચાસ વીરો સાથે યુદ્ધ કરવું પડશે તો પણ તે માટે હું તૈયાર છું. તે સિવાય બીજો કશો પણ જવાબ આપવાને માટે હું તૈયાર નથી.”

ચંદ્રસેને જાણ્યું કે આ તલમાંથી તેલ નિકળે તેમ નથી. વળી અત્યારે બૌદ્ધ સમ્રાટ સાથે સંધિનો પ્રસ્તાવ ચાલતો હતો તે સમયે અંતઃકલહ ઉપસ્થિત કરવાથી હાની હતી અને તેમાંએ પોતાનો આંતરિક હેતુ સિદ્ધ થઇ શકે તેમ નહતું. એથી આ કલહને આટલેથીજ સમાવી દેવાના ઉદ્દેશથી તે બોલ્યો: “ગુર્જરેશ્વર! હું કાંઇ નવીન કલહ ઉપસ્થિત કરવાને માટે અહીં આવેલો નથી. આપણે અહીં પરસ્પર કલહ કરવાને માટે નહિ કિંતુ બૌદ્ધોની સાથે યુદ્ધ કરવાને આવેલા છીએ. અર્થાત્ આપણી સ્પર્ધા માત્ર બૌદ્ધો સામે આપણું પરાક્રમ ગજાવવામાંજ હોવી જોઈએ. માટે મારો મત એવો છે કે આ ટંટાને

અહીંને અહીંજ નિર્મૂળ કરીને, આપે તથા કચ્છાધીશે પૂર્વવત્ બંધુત્વનો સંબંધ કાયમ રાખીને, અંતરમાં લેશ પણ ઈર્ષ્યા કે વૈરના અંશ સિવાય છૂટા પડવું તથા પુનઃ આવો પ્રસંગ ઉપસ્થિત થવા દેવો નહિ."

" એમ કરવામાં મને કશી પણ હરકત નથી. કેમકે મારા અંતરમાં કચ્છાધીશ પ્રત્યે કશો પણ દ્વેષ નથી. માત્ર પંચાસર ખાતે મળેલી આપણી સભામાં જે નિયમો સર્વાનુમતે નિશ્ચિત કરવામાં આવ્યા છે તેનું પાલન ધર્મયુદ્ધનો અંત આવતાં સુધી યથાર્થ રીતે થવું જોઇએ એટલીજ મારી ઇચ્છા છે. કચ્છાધીશ ! આવો, તમે મારા બંધુ છો. આપણે એકજ પ્રદેશમાં નિવાસ કરીએ છીએ, એકજ ધર્મના અનુયાયી છીએ અને એકજ હેતુ માટે અહીં આવેલા છીએ. માટે તમારા અંતરમાં જો મારા તરફ કશો રાગદ્વેષ હોય તો તે દૂર કરીને મારી પાસે આવો અને ભેટો ! " ગુર્જરેશ્વરે નિખાલસપણે ઉપસ્થિત થયેલા કલહને શાંત કરવા તરફ પોતાનું વલણ દર્શાવ્યું.

કચ્છાધીશ મહાશ્રમ પૂર્વક અંતરમાં સળગી રહેલા વૈરાગ્નિને દબાવતો આગળ આવ્યો અને એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય જયશિખરીને ભેટયો.

" હવે રાત્રી ઘણી વિતી ગઇ છે અને અત્યારે ઠંડો પવન પણ ફુંકાય છે, માટે ચાલો આપણે સર્વે આપણા શિબિર પ્રત્યે જઈએ." એમ કહેતો ચંદ્રસેન આગળ થયો. એટલે કચ્છાધીશ, ગુહાદિત્ય, વિક્રમાજીત અને બીજા તેમના પક્ષના માણસો જવા લાગ્યા જતાં જતાં ખૂની મુદ્રાપૂર્વક જયશિખરી સામે જોતો કચ્છાધીશ મનમાં ને મનમાં ગણગણ્યો: " આજે તો તું ફાવી ગયો છે, પરંતુ યાદ રાખજે કે આખા રાજમંડળ અને મારા પટાવતોની વચ્ચે તેં મારૂં જે અપમાન કરેલું છે તેનો હું તને યથાયોગ્ય ચમત્કાર બતાવીશ ! "

જયશિખરીએ પોતાની પાસે ઊભેલા વીરભદ્રને કહ્યું: "વીરભદ્ર! મને એમ લાગે છે કે આજે બનેલા બનાવના મૂળમાં ઊંડું કાવતરૂં રચાયેલું હોવું જોઇએ. એ લોકો પુનઃ આપણા ધ્વજનું અપમાન નહિ કરે તેની ખાત્રી શી ? માટે તેને આવી સ્થિતિમાં અહીં છોડીને આપણે બધાએ ચાલ્યા જવું તે ઠીક નહિ."

"જો મહારાજની આજ્ઞા હોય તો હું થોડાક સૈનિકો સાથે અહીં રહીને તેનું રક્ષણ કરૂં." વીરભદ્રે નિશાનને અપમાન થવા ન પામે તે માટેનો માર્ગ દર્શાવ્યો.

"ના ના, એમ તો નહિ. જો તું થોડા માણસોની સાથે અહીં રહે તો એ લોકો એમ સમજે કે આપણે તેમનાથી ડરી ગયા છીએ અને તેથી આપણા નિશાનનું રક્ષણ કરવાને માટે આપણે આપણા માણસોને અહીં રોકવા પડયા છે !"

"તો હું એકલોજ રહું !"

"ના, એમ પણ ન બને. કેમકે જ્યાં સુધી મારી પ્રકૃતિ તદ્દન સ્વસ્થ બની નથી, ત્યાં સુધી તારી મારી પાસે તો ખાસ જરૂર. હા, બરોબર છે. વીરધ્વજ વિશ્વાસુ, વફાદાર અને વીર પુરુષ છે! વીરધ્વજ! આ લોકો અત્યારે તો શાંત બનીને ચાલ્યા ગયા છે; પરંતુ રાત્રીએ પુનઃ અહીં આવીને આપણા ધ્વજનો ધ્વંસ નહિ કરે તેની ખાત્રી શી ? માટે તમે આવતી કાલે સૂર્યોદય થાય ત્યાં સુધી અહીં રહો. આપણા નિશાનથી ત્રણ ભાલાના અંતર કરતાં વિશેષ દૂર જશો નહિ. મને સંશય છે કે કાંઇક પણ દગો ફટકો થયા સિવાય રહે તેમ નથી. કેમકે ચંદ્રસેન, કચ્છાધીશ, આદિ ચંડાળ ચોકડીને હું ઓળખું છું અને અહીંથી જતી વખતે કચ્છાધીશે પોતાનાં નેત્રો દ્વારા મારા તરફ વ્યક્ત કરેલો તિરસ્કાર મારા ખ્યાલમાં જ છે. માટે

જો એકી સાથે ત્રણ કરતાં વધારે માણસો તમારી સામે આવી ચડે તો તમારો શંક ફુંકજો. એટલે એકદમ તમારી સહાયતા અર્થે મારા આ બહાદૂર અંગરક્ષકો આવી પહોંચશે અને મારા આ ધ્વજનો એટલે મારો પોતાનો જ ધ્વંશ કરવાને તૈયાર થયેલાઓને બરોબર સ્વાદ ચખાડશે. ધ્યાનમાં રાખજો કે આ ધ્વજનું રક્ષણ એટલે ખુદ ગુર્જરરાષ્ટ્રના અધીશ્વરના મસ્તકનું રક્ષણ તમારે કરવાનું છે. એ કામ અત્યંત જોખમનું છે. તેમાં જરી પણ ગફલતી થવી જોઇએ જ નહિ."

"મહારાજ! ફરજ બજાવવામાં કશી પણ કસુર થવા પામે તો સ્વહસ્તે જ પોતાનું શિર ઉતારી આપવાને સેવક તૈયાર છે." વીરધ્વજે શાંતિથી પરંતુ દ્રઢતાપૂર્વક જણાવ્યું.

"તમારી વફાદારી અને વીરત્વને માટે મારી ખાત્રી છે. તમે હમણાં જ લાખાજીરાજની સમશેરના આઘાતને તમારી ઢાલ ઉપર ઝીલી લઇને મારૂં રક્ષણ કર્યું હતું તે હું ભૂલી ગયો નથી." એમ કહી જયશિખરી પોતાના શિબિર તરફ જવાને પાછો ફર્યો, તો પોતાની પાછળ રસેશાચાર્યને ઊભેલા જોયા. તે બોલ્યો: "અહો! વૈદ્યરાજ! આપ પણ અમારા વેદધર્મી રાજકર્ત્તાઓનું પરાક્રમ જોવાને પધાર્યા છો કે શું?"

"હા, મહારાજ! આપની પ્રકૃતિ શિથિલ હોવાને લીધે અહીં આવવાની મેં અગત્ય જોઇ હતી. પરંતુ જે કાંઈ મેં જોયું તે ઉપરથી મને લાગે છે કે હવે આપની પ્રકૃતિને માટે ચિંતા કરવા જેવું કશું પણ કારણ રહ્યું નથી." વૈદ્યરાજે જયશિખરીના આરોગ્ય સંબંધી પોતાનો અભિપ્રાય આપ્યો અને તે તથા જયશિખરી આદિ ચાલ્યા ગયા. માત્ર વીરધ્વજ પોતાના શિકારી કૂતરા સાથે ત્યાં રહ્યો.

# પ્રકરણ ૧૮ મું.

## મુદ્રિકાનો ઉપયોગ.

વીરધ્વજ ગુર્જરરાષ્ટ્રના નિશાનનું રક્ષણ કરતો તેની આસપાસ ભ્રમણ કરતો હતો તેનો કૂતરો પણ પૃથ્વીની આસપાસ ચક્કર લગાવતા ચંદ્રની માફક વીરધ્વજની આસપાસ ભમ્યા કરતો હતો. તેણે પોતાના કૂતરાને તેના દેખાવ પરથી 'સિંહ' એવું ઉપનામ આપ્યું હતું. મોટું માથું, પાતળી કટી. વિકરાળ મુખ અને માથાની આસપાસ કેશવાળની માફક લટકતા કાન, એ સર્વ દેખાવ જોતાં એ શ્વાન દૂરથી જોનારને સિંહના જેવો જ લાગતો હતો. માત્ર તેનું કદ સિંહના જેટલું કદાવર ન હતું.

વીરધ્વજ પોતાના શ્વાન તરફ માયા ભરી દૃષ્ટિ ફેંકતો બોલ્યો: "બચ્ચા સિંહ!" આજે આપણને એક મોટી જોખમદારીનું કામ સોંપવામાં આવેલું છે. ગુર્જરેશ્વરની પ્રીતિ હું યુદ્ધના પ્રારંભથી જ સંપાદન કરી શક્યો છું. પરંતુ મને લાગે છે કે આજે તેમણે પ્રથમ વાર જ મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ દર્શાવ્યો છે. તેઓ મને મુલતાનાધીશનો એક સામાન્ય પ્રતિનો સરદાર માત્ર સમજે છે. તેમ છતાં તેમણે મારા ઉપર રાખેલો વિશ્વાસ મારી યોગ્યતાને સિદ્ધ કરે છે. અહો! આજે ગુર્જરરાષ્ટ્ર જેવા મહાન્ રાજ્યનું માનાપમાન મારી કર્તવ્યપરાયણતા ઉપર અવલંબી રહ્યું છે. આ વાતની પ્રિય વિમળાદેવીને જાણ થતાં તે પણ મને એક યઃકશ્ચિત્ સામાન્ય સૈનિક નહિ સમજતાં મારી યોગ્યતાને લક્ષમાં લેશે જ. દૈવવશાત્ આ કાર્યમાં

એકાદા પ્રબલ શત્રુની સાથે પ્રસંગ પડવાથી આ દેહનું આ નિશાન આગળ પતન થશે, તો ગુર્જરેશ્વર પોતે તેનો બદલો લીધા સિવાય નહિ જ રહે અને મારૂં નામ અમર થશે; અને જો કદાચ મને આ કાર્યમાં યશ પ્રાપ્ત થશે તો વિમળદેવી અને મારી યોગ્યતા વચ્ચે બાહ્યતઃ જે મહદંતર દ્રશ્યમાન થાય છે તે સર્વાંશે દૂર થઇ જશે, એટલું જ નહિ પરંતુ હું મારૂં ખરૂં નામ જણાવ્યા સિવાય પણ ગુર્જરેશ્વર પાસે વિમળદેવીના હસ્તની માગણી કરીશ તો તેઓ મને ના કહી શકશે નહિ. એકંદરે આ કાર્યનું પરિણામ ગમે તેવું આવો, તો પણ મારા જેવા સૈનિકનો અંતિમ હેતુ-પ્રીતિ અને કીર્તિ સંપ્રાપ્ત કરવાનો છે, એ બેમાંથી એકની પ્રાપ્તિ તો મને અવશ્ય થશે જ થશે !"

તેનો શ્વાન ભસવા લાગ્યો. એ જોઇને તે બોલ્યોઃ "કેમ ! સિંહ ! શા માટે ભસે છે ? બરોબર ! સામેથી કોઈ આવતું જણાય છે. કોણ છે એ ? ઉભાં રહો, આગળ વધતાં પહેલાં નામ જણાવો."

"અરે, બાપુ ! પણ તમે તમારા આ ચાર પગવાળા રાક્ષસના કાન પકડીને તેને ઊભો રાખો. નહિ તો હું તમારી પાસે કેવી રીતે, આવી શકીશ." આગંતુકે ભીતિજન્ય સ્વરે કહ્યું.

"પણ, તારે અહીં આવવાનું પ્રયોજન શું છે ? તું છે કોણ ? યાદ રાખજે કે નજીક આવીશ તો નિરર્થક પ્રાણ ગૂમાવી બેસીશ !" વીરધ્વજે ભય દર્શાવ્યો.

"તમે પહેલાં તમારા કૂતરાને પકડી રાખો. જૂઓ એ મારી તરફ આવે છે. જો અહીં આવશે તો મારા ધોકા વડે તેનું માથું જ ફોડી નાખીશ." આગંતુક સ્હેજ નજીક આવતો બોલ્યો.

"તારા ધોકાનો ભય દર્શાવ્યા સિવાય મારા પ્રશ્નનો જવાબ આપ. નહિ તો મારા આ ધનુષ્યમાંથી બાણ છૂટીને તારી છાતીને પલક માત્રમાં વિંધી નાખશે."

"બાપુ! એવું મા કરશો, એમ કરવાથી આ ગરીબ બ્રાહ્મણ માર્યો જશે, અહો! સરદાર સાહેબ! દૂરથી અંધકારને લીધે મને દેખી તો નહિ શકતા હો, પરંતુ મારો અવાજ પણ પારખી ન શકયા? વાહ! ચાલાક તો બહુ લાગો છો. હું જ્ઞાનભટ્ટ! રૂપસુંદરી બાનો પુરોહિત! હવે તો ઓળખ્યોને?"

"કોણ? જ્ઞાનભટ્ટજી! નમસ્કાર, ભટ્ટજી! માફ કરો, અંધારામાં તમને હું જોઈ ન શકયો, તેમજ શત્રુના આગમની આશંકાને લીધે તમારા ઉપર સંશય આવવાથી તમારા સ્વરને પણ પિછાની ન શકયો." વીરધ્વજ બોલ્યો.

"**संशयात्मा विनश्यति.** પણ હવે તો શ્વાનને પકડી રાખો" વીરધ્વજે જ્ઞાનભટ્ટજીને પિછાન્યા હતાં. પરંતુ તેનો કૂતરો તેમને પિછાની શકયો નહતો. એથી તેના વિકરાળ મુખ અને રકત નેત્રો સામે જોઇને જ્ઞાનભટ્ટજીએ ભીતિ પ્રદર્શિત કરી.

"ભટ્ટજી! કશો પણ ભય ન રાખતાં મારી પાસે આવો. સિંહ! બચ્ચા! શાંત ઉભો રહે! કેમ, ભટ્ટજી! અત્યારે મધ્યરાત્રિએ આ તરફ શા માટે આવવું થયું?"

"કારણ સિવાય કાર્ય બનતું નથી, એ ન્યાયે કારણ સિવાય અમારૂં ગમન કોઈ પણ સ્થળે થતું નથી." ભટ્ટજીએ ન્યાયશાસ્ત્રનું અવલંબન કરીને કહ્યું.

"એ તો હું પણ સમજું છું અને તેથી જ આપના આગમનનું

કારણ જાણવા માગું છું." સ્હેજ કંટાળીને વીરધ્વજ ઉંચે સ્વરે બોલ્યો.

"વાહ ! અમ સરખા ભૂદેવનો સત્કાર કરવાની આ રીતિ તો બહુ શ્રેષ્ટ લાગે છે!" જ્ઞાનભટ્ટજીએ કટાક્ષ કર્યો.

"ક્ષમા કરો, મહારાજ! આપના આગમનનું કારણ જાણવાની આતુરતાને લીધે આવેશમાં મારાથી આપને અપમાન પહોચ્યું હોય તો તે માટે હું આપની ક્ષમા ચાહું છું. હું દરેક પળે શત્રુની પ્રતિક્ષા કરી રહેલો હોવાથી મારૂં ચિત્ત અત્યારે અસ્વસ્થ છે. બાકી આપ મને દરેક રીતે પૂજ્ય છો અને હું આપની સેવામાં તત્પર જ છું." વીરધ્વજે ક્ષમાની પ્રાર્થના કરતાં પોતાના વર્ત્તનને માટે દિલગીરી દર્શાવી.

"જો એમ જ હોય, તો ચાલો મારી સાથે–આગળ થાઓ." ભટ્ટજીએ આજ્ઞા કરી.

"પણ કયાં જવાનું છે?"

"જેમના હુકમથી હું તમારી પાસે આવ્યો છું તેમની પાસે." ભટ્ટજીએ સંદિગ્ધ ઉત્તર આપ્યો.

"જ્ઞાનભટ્ટજી! હું દિલગીર છું કે આપની આજ્ઞાનું અત્યારે મારાથી પાલન થઈ શકે તેમ નથી. અત્યારે અહીં હું પહેરા ઉપર છું અને પહેરો છોડીને સૂર્યોદય પર્યંત મારાથી એક પળ માત્ર માટે પણ કયાંય જઈ શકાય તેમ નથી." વીરધ્વજે તેમની સાથે જવાની પોતાની અશક્તિ દર્શાવી.

"સરદાર! મારૂં કહ્યું માની, ડાહ્યા ડમરા થઇને સીધે સીધા મારી સાથે ચાલો. નહિ તો પછી મારે મારી સાથે આણેલો અમારા બાશ્રીનો હુકમ તમારા ઉપર છોડવો પડશે અને એ હુકમ શતઘ્નીના

ગોળાની માફક તમારા હૃદય, અંતર, મન, અહંકાર, ઉપેક્ષા, કર્ત્તવ્ય-પરાયણતા, બુદ્ધિ, આદિ સર્વેનો નાશ કરી દેશે ! ”

“ શું ? આ મારી પ્રિયતમાનો સંદેશો લઇને આવ્યો છે ? રણવાસના પરિચારકો રૂપસુંદરીને ‘ રાણીજી ’ અને વિમળાને ‘ બાશ્રી ’ કહીનેજ સંબોધે છે. અર્થાત્ સંદેશો તો વિમળાદેવીનોજ હોવો જોઇએ. પરંતુ તે શો હશે ? અને વળી તે જ્ઞાનભટ્ટ જેવા અજ્ઞાન અને મુર્ખ બ્રાહ્મણની સાથે સંદેશો મોકલે એ સંભવિત પણ નથી તદપિ-” એમ વિચાર કરતો વીરધ્વજ પ્રકટપણે બોલ્યોઃ “ ભટ્ટજી ! તમે બાશ્રીનો હુકમ લાવ્યા છો, એમ બોલ્યાને ? પણ એ બાશ્રી તે કયાં ? એ જેનું અનેક જન્મજન્માંતરનાં પુણ્યોને લીધે આપે પાણિગ્રહણ કરેલું છે તે તો નહિ ? ”

“ શું બોલ્યા ? ” જ્ઞાનભટ્ટ રહેજ કૃદ્ધિત બનીને બોલ્યોઃ “ મમ ધર્મપત્ની તમ સરખા સામાન્ય સરદારને સંદેશો મોકલવાનું સાહસ કરે ? સંદેશો પાઠવવાનું સ્થાન જે હું તે હજુ પરલોકનિવાસી બન્યો નથી. નહિ તો કદાચ પરાશર મુનિની આજ્ઞા પ્રમાણે પુનર્લગ્ન કરવાનો એ વિચાર કરે ખરી ! સરદાર ! અમારી ધર્મપત્ની તો તમારી સામે આડી નજરે પણ જૂએ તેમ નથી. આતો અમારાં વિમળાદેવીબા, જે તમારા તેજથી અંજાઇ ગયાં છે તેમણે સંદેશો મોકલ્યો છે. હજી પણ વિશ્વાસ નથી આવતો ? મને અસત્યવાદી સમજો છો ? જૂઓ, આ મુદ્રિકા ! એને ઓળખો છો કે નહિ ? એ તો વિમળાદેવીબાની-”

તેને આગળ બોલતો અટકાવીને અધીરપણે વીરધ્વજ બોલી ઉઠયોઃ “ શું કહ્યું ? જોઉં જોઉં એ મુદ્રિકા ! કોણે મોકલી છે ?”

“ વાહ ! ગરિબ બ્રાહ્મણને લૂટી લેવો છે કે શું ? ગુર્જરેશ્વરે તમને અમારા જેવાને હેરાન કરવાને પહેરા ઉપર નિમેલા છે ? જાઓ,

તમે તમારી ફરજ અદા કરો. નથી આપતો મુદ્રિકા ! તમે મને શું કરી શકવાના છો ?"

"બાપુ ! એ મુદ્રિકા મને જોવા તો દે! મારો તને લૂટી લેવાનો ઇરાદો નથી, તેમ હું તને કશુંએ કરવાનો નથી. વળી મુદ્રિકા જોવામાં પહેરાને કશી હાની પહોંચે તેમ નથી."

"અહો અહો ! માત્ર દૂરથી મુદ્રિકાનું દર્શન થતાંજ આટલા નરમ બની ગયા તો એ મુદ્રિકાને ધારણ કરનારના દર્શનથી તો કોણ જાણે કેવાય બની જશો ? લ્યો, આ મુદ્રિકા, અને બધું કામ પડતું મૂકીને થાઓ આગળ. વિમળબા તમને બોલાવે છે." એમ કહી, મુદ્રિકા વીરધ્વજના હસ્તમાં મૂકીને જ્ઞાનભટ્ટજી જવા લાગ્યા.

તેમને જતા અટકાવીને વીરધ્વજે કહ્યું: "મુદ્રિકા તો તેનીજ. પણ ભટ્ટજી ! ખરૂં કહો, આ મુદ્રિકા તમારી પાસે કેવી રીતે આવી ? તમારો ઠઠામશ્કરી કરવાનો સ્વભાવ છોડી દઇને જણાવો કે આ મુદ્રિકા તમને કોણે આપી ?"

"એટલી બધી પંચાત કરવાની શી જરૂર ? આવવું હોય તો ચાલો, નહિ તો અહીંજ ઊભા ઊભા પહેરો ભર્યા કરો. હું તો મારે જઇને બાઇને જણાવીશ કે—"

'આ તો મોટી પંચાત !' મનમાં વિચારતો વીરધ્વજ કહેવા લાગ્યો: "ભટ્ટજી ! હું અત્યારે અહીં અગત્યના અને જોખમદારી ભર્યા કામને અર્થે રોકાયેલો છું તથા સૂર્યોદય સુધી આ સ્થળ છોડીને મારાથી એક ડગલું પણ દૂર જઇ શકાય તેમ નથી, એ વાતની તમારાં બાઇને માહિતી મળેલી હોવીજ જોઈએ. તેમ છતાં પણ આ મુદ્રિકા અને સંદેશો તમારા જેવા મશ્કરા સ્વભાવના માણસની સાથે મોકલે એ સંભવિત લાગતું નથી."

" હું પણ એવુંજ અનુમાન કરૂં છું કે તમારા જેવા પ્રીતિની રીતિથી અજ્ઞાત અને સિપાઇગીરીમાંજ જીવન વિતાવનારની ઉપર મોહી પડીને, વિમળદેવીઆ પોતાની મૂલ્યવાન મુદ્રિકા તમારા ઉપર મોકલે તથા તમને પોતાની સેવામાં હાજર થવાનું માન આપે એ મને પણ સંભવિત લાગતું નથી. હમણાં હમણાં મારી સ્મરણશક્તિ મંદ બની ગઇ છે. કદાચ આ મુદ્રિકા લઇને બીજાની પાસે જવાનું એમણે મને જણાવ્યું હશે અને હું ભૂલથીજ અહીં આવી ચડયો હોઇશ. એ મુદ્રિકા લાવો અને મેં તમને જે કાંઇ કહ્યું હોય તે ભૂલી જાઓ."

વીરધ્વજ પોતાના ઉપર કરવામાં આવેલો કટાક્ષ સમજી ગયો અને બોલ્યોઃ " ના ના, એમ તો ન હોય. આ મુદ્રિકા તો વિમળદેવીની જ અને તે મારા સિવાય બીજાને મોકલે જ નહિ. પણ, ભટ્ટજી! તેમનો શિબિર અહીંથી કેટલો દૂર હશે?"

" વાહરે વાહ ! દૂર સુધી ચાલવાથી થાકી જવાનો ભય લાગે છે કે શું ? મહાશય ! પોતાની પ્રિય વસ્તુના દર્શનાર્થે એક ડગલું જવું પડે કે એક કોસ દૂર જવું પડે તો પણ એ બન્નેનું અંતર સરખુંજ માનવું જોઇએ ! પણ આ કાંઈ બહુ દૂર નથી. ધનુષ્યમાંથી છૂટેલું તીર જેટલે છેટે જઇને પડે તેના કરતાંયે નજીક હશે જૂઓ, ચંદ્રના પ્રકાશમાં પેલો જણાય તે શિબિર ! "

મુદ્રિકા તરફ જોતો વીરધ્વજ સાશંકપણે બોલ્યોઃ " ભટ્ટજી ! મશ્કરી તો કરતા નથી ને ? ના ના ! મુદ્રિકા જોતાં મશ્કરી નથી લાગતી. વારૂ, પણ ત્યાં મારે વધારે સમય તો રોકાવું નહિ પડે ને ?"

" પ્રેમમંદિરમાં થતા મધુર ઘંટાનાદના શ્રવણમાં સમયનું ભાન રહે ખરૂં કે ? "

" પણ ત્યાં એવું જરૂરનું કામ છે કે મારે અત્યારે ને અત્યારેજ આવવું જોઇએ ? સ્હવારે સૂર્યોદય પછી આવું તો ન ચાલે ? "

" ચાલે કિંવા નહિ એનો વિચાર કરવાનું કામ મારૂં નથી. બાકી, બાઇએ મને તમને એટલું જણાવવાનું કહ્યું છે કેઃ–

' શિવમંદિરમાં હૃદયપટમાં સ્થાન આપ્યું હતું તે,
સ્મરણ કરીને ત્વરિત ગતિએ દર્શ ઘો દીન જનને ! ' "

" ખરેખર ! હવે આ માણસના કથનમાં અવિશ્વાસ આણવાનું કશું પણ કારણ નથી. કારણ કે વ્યાસનારાયણના મંદિરમાંથી હું તેને હૃદય સરસી રાખીને આનંદગિરિના આશ્રમમાં લઇ આવ્યો હતો. એ હકીકત મારી પ્રિયતમાના જણાવ્યા સિવાય આના જાણવામાં ક્યાંથી આવે ? "

વીરધ્વજને હજી પણ સ્થિર ઊભેલો જોઇને જ્ઞાનભટ્ટ બોલ્યોઃ " તીરનો આઘાત તો અગાઉ થયો લાગે છે ? કેમ સરદાર ! પધારો છો કે નહિ ? કહેવાઓ છો તો સરદાર અને આવા બિહુકણ કેમ છો ? "

વીરધ્વજ વિચારનિદ્રામાંથી જાગ્રત થતો બોલ્યોઃ " હા હા, આવું છું. ઊભા રહો. " તે પુનઃ વિચાર કરવા લાગ્યોઃ " હું કંઇ જયશિખરીની પ્રજા કે તેનો દાસ નથી. "

" મને ઊભા રહેવાનો સમય નથી. અત્યાર સુધી ઊભો રહેવાથી પગે પાણી ઉતર્યું છે. હવે તો તંબુ ઉપર જઇને અમારાં ધર્મપત્નીના અંકમાં મસ્તક રાખી સૂઇ જવાનું મન થાય છે. માટે લાવો મુદ્રિકા એટલે હું ચાલ્યો જાઉં. "

" અરે પણ એક ક્ષણભર થોભો. મને થોડોક વિચાર કરી

લેવા દ્યો." એમ કહીને **વીરધ્વજ** પુનઃ મૌન બની ગયો અને મનમાં વિચારવા લાગ્યોઃ 'એમ સમજો કે અત્યારે હું આની સાથે જાઉં, અને તે દરમિયાન શત્રુઓ આવીને આ ગુર્જરેશ્વરનું નિશાન ચોરી જાય તો ? ગુર્જરેશ્વરની સાથે કામ છે ! જીવન અને કીર્તિ બન્નેને હાની પહોંચવાનો પૂરતો સંભવ !' પ્રકટપણે બોલ્યોઃ "ભટ્ટજી ! ખરૂં કહો, અહીંથી બહુ દૂર તો નથી ને ?"

"ના રે ના, સામેજ શિબિર દેખાય છે ને !"

'ક્ષણુભર જઇ આવું તો શી હરકત છે." **વીરધ્વજે** વિચાર્યું: 'કદાચ એ દરમિયાન કોઇ આવી ચડશે તો મારો **સિંહ** અવાજ કર્યા સિવાય નહિજ રહે. એનો અવાજ સાંભળીને હું મારી પ્રિયતમાને વિનવી, તેની રજા લઇને પળ માત્રમાં તો અહીં હાજર થઇ જઇશ." તે પ્રકટપણે શ્વાનને ઉદ્દેશીને કહેવા લાગ્યોઃ "**સિંહ** ! સંભાળજે ! બરોબર પહેરો ભરજે. કોઇને પણુ આ નિશાનની પાસે આવવા દઇશ નહિ. ભટ્ટજી મહારાજ ! ચાલો ત્યારે. પણુ આમ ધીમા ધીમા નહિ, ઉતાવળા ચાલો. આ સ્થળેથી વધારે વખત ગેરહાજર રહેવાનું મને પાલવે તેમ નથી."

"**न्यायात् पथः प्रविचलन्ति पदं न धीराः**—ધીર પુરુષો ન્યાય માર્ગનો પરિત્યાગ કદી પણુ કરતા નથી. જ્યારે મારે કામ હતું ત્યારે હું ત્વરાથી દોડતો અહીં આવ્યો હતો. હવે મારૂં કાર્ય પૂર્ણુ થયું છે. માટે મારે કાંઇ ઉતાવળા ચાલવાની જરૂર નથી. તમારે ઉતાવળા ચાલવું, દોડવું કિંવા પાંખો હોય તો ઉડવું એ ન્યાયયુક્ત છે, જ્યારે મારે તમારૂં અનુકરણુ કરવું એ કેવળ અન્યાય જ છે. અન્યાયનો માર્ગ મારાથી ગ્રહણુ થઇ શકે તેમ નથી." **જ્ઞાનભટ્ટજીએ** પોતાના જ્ઞાનનો ચમત્કાર બતાવ્યો.

' આ સમયે આ માણસની પ્રત્યે નમ્રતા બતાવવી એ યોગ્ય નથી. ' એમ વિચાર કરીને વીરધ્વજે ભટ્ટજીનું કાંડું પકડીને કહ્યું: " ઉતાવળા ચાલો છો કે નહિ ? નહિ તો મારે તમને મારી સાથે ઘસડવા પડશે. "

કાંડું દબાવાને લીધે એક ચિત્કાર ભટ્ટજીના મુખમાંથી સરી પડ્યો. તે પોતાના મૂળ સ્વભાવનો પરિત્યાગ કરીને બોલ્યા: " ચાલો, મહારાજ ! હું પણ ઉતાવળોજ ચાલું છું. પરંતુ આ જ તમારો મારી તરફનો પૂજ્યભાવ કે ? આજ તમારી પ્રિયતમાનો સંદેશો આણનારને સરપાવ કે ? "

વીરધ્વજે તેને કશો પણ જવાબ આપ્યો નહિ. ભટ્ટજી પણ ડાહ્યા બનીને, પોતાના ગોળમટોળ મેદથી ભરેલા પુદ્દગળને લીધે હાંફતા હાંફતા ત્વરિત ગતિએ ચાલવા લાગ્યા. વીરધ્વજે તેમનું કાંડું પકડીજ રાખ્યું હતું, પરંતુ બહુ જોરથી નહિ.

---

# પ્રકરણ ૧૯ મું.

---

## સ્ફોટન.

ગત પ્રકરણમાં જે બનાવનું વર્ણન અમે કરી ગયા તે કેવી રીતે ઉપસ્થિત થયો હતો, તેનો અહીં ટુંકમાં ઉલ્લેખ કરીશું.

રૂપસુંદરીએ વિમળદેવીની મુદ્રિકા લઈ લીધી હતી તે વાચકો જાણે છે. એ મુદ્રિકાનો યથા સમયે યોગ્ય ઉપયોગ કરવાનો વિચાર

તેણે કર્યો હતો. જયશિખરી વિજયટેકરી ઉપર ગયો, ત્યાં કચ્છાધીશ સાથે તેને વાગ્યુદ્ધ થયું અને છેવટે તે પોતાના નિશાનનું રક્ષણ કરવાને સૂર્યોદય પર્યન્ત પહેરો ભરવાની વીરધ્વજને આજ્ઞા કરતો આવ્યો, એ સર્વ વૃત્તાંત સૈનિકો દ્વારા રૂપસુંદરીની દાસીના જાણવામાં આવ્યો હતો અને તેણે તે રૂપસુંદરીને જણાવ્યો હતો. એ વૃત્તાંત શ્રવણ કરતાં રૂપસુંદરીના મગજમાં એક નવીન કલ્પના સ્ફુરી. આ મુદ્રિકાનો ઉપયોગ આટલો વહેલો અને આવી અપૂર્વ રીતે કરવાનો સુયોગ પ્રાપ્ત થશે, એવી તો તેને કલ્પના પણ ન હતી. પરંતુ અત્યારે એ યોગ પ્રાપ્ત થયો ખરો. તેણે વિચાર્યું: 'આ મુદ્રિકા હું કોઇ માણસ સાથે વીરધ્વજ તરફ મોકલાવું. વીરધ્વજ તેને ઓળખતો હોવો જ જોઇએ. તે એ મુદ્રિકા પોતાની પ્રિયતમા તરફથી જ આવેલી છે એમ માની લેશે. તે સાથે તેને વિમળદેવી તરફથી એવો સંદેશો મોકલવો કે અહીં તેનું અગત્યનું કામ છે, માટે થોડાક સમયને માટે આવી જવું. વીરધ્વજ વીર પુરુષ છે, પોતાને ગુર્જરેશ્વર તરફથી સુપ્રત કરવામાં આવેલું કાર્ય કેટલી જોખમદારીનું છે એ તે સમજતો હોવો જ જોઇએ. તથાપિ એક યુવાન્ મનુષ્ય પોતાની પ્રિયતમાના સંદેશાને બીજા બધા કરતાં વિશેષ મહત્ત્વ આપ્યા સિવાય રહેશે નહિ. એના અહીં આવવાથી વિમળબા ઉપર તેનો કેટલો અપ્રિતમ પ્રેમ છે એ વિષયની વિમળબાને ખાત્રી કરાવી શકાશે અને તે મારી પણ શરમ રાખ્યા સિવાય પોતાના પ્રિયતમની ભારોભાર પ્રશંસા કર્યા કરતાં હતાં તે ભવિષ્યમાં બોલતાં બંધ થઇ જશે.' તેને તુરત જ એક શંકા ઉપસ્થિત થઇ 'પરંતુ પોતાના કર્તવ્યપાલનમાં વીરધ્વજે કરેલી ગફલતથી ગુર્જરેશ્વર તેના ઉપર રોષે ભરાશે તો? બનતાં સુધી બીજા કોઇને પણ વીરધ્વજની વિજય ટેકરી ઉપરની

ગેરહાજરીની જાણ થવા દેવી નહિ. એમ છતાં એ બિના ગુર્જરેશ્વરના જાણવામાં આવશે તો જોઇ લેવાશે. હું તેમને સમજાવી શકીશ. પરંતુ આ મુદ્રિકાનો ઉપયોગ કરવો અને વિમળબાને બોલતાં બંધ કરી દેવાં !'

ગમે તેમ તોયે રૂપસુંદરી સ્ત્રી જ હતી. આ મસ્કરીના ભયંકર પરિણામની તેણે દરકાર કરી નહિ. માત્ર વિમળદેવી સાથે તેણે કરવા ધારેલી શરતના જ વિચારથી તે વીરધ્વજ જેવા વીર પુરુષને કર્ત્તવ્યભ્રષ્ટ કરવાને તૈયાર બની. તેણે પોતાની દાસીને પોતાનો ઇરાદો જણાવ્યો. પરંતુ એ મુદ્રિકા લઇને વીરધ્વજની પાસે કોને મોકલવો એ વિચાર થઇ પડયો. થોડો સમય વિચાર કરીને રૂપસુંદરી બોલીઃ "આપણા પુરોહિત જ્ઞાનભટ્ટને મોકલીએ તો કેમ ?"

"પણ આ કામ બહુ નાજુક છે. તેમાં જ્ઞાનભટ્ટ જેવા મનુષ્યને યોજવો એ ઠીક નહિ." દાસીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

"હા, કામ તો નાજુક છે ખરૂં." રાણી બોલીઃ "પરંતુ એ તારા જેવી પાસે કિંવા કોઇ બીજા મનુષ્યની પાસે કરાવવું એ ઠીક નહિ. કેટલીક બાબતો એવી હોય છે કે એક ગાંડો અને મૂર્ખ મનુષ્ય જેવી ખૂબાથી તેને પાર ઉતારી શકે, તેવી સફાઇથી ગમે તેવો બુદ્ધિમાન્ મનુષ્ય પણ તે કાર્ય બજાવી શકતો નથી. વળી જ્ઞાનભટ્ટ મૂર્ખ છે ખરો, પરંતુ વિશ્વાસુ છે. એટલે તેની પાસેથી વાત બહાર પડવાની ભીતિ નહિ. જો આપણી યુક્તિ સફળ થાય અને વીરધ્વજ અહીં આવે તો ઠીક છે, નહિ તો બધું દાબ્યુંદુબ્યું રહેશે."

"ભલે, ત્યારે જેવી આપની મરજી." દાસીને પણ રૂપસુંદરીનો વિચાર યોગ્ય લાગવાથી તેણે અનુમતી પ્રકટ કરી.

તેમણે જ્ઞાનભટ્ટને બોલાવ્યો અને તેને કેટલીક સૂચના કરીને મુદ્રિકા સાથે રવાના કર્યો. જ્ઞાનભટ્ટે વીરધ્વજ પાસે જઇને શું કર્યું અને શું કહ્યું એ વાચકો જાણે છે.

રૂપસુંદરી તથા તેની દાસી જ્ઞાનભટ્ટના પ્રત્યાગમનની પ્રતિક્ષા કરી રહ્યાં હતાં. ધાર્યા કરતાં વધારે સમય થયેલો જોઇને રૂપસુંદરી બોલી: " હજી સુધી જ્ઞાનભટ્ટ કેમ ન આવ્યો ? "

" હવે તે આવવો જ જોઇએ. થોડા સમયમાં જ આવી પહોંચશે. " દાસીએ કહ્યું.

" કોણ ? " તે જ વેળાએ શિબિરમાં પ્રવેશ કરીને જ્ઞાનભટ્ટ બોલ્યો.

" બીજો વળી કોણ ? તું ! " દાસી બોલી.

" રામનૌમી ; " દાસીનું નામ રામલક્ષ્મી હતું. પરંતુ જ્ઞાનભટ્ટ તેને રામનૌમી કહેતો હતો. તેણે કહ્યું:—" રામનૌમી ! રાણીજીની રૂબરૂ તું મને તુંકારો કરે છે તેની ઝાઝી ચિંતા નહિ, પરંતુ જો ભૂલે ચૂકે અમારાં ધર્મપત્નીની હાજરીમાં તેં મને આજની માફક તુંકારો કર્યો છે તો તારી વાત તું જાણી ! જો એમ કરીશ તો હું તને રામનૌમીને બદલે શીતળા સાતમ કહીશ ! "

" ક્ષમા કરો, ભટ્ટજી મહારાજ ! ગમે તેમ તોએ અમે સ્ત્રી જાતિ ! અમારા દોષ પ્રત્યે આપ જેવા મહા પુરુષે જોવું ન ઘો ! " દાસી હાસ્ય કરતી બોલી.

" હં ! શીતળા સાતમની બિક લાગી ખરી ! વીરધ્વજ જેવો સિપાઇ બહાદુર પણ અમારાથી ડરી જાય તો તું તે કોણ માત્ર ? "

" પણ વીરધ્વજ ક્યાં છે ? " રૂપસુંદરીએ પ્રશ્ન કર્યો.

" મેં એને બહાર રાખ્યો છે."

" એ આવ્યો ખરો ? "

" આવ્યો ? અરે હું એને ખેંચી લાવ્યો ! "

" એટલે ? શું નહોતો આવતો ? "

" હા, એવું ખરૂં તો. એ સિપાઈ બહાદૂર ખંધો ભારે. તેના ઉપર **વિમળબાના** નામનાં એક પછી એક બાણ છોડવા માંડયાં, ધમકી પણ આપી, પેલી મુદ્રિકા બતાવી, **વિમળબાનો** સંદેશો કહ્યો. પણ જેનું નામ **વીરધ્વજ**, તે એવાં ફાસફુસીયાં બાણથી ડરી જાય ખરો ! છેવટે આપે યાદ કરાવેલી પેલી કડી હું બોલ્યો કે નરમ ઘેંસ જેવો બની ગયો. પછી વળી શું ? મારી આજ્ઞાને આધીન. મારી સાથે સાથે ચાલ્યો આવ્યો. પછી અહીં સુધી તેને લાવવામાં વધારે મહેનત પડી નથી. ફક્ત તેની સાથે ઉતાવળો ચાલવાને લીધે મારા પગ થાકી ગયા છે.

" પણ બધું કામ તો ચૂપકીદીથી થયું છે ને ? માર્ગમાં તમને કોઇએ જોયા તો નથી ને ? " રૂપસુંદરીએ પ્રશ્ન કર્યો.

" ના રે ના, રાણીજી ! બધે શૂમશૂમાકાર હતું; અને વળી હું તેને ટુંકે રસ્તેથી લાવેલો હોવાને લીધે કોઇએ અમને જોયાં નથી. મારા કામમાં ખામી આવે જ નહિ ! "

" વાહ, ભટ્ટજી ! કામ તો ભારે ચાલાકીથી બજાવ્યું છે ? " રાણીએ શાહબાસી આપી.

" રાણીજી ! તેનું ઇનામ પણ તેટલું જ ભારે આપવું પડશે ! "

" વારૂ વારૂ, ઇનામ પણ સારૂં જ આપીશ. તારે માથે બાંધવાનું નવધરૂં જોઇએ છે કે સોનાના કડાં અથવા ગળામાં પહેરવાને

કંઠી? જો તું કહે તો તારી સ્ત્રીને માટે સુંદર સાડી અને જરીની કાંચળી આપું." રાણીજીએ ઔદાર્ય દર્શાવ્યું.

"શું કહ્યું? મને નવઘરૂં, સોનાનાં કડાં અને કંઠી તથા અમારાં ધર્મપત્નીને સુંદર સાડી અને જરીની કાંચળી? એટલું તો તમે આપશો જ, એમાં નવાઈ નથી. પણ, રાણીજી! મારી એક વિનતિ છે." નાળીયેર માટે તેનું વૃક્ષ શોધવાને નિકળેલા લોભી બ્રાહ્મણની માફક જ્ઞાનભટ્ટજીનો લોભ પણ વધ્યો.

"શી વિનતિ છે?" રાણીએ પૂછ્યું.

"સાંભળો, બા! અત્યારે મહારાજાશ્રી અને આપ બન્ને જણાં તો અહીં બિરાજો છો. એટલે પંચાસરમાં આપનું રાજસિંહાસન ખાલી પડેલું છે. અર્થાત્ મારી વિનતિ એટલી છે કે મને તથા અમારાં ધર્મપત્નીને વાજતે ગાજતે નિશાન ડંકા સાથે પંચાસરમાં મોકલી આપો. રાજા થવાની મને બહુ જ હોંશ છે. આપની ગેર-હાજરી દરમિયાન હું અને અમારાં ધર્મપત્ની ગુજરેશ્વર અને આપના કરતાંએ રાજ્યની વ્યવસ્થા સારી રાખીશું. પછી જ્યારે આપ ત્યાં પધારશો ત્યારે સિંહાસન વિના આનાકાનીએ ખાલી કરી આપીશું." ભટ્ટજીએ વિનતિ કરી.

"જો મૂઓ! બોલતાં બોલતાં ફાટયો કે?" રૂપસુંદરી હસતી હસતી બોલી: "જા, નિકળ અહીંથી અને બેસ પેલા વીરધ્વજ પાસે. એ એકલો અમૂઝાતો હશે."

"રહ્યું ત્યારે. અમારો બોલ ગયો ને આપનો કોલ ગયો." એમ કહીને જ્ઞાનભટ્ટજી શિબિરની બહાર પસાર થઇ ગયા.

તેના ગયા બાદ રૂપસુંદરીએ રામલક્ષ્મીને કહ્યું: "જા, તું હવે વિમળ બેનને બોલાવી લાવ." રામલક્ષ્મી વિમળદેવીને બોલા-

વવા ગઈ. રૂપસુંદરી એકલી બેઠી બેઠી શિબિરના દ્વાર તરફ દૃષ્ટિ કરીને મનમાં વિચારવા લાગીઃ " વિમળબા ! હવે તમે મારી પાસે કદી પણ અભિમાન કરી શકો તેમ નથી. જૂઓ તમારા કાર્યદક્ષ સરદાર તમારૂં નામ શ્રવણ કરતાં જ પોતાના કર્તવ્યપાલનથી ભ્રષ્ટ થઈને તમારી પાસે દોડી આવ્યા છે ! વિમળબા ભોળાં છે. તે બધાંને પોતાના જેવાં સરલ જ માને છે. પરંતુ જ્યાં પ્રેમનો ઉદ્‌ભવ થાય છે ત્યાંથી સરલતા એકદમ પલાયન કરી જાય છે, એનો તેમને ક્યાં અનુભવ છે ? પણ વિમળબાને જોઈને મારાથી એકદમ હસી જવાશે તો ? ના ના, એમ તો ન કરવું. નહિ તો એ ચેતી જશે, અને તેમની મશ્કરી કરવા જતાં ઉલટી મારી જ હાંસી થશે. અહો ! એ તો આવ્યાં એ ખરાં ! "

વિમળદેવી રૂપસુંદરીના શિબિરમાં દાખલ થઈ. રૂપસુંદરીની મુખમુદ્રા પ્રફુલ્લ હતી. તેના વદન ઉપર સ્મિત પ્રસરી રહ્યું હતું. એ જોઈને વિમળદેવી બોલીઃ " અહો ! આજ તો ભાભી ખૂબ આનંદમાં આવી ગયેલાં દેખાય છે ? ખરૂં કહું તો અત્યાર સુધીમાં તો એક ઉંઘ પણ પૂરી થવા આવવી જોઈએ. હું પણ રામલક્ષ્મીએ મને બોલાવી ત્યારે સૂઈ ગઈ હતી. કેમ, આટલી મોડી રાત્રીએ એટલું બધું અગત્યનું કામ શું હતું ? "

" બ્હેનબા! તમને નિદ્રામાંથી જગાડવા પડયાં એ જાણીને મને દિલગીરી થાય છે. પણ મારી ખાત્રી છે કે જે કાર્ય માટે મેં તમને અહીં બોલાવ્યાં છે એ કાર્ય પૂર્ણ થયા પછી તમને એવી ગાઢ નિદ્રા આવી જશે કે એથી અધૂરી ઉંઘે જાગવાનો ખંગ વળી જશે. "

" પણ એવું તે શું કામ છે ? " વિમળદેવની જીજ્ઞાસા અને

આતુરતા વધવા લાગી.

"કહી દઉં? પણ ના બા! તમને કદાચ માઠું લાગે તો?"

"માઠું લાગે તો ભલે લાગે, પણ જે હોય તે એકદમ કહી નાખો."

"કહું છું હો! પણ જૂઓ, બ્હેન! આપણે જે શરત કરી હતી તેમાં તમે હારી જશો!" રૂપસુંદરીએ શરતનું સ્મરણ કરાવ્યું.

"ભાભી, ભાભી! હજી પણ ઠઠ્ઠા મશ્કરી પૂરી થઇ નથી કે શું? પુનઃ એનું એ જ! ભાભી! તમે ગમે તેમ માનતાં હો, પણ આવી મશ્કરીના અતિરેકથી એમાંનો આનંદનો ભાગ નાશ થઇ જાય છે અને કોઇ વાર તેનું વિપરિત પરિણામ આવી લાગે છે. મેં તમને સ્પષ્ટ કહ્યું હતું કે કશી પણ બાબતમાં શરત મારવાનું હું પસંદ કરતી નથી. તેમ છતાં પણ તમે કહો છો કે આપણે શરત કરી હતી. હવે તમને કહેવું પણ શું?"

"શું બોલ્યાં, બ્હેન! તમારી ચતુરાઈ તો તમારી જ પાસે છે. તમે નહોતાં કહેતાં કે સરદાર વીરધ્વજ અત્યંત કાર્યદક્ષ છે અને જ્યારે તે પોતાને સુપ્રત કરવામાં આવેલી લશ્કરી ફરજ ઉપર હોય ત્યારે તમારો પોતાનો વિચાર પણ તેને મોહમુગ્ધ બનાવી શકે તેમ નથી? એ માટે તમે તમારી મુદ્રિકા અને મેં મારા રત્નકંકણની શરત લગાવી હતી, એ પણ તમે ભૂલી ગયાં કે શું?"

"રાણીજી! તમે પોતે જ આમ બોલો છો, પછી મારે શું કહેવું? પણ તમારી આ દાસી રામલક્ષ્મીને જ પૂછી જૂઓ. એ શરતની વાત પહેલાં કોણે કાઢી હતી? મેં કે તમે? મારી મુદ્રિકા પણ તમે જ લઈ લીધી હતી. વળી તેજ વખતે મેં તમને જણાવી દીધું હતું કે મારા જેવી કુમારિકાએ એવી શરત લગાવવી તે કદી પણ યોગ્ય

નથી." વિમળદેવીએ એ સમયે બનેલી ઘટનાને યથાર્થ સ્વરૂપમાં રજુ કરી.

"પણ, વિમળબા! એ વખતે તમે **વીરધ્વજ**ની પ્રશંસા તો ઘણીજ કરતાં હતાં!" રામલક્ષ્મીએ ગોળગોળ જવાબ આપ્યો.

"જારે, મૂર્ખી!" વિમળદેવી બોલી: "એમની પ્રશંસા કરવામાં શી હાની હતી? તેમણે બતાવેલા પ્રરાક્રમથી તેમનું નામ ચોમેર ગાજી રહ્યું છે, તે પ્રમાણે મેં પણ તેમના પ્રરાક્રમને વખાણ્યું એથી શું થઈ ગયું! આવા સમયમાં આપણને શૂરવીર, રણદક્ષ પુરુષો અને તેમનાં પરાક્રમોની પ્રશંસા કરવા સિવાય વાર્તાલાપને માટે બીજો ઉત્તમ પ્રસંગ શો પ્રાપ્ત થાય તેમ હતો? અર્થાત્ એમાં મારો કશો પણ દોષ થયો હોય એમ મને લાગતું નથી."

"વારૂ વારૂ, એ તો જાણે સમજ્યાં! પણ બ્હેનબા! એક દિવસ આપના શિબિરમાં બેઠાં બેઠાં આપ પેલી કવિતા ગાતાં હતાં એ યાદ છે કે?"

"કઇ કવિતા?"

"સાંભળો, બા! મને એક ટુક યાદ રહી છે." રામલક્ષ્મી જે કડી જ્ઞાનભટ્ટે **વીરધ્વજ**ને સંભળાવી હતી તે યાદ કરતાં બોલી:-

"શિવમંદિરમાં હૃદયપટમાં સ્થાન આપ્યું હતું તે,
સ્મરણ કરીને ત્વરિત ગતિએ, દર્શ દો દીન જનને."

એ કડી પૂર્ણ કરતાં રામલક્ષ્મી હસી પડી.

પોતાનો હૃદગત્ વિચાર આ દાસીના જાણવામાં આવી ગયેલો જોઇને વિમળદેવી સ્હેજ શરમાઇ ગઇ, પરંતુ રોષપૂર્વક બોલી:— "ભાભી! આ ચલાવલી રામલક્ષ્મીનું આવું કથન શ્રવણ કરાવવાને માટે તમે મને અત્યારે મધ્યરાત્રીએ અહીં બોલાવી છે કે શું?"

રૂપસુંદરીને પણ રામલક્ષ્મીનું આ વર્તન પસંદ પડ્યું નહિ. તે બોલી ! " રામલક્ષ્મી ! મૂગી બેસી રહે ! કશું પણ બોલતા પહેલાં મોટા ન્હાનાનો ભેદ રાખવો જોઇએ. જા અહીંથી."

રામલક્ષ્મી ચાલી ગઈ. બાદ વિમળદેવીને ઉદ્દેશીને રૂપસુંદરી બોલી: " વિમળબા ! તમે પણ એટલાં બધાં ગુસ્સે કાં થયાં ? પરસ્પર હાંસી મશ્કરી કરવાનો આપણે કાંઈ આજેજ પ્રારંભ કરતાં નથી."

" એ ખરૂં, પણ આવી તે મશ્કરી હોય ? એની પણ હદ હોવી જોઇએ. "

" પણ એમાં અમે વિશેષ કશું પણ કર્યું નથી. " રાણી બોલી: " પહેરા ઉપર ફરજ બજાવતા એક શૂરવીર સૈનિકનું થોડોક સમય પોતાની નોકરી તરફ દુર્લક્ષ કરાવીને અહીં બોલાવ્યો; અથવા એમ કહોને કે એક સુંદર રમણીને પ્રસન્ન કરવાને માટે તે ચાલી ચલાવીને અહીં આવ્યો. એમાં ભારે શું થઇ ગયું ? ખરૂં કહું, વિમળબ્હેન ! પહેલાં તો એ નહોતો આવતો. પણ જ્ઞાનભદ્રે તમારૂં નામ લીધું કે ચૂપચાપ, અવાક્ષર પણ કાઢ્યા સિવાય તેની પાછળ પાછળ ચાલ્યો આવ્યો. "

" ભાભી ! આ તમે શું બોલો છો ? તમારી અને મારી યોગ્યતાનો તો વિચાર કરો. તમે ગુર્જરેશ્વરની પટ્ટરાણી અને હું તેમની બ્હેન, એ વસ્તુસ્થિતિને જરી ધ્યાનમાં લાવો. ખરૂં કહો આ બધી મજાકજ કરો છોને?ખરેખર તમે કહો છો એવો પ્રકાર તો બન્યો નથી ને?"

" વિમળબા ! તમે તમારી મુદ્રિકા હારી જશો, એ વિચારથી જો દિલગીર થતાં હોતો ન થશો. જરી પણ ન બ્હિશો તમારી મુદ્રિકા તમને પાછી આપી દેવામાં આવશે, પછી તો થયું ને ? મારાં લગ્ન થયાં અને હું પતિગૃહમાં આવી તે વખતે તમે શું શું બોલતાં હતાં તે ભૂલી ગયાં ? તમે મને કહેતાં હતાં ને કે ' તું તો મારા ભા-

ઇને ઘડીભર પણ અ્હીલો મૂકતી નથી !” અને વળી તમારા ભાઇને ઉદ્દેશીને પણ તમે બોલતાં હતાં કે ‘ શૂરવીર પુરુષ તે આખો દિવસ રણવાસમાં ભરાઇ રહેતો હશે ? સ્ત્રીના સુંદર મુખથી મોહ પામીને પોતાના રાજ્યકાર્ય તરફ બેદરકાર બની જતો હશે !’ આ તમારાં શબ્દો યાદ કરો. તમારૂં એ અભિમાન અત્યારે પૂર્ણપણે પલાયન થઇ જવાનું છે, સમજ્યા ને બા !”

“ ભાભી, ભાભી ! જ્યાં ગુર્જરેશ્વરનાં પટ્ટરાણી પોતાના આપ્ત-જનનું માનભંગ કરનારી મજાક કરવા લાગ્યાં છે ત્યાં મારા અભિ-માનને તો શું પરંતુ એ પટ્ટરાણીને મહારાણીપદ ઉપરથી ઉતરી જ-વાનો પ્રસંગ પણ તુરત જ આવશે, એ સ્મરણમાં રાખજો !”

“ આ બધો પ્રતાપ—બધો ગુસ્સો—શરતમાં મુદ્રિકા હારી જવાનો છે ! પણ અમારે તમારી એ મુદ્રિકા રાખવી નથી. જેને એ મુદ્રિ-કાની જરૂર હતી તેની પાસે તે છે. જો ત્યાં પણ રહેવા દેવી ન હોય તો ખુશીથી તમે પાછી માગી લેજો. ”

“ મારી જે વસ્તુની તમને જરૂર હોય તે આપવાની મેં કદી પણ આનાકાની કરી છે ખરી ? આવી એક તો શું પરંતુ સો મુદ્રિકા જવાનો મને શોક નથી, તેમ એથી ગુસ્સો પણ ચડવાનો સંભવ નથી. પરંતુ મારી એ મુદ્રિકાનો ઉપયોગ એક વીર પુરુષની કીર્તિને ધક્કો લગાડવામાં થાય તો એથી મને તો શું, પરંતુ આખા ગુર્જરરાષ્ટ્રને કલંક લાગવાનું ?”

“ અહો અહો ? અમારાં બ્હેનબાને એ સરદારની કીર્તિને માટે કેટલી બધી ચિંતા છે ? શું તમે એમ ધારો છો કે ગુર્જરેશ્વર પાસે મારૂં એટલું પણ વજન નહિ હોય ? જો કદાચિત્ આ મજાકથી ત-મારા સરદારને કશું પણ નુકસાન પહોંચવાનો સંભવ લાગશે તો હું

મારી લાગવગનો ઉપયોગ કરીને એમાંથી તેને બચાવી લઇશ. ગુર્જરેશ્વર દેખાવમાં સિંહસ્વરૂપી છે, પરંતુ એમના દિલમા દયા પુષ્કળ છે." રાણીએ ભવિષ્યને માટે નિશ્ચિંતતા દર્શાવી.

"ભાભી, ભાભી! તમે એમ માનવામાં મોટી ભૂલ કરો છો.! તમે આજ પાંચ પાંચ વર્ષ થયાં ગુર્જરેશ્વરના સહવાસમાં આવેલાં હોવા છતાં, તેમજ તેમને તમારા પ્રેમબંધનથી બાંધી લીધેલાં હોવા છતાં હજી તેમને પૂરેપૂરા ઓળખી શક્યાં લાગતાં નથી! સૈન્યકીય ફરજ અદા કરવામાં થયેલા દોષ માટે ગુર્જરેશ્વર તરફથી ક્ષમા મળવાનો સર્વથા અસંભવજ છે. માટે જો તમે કહો છો તે પ્રમાણે એ સરદારને અહીં બોલાવવામાં આવ્યા હોય તો કૃપા કરીને તેમને ત્વરાથી પુનઃ તેમના સ્થાન ઉપર રવાના કરી ઘો. હું તમારી પાસે ખોળો પાથરૂં છું; મેં આજ સુધીમાં તમને કશું પણ કહ્યુ હોય તો એ ભૂલી જાઓ, મને ક્ષમા કરો, પરંતુ મારી અને એમની આબરૂને કલંક ન લાગવા ઘો!" વિમળદેવીનો અવાજ ગળગળો બની ગયો. તેનાં નેત્રાપર અશ્રુબિંદુ તરી આવ્યાં.

એ જોઇ રૂપસુંદરી પણ સ્હેજ દિલગીર બની ગઇ; તે બોલી: "વિમળબા! દિલગીર શા માટે થાઓ છો ? જરી પણ ડર ન રાખો! બધું બરોબર પાર ઉતરી જશે. જો ખરૂં કહું તો હવે મને પણ એમ લાગે છે કે આ મેં ઠીક કર્યું નથી. જ્ઞાનભટ્ટ!"

"હાજર બા!" જ્ઞાનભટ્ટ શિબિરમાં પ્રવેશીને બોલ્યો.

"એ સરદાર ક્યાં છે?" રાણીએ પ્રશ્ન કર્યો.

"આપણી પડખેના શિબિરમાં?"

"હૈં!" રાણી સ્હેજ ચમકીને બોલી: "ત્યારે તો એણે આપણી બધી વાત સાંભળી હશે?" સ્હેજ ધીમેથી બોલી: "વિમળબા!

હવે શું કરીશું ?"

" કરવાનું બીજું શું ?" વિમળદેવીએ પણ મંદ સ્વરે કહ્યું: " તેમને અહીં બોલાવીને આપણા હાથે થયેલા દોષ માટે તેમની ક્ષમા માગવી."

" બરોબર છે, જ્ઞાનભદ્ર ! જા, તેમને અહીં મોકલ." જ્ઞાનભદ્ર બહાર ગયો એટલે તેણે વિમળદેવીને કહ્યું:

" બ્હેન ! તમેજ એને સમજાવજો. હું તેની પાસે કશું પણ બોલી શકીશ નહિ. મારાથી થઇ ગયેલી ભૂલ માટે મને બહુજ પશ્ચાત્તાપ થાય છે અને શરમ આવે છે." એમ કહીને તે વિમળદેવીના રોકવા છતાં અંદરના ખંડમાં ચાલી ગઇ.

વિમળદેવી વીરધ્વજને શિબિરમાં પ્રવેશતો જોઇને મંચક ઉપરથી ઊભી થઈ ગઇ અને તેની સામે આવીને બોલી: " તમે પડખેના શિબિરમાં હોવાથી બધું સાંભળ્યું તો હશેજ. એટલે એ બાબત વિશે ખુલાસો કરવાની જરૂર નથી. હવે માત્ર એટલીજ વિનતિ છે કે તમે તમારા પહેરા ઉપર જલ્દીથી હાજર થઈ જાઓ."

" હા, પણ—"

" પ્રશ્ન કરવાના કે તેનો ખુલાસો મેળવવાના નાદમાં પડયા સિવાય ત્વરાથી જાઓ !"

" હું પ્રશ્ન કરવા નથી માગતો. પણ આ આપની-" મુદ્રિકા બતાવતો વીરધ્વજ બોલ્યો.

" હવે એ મારી નહિ પણ તમારીજ છે એમ માની લ્યો." એમ કહીને વીરધ્વજે તેના હાથમાં ધરી રાખેલી મુદ્રિકા વિમળદેવીએ સ્વહસ્તે વીરધ્વજના જમણા હાથની અંગુલીમાં પહેરાવી અને કહ્યું: " જાઓ, પહેરા ઉપરની તમારી ગેરહાજરીની પ્રત્યેક ક્ષણ તમારી

કીર્ત્તિને કલંક આણુનારી હોવા છતાં પણ તમે શા માટે અહીં ઊભા રહ્યા છો ? ”

“ મારી કીર્ત્તિને કલંક તો મેં પહેરો છોડયો ત્યારથીજ લાગી ચૂકયું છે ! ” વીરધ્વજ બોલ્યોઃ “ જે અપરાધ મારાથી થઈ ગયો છે તેની શિક્ષાનો ભય રહ્યો નથી. હવે તો માત્ર આપને એક વિનતિ કરવાની છે. ”

“ આવું કથન તમને શોભતું નથી. હું તમને આર્જવતા પૂર્વક કહું છું કે તમે અહીં બિલકુલ સમય ન ગૂમાવતાં ચાલ્યા જાઓ. ઇશ્વર કરશે તો હજી પણ બધાં સારાં વાનાં થઈ રહેશે. ”

વિમળદેવીની આર્જવતા તરફ લક્ષ નહિ આપતાં વીરધ્વજ પોતાને કરવાની વિનતિ ચાલુ રાખતો કહેવા લાગ્યોઃ “ આપને મારી સેવાની કાંઇ જરૂર પડી હશે એવી ગેરસમજ થવાને લીધે હું કર્ત્તવ્યભ્રષ્ટ બનીને અહીં આવ્યો હતો. અલબત્ત આ કાર્ય સર્વથા ઉચિત થયું નથી, એ હું સમજું છું અને તે માટે આપની માફી માગું છું. પરંતુ તે સાથે ઇશ્વરસાક્ષીથી અંતઃકરણપૂર્વક જણાવું છું કે એમ કરવામાં કશી પણ કુકલ્પનાને મેં મારા હૃદયમાં લેશ પણ સ્થાન આપ્યું નથી. ”

“ સરદાર ! તમારે મારી ક્ષમા માગવાની જરૂરજ નથી. ક્ષમા તો મારે તમારી માગવી જોઇએ કેમકે મારા ખાતર તમે આ મોટા સંકટમાં આવી પડયા છો. બસ, હવે જાઓ–પધારો ! ”

“ હા, હું જાઉં છું. પણ આ આપની મુદ્રિકા–”

“ એ તમારી પાસેજ રહેવા દો. જ્યાં સુધી એ મુદ્રિકા તમારી પાસે હશે ત્યાં સુધી તમને મારૂં અને આજના પ્રસંગનું સ્મરણ રહ્યા

કરશો. હવે તમે પધારો–તમને તમારી પોતાની દરકાર ન હોય, તે પણ મારા ખાતર જાઓ–તમારી કીર્ત્તિ અને જીવનની રક્ષા કરો !' સ્નેહ અને માયા ભરી નજરે પોતાના પ્રિયતમના મુખચંદ્રમાંથી ઝરતાં અમૃતનું પાન કરતી વિમળદેવી બોલી.

" જાઉં છું, પ્રિય–દેવી ! મારા પ્રત્યેની આપની માયાભરી લાગણીને સ્થાન આપતો વિદાય થાઉં છું. આ જીવનનું મુખ્ય કર્તવ્ય આજે પૂર્ણ થયું છે–આપની મુદ્રિકાએ મને સ્વર્ગીય સુખનો અનુભવ કરાવ્યો છે. " એમ કહેતો વીરધ્વજ વિમળદેવી તરફ એક પ્રેમભરી દ્રષ્ટિ કરીને ત્વરિત ગતિએ પસાર થઈ ગયો.

તેજ પળે રૂપસુંદરી બહાર નિકળી અને ખડખડાટ હસતી, વિમળદેવીને પોતાના વક્ષસ્થળમાં દબાવતી બોલી ઉઠી: " વાહરે નણંદબા ! સરદારને સ્વર્ગીય સુખનો અનુભવ કરાવ્યો ખરો ! "

---

## પ્રકરણ ૨૦ મું.

---

### વિજયધ્વજનો ધ્વંસ !

વીરધ્વજ ઉતાવળો ઉતાવળો વિજયટેકરી તરફ જવા લાગ્યો. માર્ગમાં ચાલતાં એક વખત પણ તેણે પોતાના સિંહનો અવાજ સાંભળ્યો નહિ. એ ઉપરથી વિચાર્યું કે ટેકરી ઉપર કશો પણ અમંગળ સૂચક બનાવ બનવા પામ્યો નહિ હોય ! એ વિચારથી આનંદિત વદને તે આગળ વધવા લાગ્યો. આ પ્રસંગ નિર્વિઘ્નપણે પાર ઉતરી ગયો અને પોતાની કર્ત્તવ્યપરાંગ-

સુખતાની હકીકત ગુર્જરેશ્વરના કર્ણ પર જવાનો સંભવ ન રહ્યો, એ માટે તે મનમાં ને મનમાં ભગવાન્ વ્યાસનારાયણનો આભાર માનવા લાગ્યો. પરંતુ જાણે વ્યાસનારાયણ એ આભારદર્શનનો સ્વીકાર કરવાને અચકાતા હોય એ પ્રમાણે વિજયટેકરીની તળેટી પાસે આવી પહોંચતાં તેની ડાબી આંખ ફરકવા લાગી. એક ચિબરી ભયોત્પાદક ચિત્કાર કરતી પાંખોનો ફડફડાટ કરવા લાગી. વીરધ્વજનું આખું અંગ ધ્રુજવા લાગ્યું. અનેક પ્રકારની અપ સૂચક કલ્પનાઓ તેના મનમાં ઉત્પન્ન થઈ ગઇ. તે શ્વાસભેર દોડતો દોડતો ટેકરી ઉપર ચડી ગયો. ટેકરી ઉપર જઇને જૂએ છે તો ગુર્જરેશ્વરનો વિજયધ્વજ કે પોતાનો શ્વાન એમાંથી એક પણ જણાયું નહિ. આટલું પણ તેના હૃદયને ભગ્ન બનાવવાને માટે પૂરતું હતું. તે આમતેમ જોવા લાગ્યો. એક સ્થળે ધ્વજનો દંડ ભગ્નાવસ્થામાં જમીન ઉપર પડેલો હતો. નિશાનનું રેશમી કાપડ ગૂમ થયેલું લાગતું હતું. તે દંડની પાસે તેનો શ્વાન પણ બેશુદ્ધ અવસ્થામાં ઢળી પડેલો હતો વીરધ્વજ નીચે બેસી ગયો, શ્વાન તરફ નજર કરતાં તેની પીઠ ઉપર તિક્ષ્ણ ધારવાળા શસ્ત્રથી મોટો આઘાત થયેલો જણાયો. એ જખમમાંથી વહેતું લોહી જમીન ઉપર થીજી ગયું હતું. પોતાના વિશ્વાસુ અને નિમકહલાલ શ્વાનની આ દશા જોતાં વીરધ્વજને તમર આવી ગયાં. તેણે મૃત્યુદેવને પોતાની સમીપમાં ઊભેલો કલ્પી લીધો.

વીરધ્વજની શારીરિક અને માનસિક અવસ્થાનું વર્ણન કરતાં પહેલાં તેની ગેરહાજરી દરમિયાન વિજયટેકરી ઉપર બની ગયેલી ઘટનાનું શાબ્દિક ચિત્ર આલેખવાનો અમે પ્રયત્ન કરીશું. અમે પ્રાંજલતાપૂર્વક સ્વીકાર કરી લઇએ છીએ કે એ સમયે તેના શ્વાને બતાવેલી વફાદારી અને બહાદૂરીનું યથાસાંગ

બ્યાન કરવાને અમે અસમર્થ છીએ. માટે તેના સંબંધમાં તો એટલું જ કહીને બંધ રહીશું કે તેણે સ્વામીની આજ્ઞાનું પાલન કરવાને માટે જે શ્રમ ઉઠાવ્યો હતો તે અવર્ણનીય જ હતો.

વીરધ્વજ જ્ઞાનભટ્ટ સાથે રાણીજીના શિબિર તરફ જવાને વિદાય થયો ત્યારપછી તેનો શ્વાન તેની આજ્ઞા મુજબ વિજયધ્વજની આસપાસ પહેરો ભર્યા કરતો હતો. જ્યારે વીરધ્વજ ટેકરીથી દૂર ગયો હશે તે વખતે કચ્છાધીશ, તેમનો સરદાર લાખોજી અને ગુહાદિત્ય, એ ત્રણ જણા ટેકરીની તળેટીમાં એ વૃક્ષની પાસે સંતાઇ રહ્યા હતા ત્યાંથી બહાર નિકળ્યા. વિજયટેકરી ઉપરથી કચ્છાધીશ પોતાના માણસો સાથે નિકળ્યો, ત્યારથી જ પોતાને મળેલી નિષ્ફળતા અને થએલા અપમાનનું વૈર લેવાની ધૂન તેના મનમાં સળગી રહી હતી. ગુહાદિત્ય તેના હૃદયનો પાર પામી ગયો હતો. લાખાજીરાજને પણ જયશિખરી ઉપર પુષ્કળ ક્રોધ ચડ્યો હતો. ગુહાદિત્યે આ વસ્તુસ્થિતિનો લાભ લઇને કચ્છાધીશના શિબિરમાં ગયા બાદ તેને તથા લાખાજીરાજને ખૂબ ચડાવ્યા. તેમણે રાત્રીએ વિજયટેકરી ઉપર જઇને ગુર્જરેશ્વરના વિજયધ્વજને ધ્વંસ કરવાનો તથા એ રીતે પોતાના અપમાનનો અમુક અંશે બદલો લેવાનો વિચાર કર્યો. પરંતુ આ કાર્ય તેમણે ગુપચૂપ કરવાનો ઇરાદો રાખ્યો હતો; કેમકે ગુર્જરેશ્વરની સાથે જાહેર વિરોધ કરવાને તેઓ તૈયાર ન હતા. ગુર્જરેશ્વરે પોતાના નિશાનનું રક્ષણ કરવાને કોઇને રાખ્યો હશે એવી તો તેમને કલ્પના પણ થઈ ન હતી. પરંતુ જ્યારે તેઓ વિજયટેકરી પાસે પહોંચ્યા ત્યારે નિશાન પાસે એક મનુષ્યને ઊભેલો જોયો. ચંદ્રના પ્રકાશમાં ગુહાદિત્ય તેને ઓળખી ગયો કે તે વીરધ્વજ છે! તે અચકી ગયો અને બોલ્યો:—" આ વીરધ્વજની હાજરીમાં આપણું કાર્ય સિદ્ધ કરવાનું કઠણ છે!

" એમાં શી હરકત છે ? આપણે ત્રણ છીએ, તેમને એ એકલો શું કરી શકવાનો છે ? " લાખાજીરાજે તુચ્છતાપૂર્વક કહ્યું

" એણે ફક્ત બે હજાર માણસો સાથે બૌદ્ધોના બે લાખ માણસો સામે શું કર્યું હતું તેનો વિચાર કરો, એટલે આપણા ત્રણની સામે તે શું કરી શકે તેમ છે એનો ખ્યાલ તમને આવી શકશે. વળી એ એકલો નહિજ હોય. કેમકે તેની સાથે તેનો શિકારી કૂત્રો પણ હશે. "

" એ ખરૂં છે. " કચ્છાધીશે ગુહાદિત્યના કથનને ટેકો આપતાં કહ્યું: " પણ ત્યારે હવે આપણે શું કરીશું ? અહીં સુધી આટલી રાત્રીએ આવ્યાનો શ્રમ અફળ જશે ? "

" ના ના, એમ તો નહિ. " ગુહાદિત્ય વિચાર કરતો બોલ્યો: ' હું ધારૂં છું કે આપણે અહીં સંતાઇ રહેવું. પાછલી રાત્રીએ તેને કદાચ ઝોકું આવી જાય અને તે નિદ્રાધીન બની જાય તો એ સમયે આપણે આપણું કાર્ય સિદ્ધ કરી લેવું. કદાચ તેમ ન બનવા પામે તો પણ સૂર્યોદય થયા પછી તે અહીં રોકાશે નહિ. એ વખતે તે અહીંથી વિદાય થાય કે તુરત આપણે ગુર્જરેશ્વરના ધ્વજનો ધ્વંસ કરીને ટેકરીની પાછલી બાજૂ તરફ પલાયન કરી જવું. એ દિશા તરફ સર્વત્ર ઉજ્જડ હોવાથી કોઈ આપણને જોઈ શકશે નહિ. કદાચ જૂએ તો પણ આપણે આખા શરીરને શ્યામ વસ્ત્રવડે ઢાંકેલું હોવાથી તેમજ મ્હોંને પણ બુકાનીવડે બાંધી લીધેલ હોવાથી ઓળખી શકે તેમ નથી. એમ કરતાંએ આપણને આપણા યત્નમાં સફળતા ન મળે તો કાલે પુનઃ પ્રયત્ન કરીશું. પરંતુ આ માણસની હાજરીમાં તો નહિજ."

ગુહાદિત્યની સલાહ કચ્છાધીશ અને લાખાજીરાજ બન્નેને પસંદ પડી અને તેઓ એક વૃક્ષની પાછળ છૂપાઇ રહ્યા. થોડી વારે જ્ઞાનભટ્ટને

તેમણે આવતો જોયો. જ્ઞાનભદ્ર સાથે વીરધ્વજ વિજય ટેકરી ઉપરથી નીચે ઉતરીને જતો જણાયો. એ બન્ને જણા દૂર દૂર શિબિરના સમુહમાં અદ્રશ્ય બની ગયા એટલે આ ત્રણ નિશાચરો વૃક્ષની પાછળથી બહાર નિકળીને ધીમે પગલે વિજયટેકરી ઉપર ચડવા લાગ્યા. તેઓ વીરધ્વજના સિંહની દૃષ્ટિએ પડતાં જ સિંહ ઘુરક્યો અને તેમની સામે ધસતો ભસવા લાગ્યો. પરંતુ તે એ નિશાચરોને કશી પણ ઈજા પહોંચાડી શકે તે પહેલાં જ પોતાની સમીપમાં તેને આવેલો જોઈને ગુલાદિત્યે નીચા નમીને તેની પીઠમાં કટાર ખોસી દીધો. બીચારૂં અવાચક પ્રાણી કટારના જખમથી ધબ લઇને જમીન ઉપર પડી ગયું. નિષ્કંટક બનેલા નિશાચરોએ વિજયધ્વજનું કપડું ઉતરડીને લઈ લીધું તથા દંડને જમીનમાંથી ખેંચી કાઢી તેનો ધ્વંસ કરીને ફેંકી દીધો; અને જેવી રીતે આવ્યા હતા તેવી જ રીતે તેઓ પસાર થઇ ગયા. તેમના કૃત્યને નિહાળનાર માત્ર એક શ્વાન સિવાય બીજું કોઇ જ નહતું. પરંતુ તેને વાચા નહતી કે તે તેમનું નામ આપી શકે. જો કે વાચા કરતાંયે તેની ઘ્રાણેન્દ્રિય અતિ તીવ્ર હતી. પરંતુ તેને જખમ થયેલો હોવાથી બનેલી નિર્બળ અવસ્થાને લીધે તે ઘ્રાણેન્દ્રિયનો પણ તે અત્યારે ઉપયોગ કરી શકે તેમ નહતું.

પોતાના શ્વાનની થયેલી દુર્દશા અને વિજયધ્વજનો થયેલો ધ્વંશ જોતાં વીરધ્વજ એકદમ શ્વાન પાસે બેસી ગયો ભાવિભયની કલ્પના કરી લેતાં તેને વાર લાગી નહિ. બધો આરોપ પોતાના ઉપર જ આવવાનો એવી તેની ખાત્રી થઇ ચૂકી હતી. તે ક્ષણભર સિંહ સામે તો ક્ષણભર પેલા ભાંગેલા દંડ સામે જોતો બોલ્યો: "હર હર! દુર્દૈવ આખરે ફરી વળ્યું! પ્રિયતમા વિમળના કથન મુજબ મારી પ્રતિજ્ઞા આજન્મ પર્યંત કલંકિત બની ગઈ! સિંહ!

વિશ્વાસુ સિંહ! હું કલંકિત બન્યો અને તું જખમી થયો! પરંતુ તું વફાદાર ખરો! અહા! તારા શરીરમાંથી પુષ્કળ રક્ત વહી ગયું જણાય છે. તારા જેવા ગરિબ, વફાદાર અને નિરપરાધી અવાચક જનાવર ઉપર શસ્ત્રપ્રહાર કરનાર પણ કોઇ બહાદૂર હોવો જોઇએ! સિંહ! બચ્ચા! તારી અને મારી સ્થિતિમાં આ સમયે બદલો કરી શકાય એમ છે ખરૂં? જો એ પ્રમાણે બની શકે તેમ હોત તો હું મને ધન્ય માનત, મારા શૌર્યની અત્યંત પ્રશંસા થાત, આજ સ્થળે મારા નામનો સ્મારક સ્તંભ ઊભો કરવામાં આવત, જેમના જાણવામાં આ હકીકત આવત એ તમામ મારે માટે દિલગીર થાત અને મારી કીર્તિ અજરામર બનત! પણ સિંહ! તારી દયા કોને આવે તેમ છે? તારી સ્થિતિ ઉપરથી જણાઇ આવે છે કે તેં તારૂં કર્ત્તવ્ય તથા તારા ઉપર મૂકેલા વિશ્વાસનું યથાર્થ પાલન કરેલું હોવું જોઇએ. તારી એ કૃતિ જોઇને મોટા વીર પુરુષોએ પણ મસ્તક નીચું નમાવી દેવું જોઇએ. પરંતુ મનુષ્યજાતિ મહાન્ મત્સરી અને અભિમાની છે. અવાચક જનાવરની કર્ત્તવ્યદક્ષતાની પ્રશંસા કરવાને બદલે પ્રસંગવિશેષે તારા કર્ત્તવ્યપાલનને આધારે પોતાનું મહત્ત્વ પ્રસ્થાપિત કરવાનો યત્ન કરવાને પણ તે ચૂકે તેમ નથી! હાય, સિંહ! શું તું તારા સ્વામીને છોડીને ઇહલોકમાંથી વિદાય જ થઇશ! અરે, અરે! સ્વતઃ કર્ત્તવ્યપરાઙ્મુખ બનીને, મેં તારા જેવા વફાદાર મિત્ર અને નિમકહલાલ સેવકના જીવને જોખમમાં નાંખ્યો છે. એ મહદ્ પાપનું કશું પણ પ્રાયશ્ચિત્ત હોઇ શકે ખરૂં? હાય, સિંહ! સિંહ! જે વેળાએ આખું જગત્ મારી સામે ઉઠનાર છે-મારો તિરસ્કાર કરનાર છે, તે વેળાએ શું તું પણ મારા જેવા કર્ત્તવ્યભ્રષ્ટ મનુષ્યનો ત્યાગ કરવાને ઇચ્છે છે? પણ આ શું? તારી પીઠમાં કટાર

ખૂંચી ગયેલી જણાય છે. અહો ! જખમ લગભગ બે ત્રણ તસુ ઊંડો ગયો જણાય છે !" એમ કહેતાં તેણે પેલી કટાર શ્વાનની પીઠમાંથી ખેંચી કાઢી. એથી થયેલી પીડાને લીધે શ્વાનના મુખમાંથી આર્દ્રતા ભર્યો ચિત્કાર નિકળી ગયો. એ શ્રવણ કરતો વીરધ્વજ બોલ્યોઃ "બાપુ ! સર્વે દુઃખ સહન કરવાને હું તૈયાર છુંઃ આ ગુન્હાને માટે શૂળીએ ચડવું પડે તો એથી પણ મને વિશેષ કષ્ટ માલૂમ પડનાર નથી. પરંતુ તારો આ ચિત્કાર મારાથી શ્રવણ થઇ શકતો નથી, નેત્રોમાંથી તારાં ટપકતાં અશ્રુબિંદુને હું જોઇ શકતો નથી. હે પ્રભુ ! મારા સિંહને બચાવો ! મને મારા જીવનની દરકાર નથી. માત્ર મારૂં આ નિમકહલાલ પ્રાણી જીવન્ત રહેશે તોપણ મને સંતોષ થશે. શું મારી એ વિનતિનો સ્વીકાર નહિ જ થાય ? મારા શ્વાનનું રક્ષણ કોઈ પણ ઉપાયે નહિ થાય ?" વીરધ્વજ હૃયકર જોડીને એકી દૃષ્ટિએ આકાશ તરફ જોઇ રહ્યો.

## પ્રકરણ ૨૧ મું.

### જીવન કે મૃત્યુ?

"થશે તમારા સિંહના જીવનનું રક્ષણ અવસ્ય થશે !" જાણે પ્રભુએ નિરાશ બનેલાનો સ્વીકાર કરીને પોતાના પાર્ષદને સહાય કરવાને માટે મોકલી આપ્યો હોય તે પ્રમાણે એક વ્યક્તિએ આવીને કહ્યું.

વીરધ્વજ એ અવાજ શ્રવણ કરીને ચમકયો. ચંદ્રદેવ ક્ષિતિ-

જમાં ડૂબી જતા હતા. રાજ્યવિપ્લવ સમયે કોઇ પણ દેશમાં જેવો અંધકાર પ્રસરી રહે છે તે પ્રમાણે ચંદ્રદેવના આથમતા અને સૂર્ય-દેવના ઉગતા રાજ્યકાળ વચ્ચેના આ સમયમાં સર્વત્ર અંધકાર ભાસતો હતો. અંધકારને લીધે આગંતુક વ્યક્તિનું મુખ વીરધ્વજ જોઈ શકતો નહતો. પરંતુ તે વ્યક્તિનો સ્વર તેના કર્ણને પરિચિત હતો. એટલે તેને ઓળખી જતાં વાર લાગી નહિ. તે સમજી ગયો કે આ વ્યક્તિ બૌદ્ધ સમ્રાટના રાજવૈદ રસેશાચાર્ય પોતે જ છે. પરંતુ પોતાને આવી સ્થિતિમાં શત્રુ પક્ષની એક વ્યક્તિએ જોયાથી તેના મનને ખેદ થયો. તે એક દિર્ઘ નિઃશ્વાસ છોડતો ગણગણ્યોઃ "વીર-ધ્વજ! તું કોણ અને આ તારી શી સ્થિતિ? હાય! તારી દુર્દશા અત્યારે મૂર્તિમંત બનીને તારી સામે ઊભી છે. હે પ્રભુ! આ કરતાં તેં મને મોત આપ્યું હોત તો હું તારો અત્યંત ઉપકાર માનત. પરંતુ નહિ, તું કેવળ નિષ્ઠુર જ છે. દયાનો અંશ મારામાં લેશ પણ નથી. હા, તું ન્યાયી કહેવાય છે ખરો. પરંતુ તારી ન્યાયવૃત્તિમાં કેવળ ક્રૂરતાનું જ દર્શન થાય છે!—"

"નહિ, સરદાર! પ્રભુને દોષ ન ઘો. પ્રભુ નિર્વિકલ્પ છે. એ માત્ર દષ્ટા જ છે. પરંતુ એ સામાન્ય પ્રકારનો દષ્ટા નથી. આનંદના પ્રસંગથી તે હર્ષિત બની જતો નથી કે દિલગીરીનો પ્રસંગ જોઈને રોમાંચને અનુભવતો નથી. એથીજ તેને 'સર્વ સ્થિતિમાં સમાન' એવું બિરૂદ શાસ્ત્રકારોએ આપ્યું છે. તમારો ન્યાય કરનાર પ્રભુ નથી પરંતુ તમારૂં હૃદય પોતે જ છે. જો સ્વર્ગમાં જવાથી તમને આનંદ થતો ન હોય તો પરમેશ્વર તમને સ્વર્ગમાં સ્થાન આપે તો પણ તમારા મનથી એ નિરર્થક છે. હું તમને એક સાદો દષ્ટાંત આપીશ. એક ગુન્હેગારને ન્યાયાધીશ કારાગૃહનિવાસની શિક્ષા કરે

છે. એ શિક્ષાના શ્રવણથી એ ગુન્હેગારને શોક થતો નથી કિંતુ કારાગૃહનિવાસમાં રહેલા કષ્ટનો વિચાર ઉદ્ભવતાં તેને દુઃખ થાય છે. જો કારાગૃહમાં દુઃખ હશે કે સુખ તેની તેને કલ્પના જ ન હોય, તો એ બાબતનો વિચાર તેના હૃદયમાં ઉદ્ભવવાનો સંભવ જ નથી, અને તો પછી એ શિક્ષાથી તેને જરી પણ ક્લેશ થતો નથી. એથી જ આપણા શાસ્ત્રકારોએ સંકટને સમયે ધૈર્ય ધારણ કરવાની આજ્ઞા કરી છે. ધૈર્ય એ સંકટની સામે અકાયટ ઢાલ રૂપ છે."

"વૈદ્યરાજ! આપનું એ તત્ત્વજ્ઞાન નિર્વિવાદિતપણે સ્વીકારણીય છેઃ પરંતુ શોક અને પ્રતિષ્ઠાને લાગેલા કલંકના વિચારરૂપી શસ્ત્રોના આઘાતથી વિદીર્ણ બનેલું મારૂં હૃદય આપના ઉપદેશને કિંવા ધૈર્યને ધારણ કરવાને સર્વથા અસમર્થ જ છે. વારૂ, પણ અત્યારે અને આ રથળે આપ ક્યાંથી અને શા કારણ અર્થે?"

"એક ગ્રંથમાં મારા વાંચવામાં આવ્યું છે કે ખેતરમાં હળ ફેરવતી વેળાએ બળદની અને રેતીના રણમાં પ્રવાસ કરતી. વેળાએ ઉંટની સહાય લેવી જોઇએ. તદ્વત્ જખમને રૂઝાવવાના પ્રસંગે કુશળ વૈદ્યનું જ કામ, શૂરા સૈનિકનું નહિ." રસેશાચાર્યે પોતાના આગમનની આવશ્યકતા દર્શાવી.

"વૈદ્યરાજ! અહીં તો મારા શ્વાનને જખમ થયો છે. આપ જેવા પવિત્ર અને નૈષ્ટિક બ્રાહ્મણ તેને સ્પર્શ કરવાનું પણ પસંદ નહિ કરો."

"સત્ય છે, નૈષ્ટિક બ્રાહ્મણો શ્વાનનો સ્પર્શ કરવાનું પસંદ કરતા નથી. પરંતુ મારી પાસે તો વૈદ્યક્રિયાના સંબંધમાં એકાદું ક્ષુદ્ર પશુ કિંવા બલાઢ્ય રાજા આવે તો પણ એ બન્ને સરખાંજ છે!

માટે લાવો તમારા શ્વાનને તેનો જખમ તપાસ્યા પછી તેને આરામ થઇ શકશે કે નહિ એ હું કહી શકીશ.”

વૈદ્યરાજે જમીનપર બેસી જઇને શ્વાનનો જખમ બારિકપણે તપાસી જોયો. પછી પુનઃ તે બોલ્યાઃ “વીરધ્વજ! આ શ્વાનને લાગેલો ઘા રૂઝાઈ જઇ શકે એવો જણાય છે. પરંતુ તેને થોડાક દિવસ મારી પાસે રાખવો પડશે; અને હું આજે જ અમારી છાવણી તરફ વિદાય થનાર હોવાથી તેને મારી સાથે લઇ જવો પડશે. જો તમને મારા ઉપર વિશ્વાસ હોય તો એ શ્વાન મને આપો.”

“વાહ! એમાં અણવિશ્વાસ આણવાનું કારણ જ શું છે?” સિંહને આરામ થવાની આશાથી મનમાં સ્હેજ આનંદ પામતો વીરધ્વજ બોલ્યોઃ “આપ તેને ખુશીથી આપની સાથે લઇ જાઓ અને જો તેને આરામ થાય તો તે આપનો જ છે એમ સમજજો. આપે મારા નોકરને રોગમુક્ત બનાવીને મારા ઉપર જે મહદ્ ઉપકાર કર્યો છે તે ફેડવાને માટે મારા પાસે આ વફાદાર શ્વાન સિવાય બીજું કાંઈજ નથી. વળી ભવિષ્યમાં આ શ્વાનની મને જરૂર પડે એમ પણ નથી. મારા ગુન્હા બદલ મને થનારી દેહાન્તદંડની શિક્ષાને પરિણામે મારા વિના એ બિચારાની દુર્દશા થશે. એ કરતાં જો અગાઉથી જ આપને તેની સુપ્રત કરવામાં આવી હોય તો આપની પાસે તે સુખી થાય!”

“વારૂ, લક્ષ્મણ! આ કૂતરાને સંભાળીને આપણા શિબિર પર લઈ જા અને ત્યાં તેનો જખમ ધોઇ નાખીને એકદમ પાટો બાંધી દે.” રસેશાચાર્ય પોતાની પાછળ દૃષ્ટિ કરીને બોલ્યા.

દૂર ઉભેલો તેમનો નોકર નજીક આવ્યો અને તે સંભાળ પૂર્વક કૂતરાને ઉચકવા લાગ્યો. એ અવાચક પ્રાણી પોતાના સ્વામીથી વિખૂટા

પડવાનો સમય ચેતી ગયું* હતું. તેનો નિસ્તેજ ચ્હેરો શોકાન્વિત બની ગયો. તેની સામે જોઇને વીરધ્વજ બોલ્યોઃ "સિંહ! આજે તારી અને મારી છેવટની ભેટ છે એમ જ સમજજે. જા-તારા જેવા નિમકહલાલ પ્રાણીએ મારા જેવા વચનભ્રષ્ટની સાથે રહેવું એ યોગ્ય નથી! વૈદ્યરાજ! કર્ત્તવ્યભ્રષ્ટ માલિકની સેવા બજાવતાં મરણને પત કરનાર આ કૂતરો તેના માલિક કરતાં પણ અતિ ઉચ્ચ પદને પ્રાપ્ત થયો છે." કૂતરાના શરીરપર પ્રેમ પૂર્વક હાથ ફેરવતો બોલ્યોઃ "બચ્ચા! જા-ઉદાસ બનીને મારી સામે જોયા ન કર. મને નિષ્ઠુર ન સમજીશ. મારા ચારિત્ર્યનો આજે અંત આવ્યો છે. આજનો સૂર્ય અસ્ત પામતાં પહેલાં આ જગતમાંથી કદાચ હું કાયમને માટે વિદાય થઈ ગયો હોઇશ. તું કદાચિત્ મારી પહેલાં જ વિદાય થઇ ગયો હોત. પરંતુ આ પરોપકારી વૈદ્યરાજ તારી વ્હારે આવી ચડયા છે. તેઓ તારી પીઠ ઉપર લાગેલા જખમને રૂઝવશે. પરંતુ મારા અંતઃકરણમાં થયેલા આઘાતને રૂઝવવાનું કામ તેમની શક્તિ બહારનું છે. જા- બચ્ચા! જા."

લક્ષ્મણ કૂતરાને ઉચકીને લઇ ગયો. તેના જવા બાદ રસેશાચાર્ય બોલ્યાઃ "વીરધ્વજ! તમારો જખમ પણ રૂઝાઈ શકે તેમ છે. માત્ર ધીરા થઇને તે નિઃસંકોચપણે સ્પષ્ટતાપૂર્વક મને દર્શાવો અને પછી જે ઔષધ હું આપું તે લેવાને તૈયાર થાઓ. બૌદ્ધ સમ્રાટના સરદાર ગિરિદેવ તમારા મિત્ર છે; અને ગિરિદેવ તથા હું પરસ્પર એવા ગાઢ મૈત્રી સંબંધથી જોડાયેલા છીએ કે અમે બાહ્યતઃ જ જુદા દેખાઇએ છીએ, જ્યારે અમારો અંતરાત્મા એક જ છે. અર્થાત્ તમે મારા મિત્રના મિત્ર હોવાથી તમારા ઉપર કશું પણ સંકટ આવી પડતાં તમને સહાય કરવી એ મારું કર્તવ્ય છે."

"આપની ઇચ્છા જ છે તો જણાવવાને મને હરકત નથી." **વીરધ્વજ** બોલ્યો: "ગત રાત્રીએ ગુર્જરેશ્વરનો વિજયધ્વજ અહીં ફરકતો હતો. તેનું રક્ષણ કરવાની કામગીરી મને સુપ્રત થઈ હતી. અત્યારે અરૂણોદયનો સમય થઇ ગયો છે. વિજયધ્વજનું કપડું ચોરાઇ ગયું છે. તેનો દંડ ભગ્નાવસ્થામાં અહીં પડેલો છે, અને એ નિહાળવાને માટે હું અદ્યાપિ જીવન્ત છું!"

"પણ એમ બને જ કેવી રીતે? તમારાં વસ્ત્રો અવ્યવસ્થિત જણાતાં નથી. તમારી સમશેર ઉપર રક્તનો ડાઘ પણ દેખાતો નથી. વળી તમે સામાન્ય પ્રતિના સરદાર હોવા છતાં મોટા મોટા વીર યોદ્ધામાં તમારી ગણના થાય છે! એમ હોવા છતાં આમ બન્યું શી રીતે? તમારી હાજરીમાં વિજયધ્વજનો ધ્વંસ થઇ શકે જ નહિં."

"હા, પરંતુ હું તે વખતે અહીં હાજર ન હતો." **વીરધ્વજ** એક દિર્ઘ નિઃશ્વાસ છોડતો બોલ્યો.

"તમે હાજર ન હતા?" રસેશાચાર્યે આશ્ચર્યચકિત વદને કહ્યું: "તમે હમણાંજ કહ્યું કે વિજયધ્વજનું રક્ષણ કરવાનું કામ તમને સુપ્રત થયું હતું. તો પછી એ કાર્યનો ત્યાગ કરીને તમે કેવી રીતે જઇ શકો?"

"વૈદ્યરાજ! ભવિષ્યના ભેદનો પાર કોઇ પામી શકતું નથી. પ્રારબ્ધમાં માંડેલું હોય તે થયા સિવાય રહેતું નથી. અર્થાત્ પ્રારબ્ધને વશ બનીને મારે થોડો સમય અહીંથી ગેરહાજર રહેવું પડ્યું હતું."

"સમજ્યો, પણ તમે ક્યાં ગયા હતા? તમારા જેવા શુરવીરને માટે આના કરતાં વિશેષ અગત્યનું કાર્ય બીજુ ક્યું હોઇ શકે?

હા, કોઇ સુસ્વરૂપવતી સુંદરીના નેત્રકટાક્ષથી મુગ્ધ બનીને પહેરો છોડ્યો હોય તો એ બનવા જોગ છે. એવો પ્રકાર તો બન્યો નથી ને ?"

"સમજો કે એવો જ પ્રકાર બન્યો છે, તો હવે તેનો શો ઉપાય ?"

"ઉપાય–ભગવાન્ બુદ્ધદેવે કહ્યું છે કે દરેક બાબતને માટે ઉપાય છે અને યોગ્ય પ્રયત્નથી તે સુસાધ્ય છે. મનુષ્ય કાંઈ વૃક્ષ નથી કે તેણે પૃથ્વી ઉપર એક ઠેકાણે સ્થિર થઇને રહેવું જોઇએ. જો એક સ્થળનો તેને કંટાળો આવે તો તેણે તુરત તેનો ત્યાગ કરીને અન્ય સ્થળે ચાલ્યા જવું. ભગવાન્ બુદ્ધદેવનો જ દાખલો લ્યો. સંસારીઓની દુરાવસ્થાનો તેમને કંટાળો આવતાં એક રાત્રીએ સંસારનો ત્યાગ કરીને તે નિર્જન અરણ્યમાં ચાલ્યા ગયા, અને એમ કરવાથી જ તેમની મહત્ કીર્ત્તિનો પ્રારંભ થયો."

"હા, એ સત્ય છે, પરંતુ બુદ્ધદેવના દૃષ્ટાન્તનો મારી સાથે શો સંબંધ ?"

"સંબંધ પુષ્કળ છે. મોટા વંટોળીયાને સામેથી ધસ્યો આવતો જોઇને તેનાથી દૂર ખસી જવું એ જ પ્રજ્ઞતા છે. તમારા આ ગુન્હા માટે ગુર્જરેશ્વર તમને દેહાંતદંડ જેવી સખ્ત સજા કરશે, એમ તમે પોતે જ કહો છો. એ શિક્ષણમાંથી બચવાનો માત્ર એક જ ઉપાય છે. તમે અત્યારે ને અત્યારે જ, આ હકીકત કોઈ જાણતું નથી તે દરમિયાન અહીંથી એકદમ ચાલ્યા જાઓ અને ઉદારચરિત્ર બૌદ્ધ સમ્રાટનો આશ્રય સ્વીકારો ! મારી સામે રક્ત નેત્રો કરવાની જરૂર નથી. તમારા હિતની જ વાત હું કહું છું. બૌદ્ધ સમ્રાટ અવશ્ય

તમારો આદરસત્કાર કરશે, ત્યાં તમે અહીં કરતાં પણ અત્યંત સુખી થશો."

વૈદ્યરાજની આ સલાહ વીરધ્વજને હાડોહાડ ઉતરી ગઈ. તે બોલ્યો: "આજે મારૂં દુર્દૈવ ઉમટેલું હોવાથી આપનું આ અનિષ્ટ કથન મૌનપણે મારે સાંભળી રહેવું પડે છે. જે બૌદ્ધોને નિર્બિજ કરવાની પ્રતિજ્ઞા કરીને હું આ ધર્મયુદ્ધમાં દાખલ થયો હતો, તે બૌદ્ધોના એક આશ્રિતની આવી નામર્દને ઉચિત સલાહ શ્રવણ કરવાનું મારા નસીબમાં લખાયેલું છે, એ જોઇને મને મારા જીવિત ઉપર તિરસ્કાર છૂટે છે!"

"વીરધ્વજ! તમે સ્હેજ શાંતિ પૂર્વક યોગ્ય વિચાર કરશો તો મારા કથનમાં સમાયેલી સત્યતા તમારા ધ્યાનમાં આવ્યા સિવાય નહિ જ રહે. જૂઓ, આ ધર્મયુદ્ધમાં તમારા પક્ષની વાસ્તવિક સ્થિતિ શી છે? તમારા રાજમંડળે આનંદગિરિ સ્વામીને મધ્યસ્થ તરીકે રાખીને બૌદ્ધ સમ્રાટની સાથે સુલેહ કરૂવાની પેરવી કરી છે એ તો તમારા જાણવામાં હોવું જ જોઇએ. કેમકે તમે પોતે જ રાજમંડળ તરફથી એક પત્ર લઇને આનંદગિરિ પાસે આવ્યા હતા. એ પત્રમાં તમારા રાજમંડળે સુલેહને માટે શી શરતો કરવાને તત્પરતા દર્શાવી છે એ તમારા જાણવામાં છે ખરી?"

"એની સાથે મારે હવે શો સંબંધ છે? એ વખતે હું રાજમંડળનો પ્રતિનિધિ બનીને આનંદગિરિ સ્વામી પાસે ગયો હતો. આજે હું તેજ રાજમંડળની સન્મુખ સૂળી ઉપર ચડનાર છું."

"એ સ્થિતિ ટાળવાને માટે જ–તમને સૂળી ઉપર ચડતા બચાવી લેવાને માટે જ હું તમને આ સલાહ આપું છું. એક વખત મારૂં કથન પૂરેપૂરૂં સાંભળી લ્યો, એટલે તમારા મનની શંકાઓનું સમાધાન

થઇ જશે. મને જણાય છે કે રાજમંડળની ખરી સ્થિતિ તમારા જાણવામાં નથી. પ્રત્યક્ષ કિંવા અપ્રત્યક્ષ રીતે તમારા મંડળના સર્વે રાજાઓ ગુર્જરેશ્વરની મહત્તાને નિસ્તેજ બનાવવાના કાર્યમાં બૌદ્ધ સમ્રાટને સહાય કરવાને તૈયાર થયા છે. બાહ્યતઃ તેઓ ગુર્જરેશ્વરનો પક્ષ પકડી રહ્યા છે, પરંતુ તેમના બાહ્ય સ્વરૂપથી ઠગાવું નહિ. એ રાજમંડળ માંહેના કેટલાક રાજાઓ અંતઃકરણપુર્વક સુલેહ કરવાને આતુર છે, કેટલાક આ યુદ્ધથી કંટાળીને, તેમજ આ યુદ્ધમાં મળનાર વિજયનો સર્વ યશ મોટે ભાગે ગુર્જરેશ્વરને મળે તેમ હોવાથી, તે સહન નહિ થવાને લીધે તમારા પક્ષમાંથી છૂટા થવા માગે છે; અને કેટલાક કેવળ સ્વાર્થલોલુપ રાજાઓ ખરા પ્રસંગે ગુર્જરેશ્વરને વિશ્વાસઘાત કરી, પોતાની સ્વાર્થ સાધનાને ખાતર અમારા સમ્રાટનો પક્ષ લઇને તમારા સૈન્યની સાથે યુદ્ધ કરવામાં પણ પશ્ચાત પડે તેવા નથી. અર્થાત્ આવા ધર્મદ્રોહી સૈનિકોના જોર ઉપર યશપ્રાપ્તિની આશા રાખવી નિરર્થક જ છે. વળી એટલું પણ ધ્યાનમાં રાખજો કે અમારા સમ્રાટ તમારા આ ધર્મદ્રોહી રાજાઓ પાસેથી વાજબી કરતાં વિશેષ લાભ લેવાને ઇચ્છતા નથી. ગુજરેશ્વર મોટા સત્ય અને સ્પષ્ટવાદી હોવા સાથે વીર પુરુષ છે. તેમને ખાતર બૌદ્ધ સમ્રાટ નર્મદા કિનારાનાં તિર્થસ્થળો તો શું પણ બીજો પ્રદેશ પણ છોડી દેવાને તૈયાર છે. એટલું જ નહિ પરંતુ ગુર્જરેશ્વર સાથે વિશેષ ગાઢ સંબંધ બંધાય એ હેતુથી તેમણે એક બીજી યોજના પણ કરેલી છે ?"

"એ યોજના શી છે ?" વીરધ્વજે પ્રશ્ન કર્યો.

"એ યોજના તમને જણાવવી કે નહિ એ માટે થોડીક શંકા છે. કેમકે તમારા રાજમંડળની અમુક વ્યક્તિઓ સિવાય બીજાને તે

હજી સુધી જણાવવામાં આવેલી નથી. તદપિ તમે વિશ્વાસને પાત્ર હોવાથી એ વાત તમને કહેવામાં વાંધો નથી." એમ કહી રસેશાચાર્યે વીરધ્વજના કર્ણ પાસે મુખ લઈ જઇને ધીમેથી બોલ્યો: "ગુર્જરેશ્વરની ભગિની વિમળાદેવીનું લગ્ન ભૃગુકચ્છાધીશ સુરસેન સાથે કરીને બન્ને પક્ષો વચ્ચેના સખ્યને દઢતમ આવવાનો બૌદ્ધ સમ્રાટનો વિચાર છે. એટલું જ નહિ પરંતુ બૌદ્ધ સમ્રાટે જેટલો પ્રદેશ પોતાની પુત્રી રત્નગંગાને કાપડામાં આપ્યો હતો તેટલોજ પ્રદેશ વિમળાદેવીને પણ આપવાનો તેમણે નિશ્ચય કર્યો છે.

સ્મિતપૂર્ણ વદને અને શાંતપણે બૌદ્ધ સમ્રાટના રાજવૈદ્યને પોતાની સામે આ અનિષ્ટ કથન કરતો જોઇને વીરધ્વજ લાલચોળ બની ગયો. તેનો તમામ ક્રોધ તેનાં નેત્રો ઉપર તરી આવ્યો. સુરસેનનો ઇરાદો તેના જાણવામાં આવ્યો હતો. વેદ ધર્મ રાજમંડળના કેટલાક રાજાઓ એ કાર્ય કરવાને તત્પર થયા હતા એ પણ તેણે આનંદગિરિ સ્વામી પાસેથી જાણ્યું હતું. પરંતુ બૌદ્ધ સમ્રાટ પોતે આ કૃત્યને ટેકો આપે છે અને તે પોતે સુરસેન સાથે રાજકુમારી વિમળાદેવીનું લગ્ન કરવાને તત્પર બન્યો છે એ જાણીને તેને અત્યંત આશ્ચર્ય થયું. તે ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો: "શું ? આ તમે શું કહો છો ? પ્રિયતમ—અરે વિમળાદેવીનું લગ્ન ભૃગુકચ્છના સુરસેનની સાથે ! વૈદ્યરાજ! આપે અત્યારે કશા માદક પદાર્થનું સેવન તો નથી કર્યું ને? આપ આ સર્વ બેભાન અવસ્થામાં તો બોલતા નથી ને ?"

"અહો ! વિમળાદેવીના વિવાહની વાત નિકળતાં જ સરદાર રાતા પીળા બની ગયા! એ ઉભયના મનમાં થએલા પ્રેમોદ્ભવની જે બાતમી મારા કાને આવી હતી તે ખરી હોવી જોઇએ." એમ વિચાર કરતો રસેશાચાર્ય પ્રકટપણે બોલ્યો: "સરદાર! કદાચ આ

પોરકટ વંશની કન્યા ચૌલુક્ય વંશમાં જવાથી ગુજરેશ્વરનું પદ નીચું ઉતરી જતું હોય એમ તમને લાગતું હશે. પરંતુ હું તમને ખાત્રીથી કહું છું કે એ સ્થિતિમાં ફેરફાર થયા સિવાય નહિ જ રહે. એક કુળ-કે જાતિ કદીપણ એકના એક સ્થળે રહી શકી નથી. ચડતી પડતી પ્રાણી પદાર્થ માત્રની છે. જેઓ આજે ઉંચાં ગણાય છે તેઓ કાલે નીચાં ઉતરી જશે અને ભવિષ્યમાં એક સમય એવો પણ આવશે કે જેમને અત્યારે આપણે અસ્પર્શ્ય માનીએ છીએ તેમને નીચા નમીને નમન પણ કરવું પડશે."

"જાઓ, જાઓ! વૈદ્યરાજ! તમારૂં એ ભવિષ્યકથન એકાદા કુલાંગાર પાસે જઇને કરો. કદાચિત તેને તે પસંદ પડશે. બાકી ચાપો-ત્કટ વંશના સંબંધમાં આવા લાંચ્છનસ્પદ વિવાહની કલ્પના મારા જેવા શુદ્ધ ક્ષત્રિયને સ્વપ્નમાં સુદ્ધાં ખરી લાગનાર નથી."

"એ કેવળ ભ્રમ જ છે. કેમકે તમારા પક્ષના મોટા મોટા મહાભારતીઓ પણ આ બાબતમાં સંમત છે. એટલે તેમની સલા-હની ઉપેક્ષા ગુજરેશ્વરથી કરી શકાય તેમ નથી. માટે ઉઠો, વિશેષ વિચાર કરવાની જરૂર નથી. મારી સાથે મારા શિબિરપર ચાલો. ત્યાં હું તમને એક પત્ર લખી આપીશ. તે લઇને બૌદ્ધ સમ્રાટ પાસે જાઓ. એ પત્ર બતાવ્યાથી તેઓ તમારો અવશ્ય સત્કાર કરશે. હું પણ એક-બે દિવસમાં આવી પહોંચીશ. વિમળદેવી થોડા સમયમાંજ સુરસેનની રાણી બનશે. એટલે તેમના સંરક્ષક તરીકે તમારા જેવા વીર પુરુષની જરૂર પડશે." વૈદ્યરાજે હજી પણ પોતાનો આગ્રહ ચાલુ જ રાખ્યો.

"બસ કરો, વદ્યરાજ! બસ કરો!" દ્વેષ પૂર્વક વીરધ્વજ ગર્જ્યો: "મનુષ્ય ગમે તેટલો શાંત બનવાનો પ્રયત્ન કરે તદપિ તેની

સહનશીળતાને મર્યાદા હોય છે. શું કરૂં? જો આ કથન તમારા સિવાય બીજાના મુખમાંથી નિકળ્યું હોત તો મારી સમશેર મિયાનમાં સ્વસ્થપણે પડી રહી ન જ હોત! તમે મને બૌદ્ધ સમ્રાટ પાસે મોકલો છો તેને બદલે તમે પોતેજ ત્વરાથી જાઓ અને તેમને જણાવો કે ગુર્જરેશ્વરની ભગિનીને તમારા જામાત્રની પત્ની બનાવતાં પહેલાં ગુર્જરેશ્વરની તિક્ષ્ણ ધારવાળી . અસીનો આઘાત સહન કરવાને માટે મજબૂત લોહકવચ તૈયાર કરવાની ખટપટ કરો. વૈદ્યરાજ! તમારો મારા ઉપર ઉપકાર છે. પરંતુ મને એમ થાય છે કે તમારા અપવિત્ર કથનથી મારા કર્ણને ભ્રષ્ટ બનાવવા કરતાં અહીંથી ચાલ્યા જવું તેજ યોગ્ય છે. તમે બ્રહ્મકુળમાં ઉત્પન્ન થયા છો. માટે તમને ક્ષત્રિય કુળની રીતિ મુજબ નમસ્કાર કરવા જોઇએ. પરંતુ તમારા પ્રસ્તુત કથનથી મારો તમારી પ્રત્યેનો પૂજ્યભાવ નાશ પામ્યો છે. અહીંથી વિદાય થતા પહેલાં હું પરમકૃપાળુ પરમાત્માને એટલી પ્રાર્થના કરૂં છું કે તમને અને તમારા સમ્રાટને સદ્બુદ્ધિ પ્રાપ્ત થાઓ અને ગુર્જરેશ્વરની ક્રોધજ્વાળાથી ભસ્મિભૂત થતા તમે બચી જાઓ." એમ કહેતાંની સાથે જ તે ગુસ્સામાં ને ગુસ્સામાં એ સ્થળેથી ચાલ્યો ગયો. એક વાર પાછા ફરીને વૈદ્યરાજની સામે દૃષ્ટિ કરવાની પણ તેણે દરકાર કરી નહિ.

વૈદ્યરાજ શાંતપણે પ્રશંસક દૃષ્ટિએ ટેકરી પરથી નીચે ઉતરતા વીરધ્વજની પાછળ જોઇ રહ્યા. તેમના મુખમાંથી નિમ્નલિખિત ઉદ્‌ગાર સરી પડયાઃ—

'ધન્ય છે વીર નર! પ્રત્યક્ષ શૂળીએ ચડવાનો પ્રસંગ પ્રાપ્ત થવા છતાંયે મેં સૂચવેલા પ્રાણરક્ષણના સુલભ ઉપાયને તુચ્છ માનનાર તું મનુષ્ય નહિ. પરંતુ દેવ જ છે! તારા જેવા દેવ પુરુષ વેદ ધર્મીઓમાં હોવાથી જ અમારા બૌદ્ધ સાધુઓના આટઆટલા પ્રયાસ છતાં હજી

પણ વેદધર્મ આર્યાવર્ત્તમાં ટકી રહ્યો છે. વીરધ્વજને બદલે જો કોઈ નીચ, કુલાંગાર મનુષ્ય હોત તો તેણે કયારનોએ મારી સલાહનો સ્વીકાર કરી લીધો હોત; અને મારો પત્ર લઇને, બૌદ્ધ સમ્રાટ પાસે જવાને અત્યારે તો તે અહીંથી પસાર પણ થઇ ગયો હોત. ખરેખર એવા સ્વાર્થપરાયણ અને ધર્મદ્રોહી મનુષ્યોની ખટપટોને પરિણામે જ ધાર્મિક ઝઘડા ઉપસ્થિત થાય છે. ધન્ય છે, ધર્મવીર વીરધ્વજ! તેં તારી માતાની કુખને દીપાવી છે! તેં આ લોકમાં તારા જીવનનું સાર્થક્ય કર્યું છે અને મરણ પછી મોક્ષ પ્રાપ્ત કરવા માટેનો માર્ગ મોકળો કર્યો છે. પરંતુ તારે હજી આ લોકમાં કેટલાંક કાર્યો કરવાનાં છે, તે પૂર્ણ ન થાય ત્યાં સુધી પરલોકમાં સિધાવવાનો તને કિંવા મોકલવાનો ગુજરેશ્વરને અધિકાર નથી. આનંદગિરિ સ્વામીએ તારા સંબંધમાં જે હકીકત ગિરિદેવને જણાવી છે તેનો વિચાર કરતાં જયશિખરીને હાથે તારો નાશ થવા દેવો એ કદી પણ ઉચિત નથી. કેમકે જો તારા મૃત્યુ પછી તારા ખરા નામ અને કુળની જયશિખરીને માહિતી મળે તો જીવનપર્યંત તેને પશ્ચાત્તાપ થયા સિવાય રહે નહિ. યોગાનયોગે સ્વામીજી આજે અહીં આવનાર છે. તેમના સદુપદેશથી જયશિખરી વીરધ્વજનો વધ કરતો અટકશે. કદાચ તેમ બની ન શકે તો હું જયશિખરીને મેં આપેલા જીવનદાનનો બદલો માગીશ અને વીરધ્વજને બચાવીશ. તેનું ખરૂં નામ પ્રગટ કરવાની જરૂર પડશે તો તેમ કરીને પણ જયશિખરીને હાથે આ અનિષ્ટ કૃત્ય તો થવા નહિ જ દઉં! ભગવાન બુદ્ધદેવ! મને મારા યત્નમાં વિજય અપાવજો."

રસેશાચાર્યે જોયું કે વીરધ્વજ હવે દેખાતો નથી. સૂર્યના કિરણો પોતાનો પ્રવાસ પૂર્ણ કરીને પૃથ્વી ઉપર આવી પહોંચ્યાં હતાં. વૈદરાજ પણ ત્યાંથી પોતાના શિબિર તરફ ચાલ્યા ગયા.

---

# પ્રકરણ ૨૨ મું.

## દેહાંત દંડની શિક્ષા.

વીરધ્વજ વિજયટેકરી ઉપરથી નિકળીને સીધો ગુર્જરેશ્વરના શિબિર તરફ ગયો. એ વખતે પ્રાતઃકાળનો ઉજેડ થઇ ચૂક્યો હતો. શિબિરમાં ગુર્જરેશ્વર પલંગ ઉપર સૂતો હતો. **વીરભદ્ર** તેની પાસે એક પલંગ ઉપર બેઠેલો હતો. તે **વીરધ્વજને** એકાએક શિબિરમાં પ્રવેશ કરતો જોઇને બોલી ઉઠયો, " કોણ છે એ ? પ્રથમ નામ જણાવો અને પછી અંદર આવો "

વીરધ્વજે પોતાનું નામ આપ્યું અને તે અંદર દાખલ થયો.

" **વીરધ્વજ** ! અત્યારે શા કામ માટે આવવું થયું ? " **વીરભદ્રે** આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

તેના અવાજથી જયશિખરી જાગૃત થઇ ગયો. **વીરધ્વજને** કરવામાં આવેલો પ્રશ્ન તેણે સાંભળ્યો હતો. તે બેઠો થયો અને **વીરભદ્રને** ઉદ્દેશીને બોલ્યોઃ " **વીરભદ્ર** ! **વીરધ્વજ** જેવા વિશ્વાસુ અને શૂરવીર સરદારને ગમે તે સમયે વિના અટકાવે મારા શિબિરમાં પ્રવેશ કરવાનો અધિકાર છે. ગઈ રાત્રીએ તેમને સોંપેલી કામગીરીની હકીકત જણાવવાને આવ્યા હશે. વારૂ, **વીરધ્વજ** ! રાત્રીએ કશી પણ હરકત આવી નહિ જ હોય ! ગુર્જરરાષ્ટ્રના નિશાનનો પ્રભાવ જ એવો છે કે તેની સામે કોઈ પણ ઉંચી દૃષ્ટિ કરી શકે તેમ નથી. તેને તમારા જેવા શૂરવીર સરદારની સહાયની વિશેષ અપેક્ષા નથી. "

" મહારાજ ! આપે અત્યારે મને એક વખત વિશ્વાસુ અને બે વખત શૂરવીર પદથી સંબોધ્યો એ માટે હું આપનો અત્યંત આભાર

માનું છું. પરંતુ મારા શૌર્યની તારીફ કરવી વ્યર્થ છે! જે કામગીરી આપે અને સુપ્રત કરી હતી તે બજાવવામાં હું નિષ્ફળ નિવડયો છું—આપનું નિશાન ચોરાઇ ગયું છે. એ કહેતાં મને અત્યંત શરમ ઉપજે છે, પરંતુ સત્ય હકીકત જણાવવી એ મારૂં કર્ત્તવ્ય છે!" વીરધ્વજે પોતાનો ગુન્હો સ્વતઃજ કબૂલ કરી દીધો.

'નિશાન ચોરાઇ ગયું છે' એ શબ્દો શ્રવણ કરતાં જ જયશિખરી પલંગ ઉપરથી કૂદ્યો અને બોલ્યોઃ "શું? ગુર્જરરાષ્ટ્રનું નિશાન ચોરાઇ ગયું? અને તે પણ તું જીવંત હોવા છતાં? અસત્ય–બિલકુલ અસત્ય! તારા શરીર ઉપર એક ન્હાનો સરખો જખમ પણ જણાતો નથી! બોલ, એમ સ્તબ્ધ ઊભો ન રહે. જે સત્ય હોય તે એકદમ જણાવી દે. કદાચ તેં મસ્કરીમાં પ્રસ્તુત હકીકત જણાવી હશે તો પણ હું તને એકવાર માફ કરીશ."

કેવળ નિરાશા અને શોકના મૂર્તિમંત પુતળારૂપ બનેલો વીરધ્વજ બોલ્યોઃ "હાય! અસત્ય ભાષણ! અને તે પણ મારા મુખમાંથી? ખેર! મારૂં દુર્દૈવ જેટલું મને નહિ સંભળાવે તેટલું ઓછું!"

"વીરભદ્ર! જાઓ, તમે જાતે જ જઇને જોઇ આવો કે આપણા ધ્વજને કશી પણ હાની તો પહોંચી નથીને. આનું મગજ ભ્રમિત બની ગયેલું લાગે છે. કેમકે એના જેવો શૂરવીર માણસ હાજર હોવા છતાં આપણા નિશાનને ચોરી જવાની કોઇ હિમ્મત કરી જ ન શકે!" જયશિખરીએ આજ્ઞા કરી.

વીરભદ્ર તેને નમન કરીને બહાર જતો હતો એવામાં એક સિપાઈ દોડતો દોડતો આવી પહોંચ્યો અને ગુર્જરેશ્વરને નમન કરવાના શિષ્ટાચારને વિસ્મરી જઇને શ્વાસભેર કહેવા લાગ્યોઃ "મહારાજ! મહારાજ! ગજબ થયો, આપણો વિજયધ્વજ કોઇ ચોરી ગયું લાગે

છે, અને તેના રક્ષણને માટે રાખેલા સરદાર વીરધ્વજનો પણ બહુધા નાશ થયો હોય એમ જણાય છે. કેમકે ત્યાં આગળ જમીન ઉપર એ ધ્વજના દંડના ટુકડા પાસે લોહી થીજી ગયલું દેખાય છે!" એ વખતે તેની નજર વીરધ્વજ તરફ ગઇ અને તે બોલ્યો. "પણ આ શું? મારી સામે આ કોણ ઊભું છે?"

"તારી સામે એક રાજદ્રોહી અને વચનભ્રષ્ટ ચાંડાળ ઊભો છે!" દ્વેષપૂર્વક ગર્જના કરતો જયશિખરી બોલ્યોઃ "તેના શરીરના આ ખડ્ગ વડે ટુકડે ટુકડા કરી નાંખું તોપણ મને શાંતિ મળે તેમ નથી" તે ખડ્ગ ઉગામીને વીરધ્વજને મારવાને ધસ્યો, પરંતુ તેની ગંભિર મુદ્રા જોઇને જરીક ખમચ્યો અને કહેવા લાગ્યોઃ "શું? ત્યાં લોહી થીજી ગયેલું દેખાય છે? બોલ, વીરધ્વજ! તારા શૌર્યને માટે મારી ખાત્રી છે. નિશાનના રક્ષણને માટે તેને ચોરી જનાર માંહેનાં કેટલા માણસોને તેં ઠાર કર્યા? બે જણાને કિંવા એકને પણ ઠાર કર્યો છે? અરે! એટલું માત્ર કહે કે તેં મારા શત્રુની છાતીમાં ઊંડો ઘા કરેલો છે! બસ, એટલા પરથી હું તને જીવતદાન આપીશ. બોલ, અને પછી આ છાવણીમાંથી તારૂં કાળું મુખ કરીને એકદમ ચાલતો થા!"

"મહારાજ! આપે મને અસત્યવાદી કહ્યો એટલા પરથી જ મારૂં મુખ કાળું થઇ ચૂક્યું છે. બાકી સત્ય હકીકત તો એ છે કે આપના નિશાનના રક્ષણ માટે મારે બદલે મારા નિમકહલાલ શ્વાને પોતાનું રક્ત રેડ્યું છે—ત્યાં થીજી ગયલું રક્ત નિશાન ચોરી જનારનું નહિ પરંતુ મારા શ્વાનનું જ છે!"

"શાબાસ! ધન્ય છે એ શ્વાનને અને ધિક્કાર હો તારા જેવા સૈનિકને!" જયશિખરી પલંગ પાસે પડેલા મંચક ઉપર બેઠો અને મનમાં વિચાર કરવા લાગ્યોઃ 'પણ આ બધો બનાવ બન્યો હશે

કેવી રીતે? આ માણસ વિશ્વાસઘાત કરે કિંવા મરણની ભીતિથી પલાયન કરી જાય એમ તો બનેજ નહિ, યુદ્ધમાં તેનું વીરત્વ મેં અનેકવાર અનુભવ્યું છે. વળી જો તેણે વિશ્વાસઘાત કર્યો હોત તો તે મારી સામે આટલી શાંતિ અને ગંભીરતા પૂર્વક ઊભો રહી શકત જ નહિ! કશી પણ વિચિત્ર ઘટના બનેલી હોવી જોઈએ!' પુનઃ વીરધ્વજની સામે પ્રશ્નાત્મક દૃષ્ટિ કરીને તેણે પ્રશ્ન કર્યો: "કહે, વીરધ્વજ! આ પ્રકાર કેવી રીતે બની ગયો?"

"મારા દુષ્ટ પ્રારબ્ધના પ્રતાપે, મહારાજ! બનેલી ઘટના માટે સર્વસ્વી ગુન્હેગાર હું એક જ છું."

"તું જ્યારે તારો ગુન્હો કબૂલ કરે છે અને તેનો કશો પણ ખુલાસો નહિ કરવાની ધૃષ્ટતા દર્શાવે છે, ત્યારે એ ગુન્હાનું ફળ ભોગવ! જાઓ, વીરભદ્ર! આ માણસને લઈ જાઓ અને વિનાવિલંબે તેને કતલ કરવાની તજવીજ કરો." જયશિખરીએ દેહાંતદંડની શિક્ષા ફરમાવી.

"મહારાજ!" પોતાને કરવામાં આવેલી શિક્ષા શ્રવણ કરીને વીરધ્વજ પૂર્વવત્ શાંતિને ધારણ કરતાં બોલ્યો.

પરંતુ તે શું કહેવા માગે છે એ જાણવાની દરકાર કર્યા સિવાય જ જયશિખરી વચ્ચે બોલ્યો: "વાચા ફુટી ખરી! જો તારા કૃત્ય માટે ક્ષમા માગતો હોય તો મારી પાસે નહિ, પરંતુ પરમેશ્વર પાસે માગ. કૃતઘ્ન! કેવળ તારા અપરાધને લીધે જ ગુર્જરરાષ્ટ્રના માલિકને અત્યારે નીચું જોવાનો સમય આવ્યો છે! જો આવો અપરાધ મારા સગા ભાઇ કિંવા અન્ય આપ્તજનને કર્યો હોત તો તેને પણ મારા તરફથી ક્ષમા મળી શકત નહિ."

"મહારાજ! ક્ષમા, અને તે પણ ઇહલોકના મનુષ્ય પાસે મા-

ગનારો હું નથી! પરમેશ્વરનું નામ સ્મરણ કરવાનો અવધિ આપ મને ન આપો તો તેની પણ પરવા નથી. એ સર્વનો ઉદ્ધારકર્ત્તા છે. મારી સંભાળ, હું તેની પ્રાર્થના કરૂં કિંવા નહિ તો પણ તે લીધા સિવાય નહિ જ રહે. અર્થાત્ મને દેહાંતદંડની શિક્ષા અત્યારે થાય કિંવા એક ઘટિકા પછી થાય તેની લેશ પણ ચિંતા નથી. માત્ર મારા મરણ પહેલાં એક મહત્ત્વની હકીકત મારે આપને જણાવવાની છે."

"શી હકીકત છે? જે કહેવું હોય તે જલ્દી કહી નાખ!" જયશિખરીએ બેદરકારી પૂર્વક પરવાનગી આપી.

"પણ એ આપને એકાંતમાં કહેવાની મારી ઇચ્છા છે."

એ વખતે શિબિરમાં જયશિખરી અને વીરધ્વજ ઉપરાંત વીરભદ્ર તથા બે ત્રણ બીજા માણસો પણ હતા. જયશિખરીએ તેમની સામે દૃષ્ટિ કરી. તેઓ તેનો હેતુ કળી ગયા અને વીરભદ્ર સિવાય બીજા માણસો બહાર ચાલ્યા ગયા.

વીરભદ્રને ઊભો રહેલો જોઇને જયશિખરી બોલ્યોઃ "વીરભદ્ર! તમે કેમ ઊભા રહ્યા છો?"

"મહારાજ! આ દગાખોર સરદારની હાજરીમાં હું આપને એકલા રહેવા દેવાનું ઇચ્છતો નથી. 'આપને એકાંતમાં કહેવાની મારી ઇચ્છા છે,' એ તેના શબ્દો જ સંશય ઉત્પન્ન કરનારા છે. અત્યાર સુધી આ સમશેર મ્યાનમા હતી. પરંતુ હવે તે ખુલ્લી જ રહેશે." વીરભદ્રે સમશેર મ્યાનમાંથી બહાર કાઢી.

"શું? પ્રસંગ આવે દગાખોરના સમાચાર પણ ન લઈ શકું એટલો હું નિર્બળ છું?" સ્હેજ ક્રુદ્ધ સ્વરે જયશિખરી બોલ્યો.

"આપની નિર્બળતાની મને શંકા છે જ નહિ, પરંતુ હજી

હમણાં જ આપની પ્રકૃતિ સ્વસ્થ થઇ છે; વળી આપને એક એવા મનુષ્ય સાથે કામ પાડવાનું છે કે અત્યારે તેના ઉપર રાજદ્રોહનો આરોપ આવેલો છે. આવી સ્થિતિમાં હું એક પગલું પણ દ્વાર તરફ ભરીશ નહિ." વીરભદ્રે દ્રઢતા પૂર્વક કહ્યું.

"વીરભદ્રજી અહીં રહે એમાં મને હરકત નથી. એમના વિશ્વાસુપણા માટે મારી પૂર્ણ ખાત્રી છે." વીરધ્વજે વીરભદ્રના શિબિરમાં રહેવા સામે વાંધો દર્શાવ્યો નહિ.

"વારૂ, હવે તારે જે કહેવાનું હોય તે કહી નાંખ." જયશિખરીએ આજ્ઞા કરી.

"મહારાજ! આપની આસપાસ સર્વત્ર ફિતુર પ્રસરેલું છે–" વીરધ્વજે પ્રારંભ કર્યો.

"હા, એ તદ્દન ખરૂં છે. તેનો બિલકુલ તાજો જ દ્રષ્ટાન્ત મારી સામે અત્યારે ઉપસ્થિત થયેલો છે." જયશિખરીએ કટાક્ષ કર્યો.

"મહારાજ! મારા ઉપર આપ જે જે આક્ષેપ મૂકશો તે શાંતિપૂર્વક સહન કરવાને હું તૈયાર છું; પરંતુ આ ફિતુર એવા પ્રકારનું છે કે તે સિદ્ધ થવાથી આપને જે નુકસાન થશે, તેની આગળ સેંકડો નિશાન ચોરાઇ જવાથી થનાર નુકસાન આપને કશું પણ મહત્ત્વનું લાગશે નહિ." વીરધ્વજે કહ્યું અને પછી તે પોતાના અવાજને અતિ મંદ કરીને બોલ્યોઃ "આપની ભગિની—"

"કોણ–વિમળદેવી? તેનો આ ફિતુરની સાથે શો સંબંધ છે?"

"મહારાજ! રાજકુમારી વિમળદેવીનો શરીરસંબંધ બૌદ્ધ સમ્રાટના જમાતા અને ભૃગુકચ્છના ચૌલુક્ય સુરસેન સાથે કરીને, તદ્દ્વારા ગુર્જરરાષ્ટ્રના સૂર્યવંશી ચાપોત્કટ કુળને કાલિમા લગાડવાની અને તે સાથે બન્ને પક્ષો વચ્ચે સુલેહ કરવાની ખટપટ શરૂ

છે.” વીરધ્વજે જે હકીકત રસેશાચાર્ય પાસેથી સાંભળી હતી તે જયશિખરીને જણાવી.

એ શ્રવણ કરતાં જ જયશિખરી મંચક ઉપર ટટ્ટાર બની ગયો. આ વિષયમાં કેટલીક હકીકત તેના જાણવામાં આવી હતી. પરંતુ આ વાત અને પોતાની ભગિનીનું નામ અન્ય જનોના મુખે ચર્ચાય એ તે પસંદ કરતો નહતો. તે ક્રોધ પૂર્વક ત્રાડ મારીને બોલ્યો: “દુષ્ટ! નિર્લજ્જ! ખબરદાર! એ સૂર્યવંશી સુશિલ કુમારિકાનું નામ તારા અપવિત્ર મુખે આણ્યું છે તો તારી જીભના ટુકડે ટુકડા કરી નાખીશ! તારી નજર એ ઉચ્ચ સ્થાને પહોચેલી છે એવું થોડાક દિવસ થયા મારા ધ્યાનમાં આવ્યું છે પરંતુ તારા સદ્‌વર્ત્તન ઉપર ભરોંસો રાખીને અત્યાર સુધી એ બાબતની ભાંજગડમાં હું પડયો નહતો. પોતાના લજ્જાસ્પદ કૃત્યના વર્ણનથી ભ્રષ્ટ કરેલા મુખમાંથી એ પવિત્ર નામનો ઉચ્ચાર કરતાં તને શરમ નથી આવતી? જે મહત્ત્વની હકીકત તું મને જણાવનાર હતો તેનો હવે પૂર્ણ ખુલાસો થઇ ગયો. ભગિની વિમળાદેવીનું દુષ્ટ સુરસેન સાથે લગ્ન! એ શબ્દો ઉચ્ચારતાં પહેલાં તારી જીભ કેમ તુટી ન પડી? કદાચ એ વાત સત્ય હોય, તો પણ શું તું એમ સમજે છે કે જયશિખરી અન્ય જનોના કલ્યાણને ખાતર પોતાની ભગિનીને નરકના કૂપમાં હડસેલી મેલશે? અરે મૂર્ખ? ચાપોત્કટ વંશની કુમારિકાનો સંબંધ ચૌલુક્ય વંશના અને તેમાંયે સુરસેન જેવા દુરાત્મા સાથે થનાર નથી એ જેટલું સત્ય છે, તેટલુંજ સત્ય એ પણ છે કે મારી ભગિની સાધારણ ભિખારડા રાજપૂતની સાથે કદી પણ લગ્નસંબંધથી જોડાનાર નથી. કદાચ તેને જીવન પર્યંત અવિવાહિત રહેવું પડે એ બહેતર છે, પરંતુ તારા જેવાની સાથે તેનો સંબંધ કદી પણ થનાર

નહિ ! માટે તેના સંબંધમાં તારે ચિંતા કરવાનું કશું પણ કારણ નથી.”

“મહારાજ ! અલ્પ સમયમાં જ હું સર્વ ચિંતાથી મુક્ત થનાર હોવાથી આ બાબતનો વિચાર કરવાની મને જરૂર નથી એ સત્ય છે. પરંતુ આ હકીકત જો આપના જાણવામાં ન આવી હોય તો મરણને શરણ થતાં પહેલાં તે આપને જણાવવી એ મારો ચોક્કસ ઇરાદો હતો. તેથી જ મેં આટલી ધૃષ્ટતા દર્શાવી છે. કેમકે રાજકુમારી વિમળદેવી—”

“પુનઃ તેના નામનો ઉચ્ચાર ?” વીરધ્વજના અંગ ઉપર ધસી જતો જયશિખરી બોલ્યો.

“શું કહો છો, મહારાજ ! હું તેના નામનો ઉચ્ચાર પણ ન કરૂં ? મહારાજ ! અત્યારે આ મારા આયુષ્યની છેલ્લી ઘટિકા છે. એ વેળાએ એ પરમ પવિત્ર અને પ્રિય નામનો ઉચ્ચાર કરવામાં કોણ મને પ્રતિબિંધ કરી શકે તેમ છે ? આપને આપના પ્રચંડ બળનો ગર્વ છે. એ બળનો ઉપયોગ આ દેહ ઉપર આપ ખુશીની સાથે કરો. પરંતુ મારા મન ઉપ—મારા આત્મા ઉપર એક સાક્ષાત્ પરમેશ્વર સિવાય બીજા કોઈની સત્તા ચાલી શકે તેમ નથી. પ્રિય વિમળદેવીના નામનો ઉચ્ચાર કરતાં મને કોઇ પણ અટકાવી શકે તેમ નથી. તેમનું નામસ્મરણ મારા અંતરમાં ચાલુ જ છે—મારા દેહ અને આત્માના અભિન્નત્વનો નાશ થશે ત્યાં સુધી તે ચાલુ જ રહેશે. “વીરધ્વજે ગંભીર પરંતુ દૃઢપણે, આત્મશ્રદ્ધા પૂર્વક કહ્યું.

જયશિખરી વીરભદ્ર સામે જોઇને બોલ્યોઃ વીરભદ્ર ! જાઓ, આને લઇ જઇને મજબૂત પહેરામાં રાખો. જો એ નાસી જશે

તો તેને કરવામાં આવેલી શિક્ષા તમારે ભોગવવી પડશે, સમજ્યા? જાઓ, માત્ર એનો લશ્કરી પોશાક તેના શરીર ઉપર તેના અંત પર્યંત રહેવા દેજો. તેનો ગુન્હો મોટો છે, તો પણ તેનું ધારિષ્ટ અને પરાક્રમ પણ કાંઇ ઓછાં નથી."

"સરદાર! ચાલો મારી સાથે." વીરભદ્રે વીરધ્વજના ખભા ઉપર હાથ મૂકીને સૂચવ્યું.

વીરધ્વજ બોલ્યો: "વીરભદ્રજી! મને સામાન્ય સૈનિકના જેવો ગુન્હેગાર માનવાની જરૂર નથી. ન્હાસી જવાનો મારો ઇરાદો જ નથી. જો હોત તો હું ચાહી ચલાવીને અહીં આવ્યો જ નહોત. મહારાજ! હું જાઉં છું, કદાચ મારૂં કથન સત્ય ઠરે તો એક નિર્દોષ મનુષ્યનો વધ કરવા માટે અને મારી સલાહની ઉપેક્ષા કરવા માટે બે અશ્રુબિંદુ ઢાળજો. એથી પણ આપના અંતરમાં ગુપ્તપણે વાસ કરી રહેલી સદયતાનું મારા અમર આત્માને જ્ઞાન થશે અને તેને શાંતિ થશે!" એટલું કહીને તે પ્રત્યુત્તરની અપેક્ષા કર્યા સિવાય કે જયશિખરીની સામે મસ્તક નમાવ્યા સિવાય ધીમે પગલે શિબિરના દ્વાર તરફ ચાલ્યો.

તે બન્ને જણા બહાર નિકળ્યા, એટલે બહાર ઉભેલા બે માણસોને વીરભદ્રે સૂચના કરવાથી તે બે જણા વીરધ્વજની બાજુએ ચાલવા લાગ્યા; તથા વીરભદ્ર તેમની પાછળ પાછળ જવા લાગ્યો. એ પ્રમાણે જે સ્થળે રાજદ્વારી કેદીઓને રાખવામાં આવતા હતા ત્યાં વીરધ્વજને લઇ જવામા આવ્યો.



# પ્રકરણ ૨૩ મું.

## રૂપસુંદરીની મનઃસ્થિતિ.

રૂપસુંદરીએ સ્ત્રી સ્વભાવને વશ બનીને પોતાની નણંદની મજાક કરવાના હેતુથી તથા વીરધ્વજનો કેટલો પ્રેમ ત્રિભુવનદેવી ઉપર છે, એ તેને બતાવી આપવાને માટે જે યુક્તિ રચી હતી; તે જો જાહેર થઇ જાય, કદાચ ગુર્જરેશ્વરના જાણવામાં આવે તો તેનું કેવું પરિણામ આવે તેનો વિચાર કરતાં, પાછળથી તેના મનમાં ધ્રાસકો પડયો હતો. તે ધારતી હતી કે 'હું ગુર્જરેશ્વરને સમજાવી શકીશ.' પરંતુ અમુક વિચાર કે ધારણા કરવાનું કામ જેટલું સહેલું છે તેટલું સુતરૂં એ વિચાર કે ધારણાને અમલ મેલવાનું કામ નથી. ગુર્જરેશ્વરને સમજાવવામાં તમામ બાબતનું સ્પષ્ટિકરણ કરવું પડે તેમ હતું. તેમ કરતાં વીરધ્વજની ખરી ઓળખાણ આપવી પડે તેમ હતું. પરંતુ પોતાની પરવાનગી સિવાય પોતાની ઓળખાણ કોઇને પણ આપવી નહિ એવી વીરધ્વજે તેની પાસે પ્રતિજ્ઞા લેવરાવી હતી. એથી એ વિષયમાં રૂપસુંદરી એક ચકાર સરખો કરી શકે તેમ નહતી, અને જયાં સુધી તે ઓળખાણ ન આપે ત્યાં સુધી ગુર્જરેશ્વરની લાગણી પૂર્ણ પણે આકર્ષી શકાશે નહિ એમ તેને લાગતું હતું. આ બધા વિચારોને લીધે પોતે કરેલી મજાક નિર્વિઘ્નપણે પાર ઉતરી જાય એ માટે તે મનમાં ને મનમાં વ્યાસનારાયણની પ્રાર્થના કરતી હતી. એ સંબંધમાં તેણે પોતાની દાસી રામલક્ષ્મીને કેટલીક સૂચના પણ કરી રાખી હતી.

પ્રાતઃકાળે ઉઠીને તેણે પ્રથમ રામલક્ષ્મીને એ જ વિષયમાં

પ્રશ્ન કર્યો: " કેમ? પછી વીરધ્વજની કાંઇ ખબર મળી કે નહિ ? "

" બા! આપની આજ્ઞા પ્રમાણે ચંદ્રિકાને સૂર્યોદય થતાં જ વિજય ટેકરી ઉપર ખબર કાઢવાને માટે મોકલી છે. હજી સુધી તે પાછી ફરી નથી. પણ ચિંતા કરવા જેવું કશું લાગતું નથી. " રાજલક્ષ્મીએ જવાબ આપ્યો.

આ જવાબથી રાણીને પૂર્ણ સંતોષ તો થયો નહિ જ. તદપિ આશાને ધારણ કરતી તે બોલી: " પ્રભુ કરે ને એવું કશું બને નહિ! મેં આ કામ કરતાં શું તો કર્યું; પરંતુ હવે મને તે માટે ઘણો જ પસ્તાવો થાય છે. કદાચ ગુર્જરેશ્વર જાણશે કે મેં વિમળબાની મુદ્રિકા મોકલીને વીરધ્વજને અહીં બોલાવ્યો હતો, તો એ મને શું કહેશે ? મારા માટે હલકો વિચાર લાવશે તો ? વખતે જ્ઞાનભટ્ટ તેની મૂર્ખતામાં આ વાત ઉઘાડી કરી દેશે તો ? આજને આજ એને તો દેશ તરફ વિદાય કરી દેવો ! "

એ જ વખતે વિમળદેવી ઉતાવળે પગલે, શ્વાસભેર રૂપસુંદરીના શિબિરમાં પ્રવેશ કરીને બોલી: " ભાભી! ભાભી! જોયું તમારી મશ્કરીનું પરિણામ ? "

તેના એ શબ્દોથી રાણી ગભરાઇ ગઇ. કાંઇક પણ અમંગળ બન્યું છે એવી તેને કલ્પના થઇ. તેણે ચિંતાતુર વદને પૂછ્યું: " કેમ, બા? શું છે, બા! નિશાન તો સુરક્ષિત છે ને ? "

" નિશાન સુરક્ષિત! અરે નિશાને નથી દેખાતું અને તેનો સંરક્ષક નથી દેખાતો ! " સ્હેજ ચીડાયા સરખી બનેલી વિમળદેવીએ કહ્યું: " આપણા દ્વારપાળને મેં ખબર કાઢવા મોકલ્યો હતો. તેણે હમણાં જ આવીને એ વાત મને કહી. ચાલો ઉઠો, તમે ને હું જઇને

તપાસ કરીએ. કાંઇ દગો થયો હોય એમ લાગે છે. ઉઠો, ઉઠો—"

વિમળદેવીના પ્રસ્તુત ખુલાસાથી રૂપસુંદરીની ચિંતાતુરતામાં વધારો થયો. તદપિ બાહ્યતઃ કૃત્રિમ ધૈર્યને પ્રકટાવતી તે બોલીઃ "આવું છું, પણ મારી ખાત્રી છે કે વીરધ્વજને કશી પણ હાની પહોંચી નહિ હોય. કદાચિત્ તે કોઇ સ્થળે જઇને અત્યારે સૂઈ રહ્યા હશે. કદાચ પોતે પહેરા ઉપર હોવા છતાં નિશાન ચોરાઇ ગયેલું જોઇને પલાયન પણ થઈ ગયો હોય! પણ બ્હેન! નિશાન એટલે શું? એક કપડાનો ટુકડો કે બીજું કાંઈ? એ ટુકડો ચોરાઇ જવાથી વીરધ્વજને મોટી હાની પહોંચવાનો સંભવ નથી. આપણે તમારા ભાઇને કહીને હમણાં જ છોડાવીશું."

"બા! બા! ગજબ થયો!" ત્વરિત ગતિએ આવી પહોંચેલી ચંદ્રિકા મર્યાદાનો લેશ પણ વિચાર કર્યા સિવાય કહેવા લાગીઃ "આપણો વિજયધ્વજ કોઇ ચોરી ગયું છે. તેના દંડના બે ટુકડા કરીને ટેકરી ઉપર ફેંકી દીધેલા છે અને એ બનાવથી બાપુ સરદાર વીરધ્વજ ઉપર બહુજ ગુસ્સે થયા છે. સૈનિકો તો એવી વાત કરે છે કે એમને દેહાંત દંડની સજા થશે!"

"દેહાતદંડની સજા?" ચંદ્રિકાએ જણાવેલી હકીકતથી ગભરાઇ ગયેલી વિમળાદેવી બોલીઃ "ભાભી! હવે ઢીલ કરવાની જરૂર નથી. ચલો. આવો છો કે હું એકલી જ જાઉં?"

"આવું છું, બ્હેન! પણ ગુર્જરેશ્વર પાસે ઠીકઠાક વસ્ત્રો પહેરીને જવું જોઇએને?" રૂપસુંદરીના પગ ઉપડતા નહતા. વીરધ્વજને દેહાંતદંડની શિક્ષા તથા એ સાથે બધી હકીકત ગુર્જરેશ્વર પાસે જાહેર થવાની ભીતિથી તેનું મન કલુષિત બન્યું હતું. તે મનમાં ને મનમાં પ્રાર્થના કરવા લાગી અને ભટેશ્વરીની, પોતાની કુળદેવતાની અને વ્યાસનારાયણની બાધા આખડી રાખવા લાગી.

તેને ઢીલ કરતી જોઈને વિમળદેવી ચીડાઇ ગઇ. વીરધ્વજની ઉપર આફતનું મોટું વાદળ ઘેરાઈ રહ્યું હતું. એક પળ પણ નકામી ગૂમાવવાથી ભયંકર પરિણામ આવવાનો સંભવ હતો. તે સ્હેજ ગુસ્સે થઇને બોલીઃ "ભાભી! વસ્ત્રો ધારણ કરતાં કેટલી વાર? તમે કદાચ ઉંચાં વસ્ત્રો નહિ પહેર્યાં હોય અને સાદા વેશમાં હશો તો શું મારા ભાઈ તમને ભૂલી જશે?"

"હા, રાણીજી! ઉતાવળ કરો તો સારૂં! જો આ વખત ગયો તો પુનઃ આવનાર નથી. એક વખત મહારાજે સજા કરી દીધી તો પછી તેઓ પાછી ફેરવનાર નથી." રામલક્ષ્મીએ પણ ઉતાવળ કરવાનું કહ્યું.

રૂપસુંદરી એ સમજતી ન હતી એમ કાંઈ નહોતું. પરંતુ વીરધ્વજને થનારી ભયંકર શિક્ષાની કલ્પનાથી તે બિલકુલ ગભરાઇ ગઈ હતી. એટલું જ નહિ પણ આ તમામ હકીકત પ્રકટ થતાં ગુર્જરેશ્વર પાસે પોતાની પ્રતિષ્ઠાને પહોંચનારી હાનીના વિચારથી તો તે તદ્દન અકળાઇ ગઈ હતી. હવે પોતાના સ્વામીને પોતાનું મુખ બતાવવું કે નહિ, એ એક મોટા વિચારનો પ્રશ્ન થઈ પડ્યો હતો. એક તરફ પોતાની મજાકને લીધે એક નિર્દોષ મનુષ્યનો થનાર વધ અને બીજી બાજુએ પરપુરુષ સાથે ઠઠ્ઠા બાજી કરવા માટે પોતાના સંબંધમાં ગુર્જરેશ્વર હલકો વિચાર બાંધશે તો, એ ભીતિ! અત્યારે ખરેખર તેના પર એક મોટું ધર્મસંકટ આવી પડ્યું હતું. એ ધર્મસંકટમાંથી કેવી રીતે પાર પડવું, વીરધ્વજના રક્ષણને માટે શી યુક્તિ કરવી અને પેલી મુદ્રિકાના ઉપયોગની વાત ગુર્જરેશ્વરના જાણવામાં આવી હોય તો એ સંબંધમાં શો ખુલાસો કરવો, એ વિચારમાં તેનું મન ગુંથાઇ ગયું હતું. એથી જ તે શિબિરમાંથી બહાર પડવાને ઢીલ

કરતી હતી. સારાં વસ્ત્રો ધારણ કરવાનું તો એક બ્હાનું માત્ર હતું.

તે કશો પણ નિશ્ચય કરી શકી નહિ. માત્ર એક વિચાર તેને સૂઝી આવ્યો અને તે અમલમાં મેલવાના ઇરાદાથી બોલીઃ "વિમળબા! આપણે જવાં કરતાં જ્ઞાનભટ્ટને સમજાવીને ગુર્જરેશ્વર પાસે મોકલીએ તો? એ મૂર્ખો છે, પણ વિશ્વાસુ છે. બધો દોષ પોતાના ઉપર ઓઢી લેશે અને પોતાના રમુજી સ્વભાવથી ગુર્જરેશ્વરને પ્રસન્ન કરીને વીરધ્વજને મુક્તિ અપાવશે."

"ના, ભાભી! એ વિચાર મને યોગ્ય લાગતો નથી. જ્ઞાનભટ્ટ વિશ્વાસુ છે ખરો, પરંતુ મહારાજનો તાપ સહન નહિ થઈ શકવાથી જો તે સાચેસાચી હકીકત જણાવી દે તો તેમને આપણા ઉપર વધારે ગુસ્સો ચડે. એના કરતાં તો આપણે જ તમામ સત્ય હકીકત જણાવી દઇએ એ વધાર સારૂં. વળી આ કાર્યમાં મુખ્ય દોષ તમારો છે એટલે તેનો ખુલાસો પણ તમારે કરવો એ જ ન્યાય છે."

"એ બરોબર છે." રૂપસુંદરી બોલીઃ "પણ ગુર્જરેશ્વરનો સ્વભાવ બહુજ તીખો છે. બધી વાત ખૂલ્લી થતાં ક્રોધાવેશમાં કદાચ મારો પણ જીવ લે તો?"

"રાણીજી! એવી ભળતી શંકા આણવાનું કારણ નથી." રામલક્ષ્મીએ કહ્યુંઃ "મહારાજની વૃત્તિ ગુસ્સે થયેલા સિંહના જેવી હોય; તો પણ આપનું સુકુમાર શરીર, નાજુક દેહયષ્ટી અને ચંદ્ર સમાન મુખ જોઇને તથા આપની મૃદુ વાણીનું શ્રવણ કરીને તેઓ એકદમ શાંત બની જશે."

"રામલક્ષ્મી! તું ચતુર છે, બીજાને હિમ્મત આપતાં તને ઠીક આવડે છે. ચંદ્રિકા! લીલી સાડી લાવને? તું નથી જાણતી કે ગુર્જરેશ્વરને વાદળી રંગ પસંદ નથી પડતો? વિમળબા! મેં આને પચાશ વાર કહ્યું હશે, પણ એનો સ્વભાવ ભૂલકણો જ રહ્યો."

"ભાભી! ભાભી! એક મનુષ્યના પ્રાણ જવાનો પ્રસંગ છે તે વખતે આવી ક્ષુલ્લક બાબત તરફ લક્ષ આપવામાં તમે નિરર્થક સમય ગૂમાવો છો! તમને તે કહેવું પણ શું? હવે મારાથી એ સહન થઈ શકતું નથી? તમારી ઇચ્છા હોય તો વસ્ત્રાલંકારની ટાપટીપમાં વખત ગૂમાવતાં બેસી રહો—હું જઉં છું મહારાજા પાસે કારણ કે મારા લીધે એક નિર્દોષ મનુષ્યનો વધ થવાનો પ્રસંગ આવ્યો છે. હું તેમને બધી હકીકત સ્પષ્ટપણે જણાવી દઇશ અને પૂછીશ કે પંચાસરની રાજકુમારીનું નામ લઇ, એક શૂરવીર સરદારને ફસાવી, તેની કીર્તિને કાલિમા આણવી અને પછી તેને દેહાંતશાસન કરવું એ ન્યાય્ય છે ખરૂં? એમ કરવાથી ગુર્જરરાષ્ટ્રની ઉજ્જવલ કીર્તિને ખગ્રાસ ગ્રહણ નહિ લાગે? ભલે, તમારે આવવું ન હોય તો કાંઇ નહિ, હું તો જઇશ જ!"

વિમળદેવી એકલી જવા લાગી. તેને જતી જોઈ મનમાં ને મનમાં તેના વીરધ્વજ પ્રત્યેના શુદ્ધ પ્રેમની પ્રશંસા કરતી રૂપસુંદરી ગણગણી: "બ્હેન! ધન્ય છે તમને, ખરો પ્રેમ તે આનું જ નામ. પણ એમને એકલાં જવા દેવાં એ ઠીક નહિ. પરિણામ ગમે તેવું આવે પરંતુ મારે પણ જવું તો ખરૂં જ!" રૂપસુંદરી પણ ઉતાવળે પગલે તેની પાછળ પાછળ જવા લાગી.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### વિમળદેવીની દ્રઢ પ્રતિજ્ઞા.

જ્યારે રૂપસુંદરી અને વિમળદેવીએ જયશિખરીના શિબિરમાં પ્રવેશ કર્યો તે વખતે તે ઉંચી દૃષ્ટિ કરીને

વિચારગ્રસ્ત સ્થિતિમાં મંચક ઉપર બેઠો હતો એક અનુચર દૂર અદબ-વાળી ઉભો હતો. તે કશા કામ માટે જયશિખરીની પાસે આવેલો હતો, પરંતુ મહારાજનું લક્ષ પોતાની તરફ ખેંચાય તેની રાહ જોતો મૌનપણે ઊભો હતો. રૂપસુંદરી, વિમળાદેવી અને રામલક્ષ્મી શિબિરમાં આવ્યાં, છતાં પણ જયશિખરીએ તેમની સામે દૃષ્ટિ કરી નહિ. તેમને પણ થોડોક સમય મૌન્ય ધારણ કરીને ઊભા રહેવાની ફરજ પડી. છેવટે આ સ્થિતિ સહન નહિ થવાથી રૂપસુંદરી બ્હિતી બ્હિતી જયશિખરીની સમીપમાં જઇને મદુ સ્વરે બોલીઃ "ગુર્જરેશ્વર! એવા તે શા અગત્યના કાર્યમાં રોકાઇ રહ્યા છો કે તમારી સામે દૃષ્ટિ કરવાનો પણ અવકાશ નથી?"

તેની મંજુલ વાણીથી જયશિખરીનું લક્ષ તેની તરફ ખેંચાયું. તેણે તેની સામે દૃષ્ટિ કરી. એ દૃષ્ટિમાંહેનો ક્રોધ હજી પણ શાંત થયો ન હતો. પરંતુ પ્રજ્જવલી રહેલા રોષને પ્રકટ નહિ કરતાં શાંતપણે તેણેપ્રશ્ન કર્યો. "કેમ? અત્યારના પહોરમા અહીં આવવાનું શું કારણ?"

"આજે આટલા બધા ગુસ્સે થયેલા કેમ જણાઓ છો? અને આ માણસ અહીં કેમ ઊભો રહ્યો છે? એને રજા આપો એટલે હું મારા આગમનનું કારણ જણાવું."

જયશિખરીની નજર પેલા અનુચર સામે ગઇ. તે બોલ્યોઃ "અરે મૂર્ખ? કેમ આવ્યો છે અને મૂઢની પેઠે કેમ ઊભો રહ્યો છે?"

"મહારાજ! વીરભદ્રંજીએ મને મોકલ્યો છે અને ગુન્હેગારનો શિરચ્છેદ કર્યા પછી તેના શબનું શું કરવું, એ બાબત આપની આજ્ઞા માગી છે." અનુચર કાંપતો કાંપતો બોલ્યો.

"એમાં મને પૂછવાનું શું છે? એના શબને અગ્નિ સંસ્કાર કરવાની તજવીજ કરવી."

અનુચર નમન કરીને દ્વાર તરફ વળ્યો. વિમળદેવીએ નેત્રસંકેત વડે તેને એકદમ ગુન્હેગારનો શિરચ્છેદ નહિ કરવાની સૂચના કરી.

અનુચર તેનું સૂચન સમજી ગયો. તે બહાર ચાલ્યો ગયો. પછી જયશિખરી રૂપસુંદરી સામે જોઈ કિંચિત્ સ્મિત કરતો બોલ્યો: "અત્યારે પ્રાતઃકાળે તમારા શિબિરનો ત્યાગ કરીને અહીં આવવાની શી અગત્ય પડી છે ?"

"મહારાજ ! હું સર્વસ્વની અપરાધિની છું. ક્ષમા કરનાર આપ સમર્થ છો." રૂપસુંદરીએ પ્રસ્તાવ કર્યો.

જયશિખરી તેના એ કથનથી આશ્ચર્યચકિત થતો બોલ્યો: "ક્ષમા અને તે પણ તમને ? આ ભેદ મારાથી સમજી શકાતો નથી."

"એમાં ભેદ શો છે ? આપની આજ્ઞા લીધા સિવાય મેં આપના શિબિરમાં પ્રવેશ કરવાની ધૃષ્ટતા કરી એ ગુન્હો ન ગણાય ? તે માટે આપની—"

"વાહ ! તમે અહીં આવ્યાં એ ધૃષ્ટતા ? અને તે માટે ક્ષમા ?" જયશિખરી સ્હેજ હસ્યો અને બોલ્યો: "ગુન્હો તો બહુજ મોટો ! સહસ્ત્રરશ્મીનાં કોમળ કિરણો પ્રાતઃકાળે એક ગરીબની ઝુંપડીમાં પ્રવેશ કરે એને જો દોષ ગણી શકાય તો તમારો આ દોષ મહાન્ ગંભિર છે ! દેવી ! અત્યારે જે કાર્યમાં હું ગુંથાયો છું તે એવા પ્રકારનું છે કે એથી મારી મનઃસ્થિતિ વિચિત્ર બની ગઈ છે; અને તે કારણને લીધેજ મેં તમને આગમનના કારણનો પ્રશ્ન કર્યો હતો. બાકી તમારા આગમનથી આ શિબિર અને તેની અંદરની તમામ વસ્તુઓને એક અપૂર્વ પ્રકારનું તેજ પ્રાપ્ત થયું છે."

જે બાબતને માટે પોતે આવી હતી તેનો પ્રારંભ કેવી રીતે કરવો એ રૂપસુંદરીને સૂઝતું ન હતું. તે બોલી: "મહારાજ ! અત્યારે

આપની પ્રકૃતિ તો સ્વસ્થ છે ને ?"

"બિલકુલ સ્વસ્થ છે. બૌદ્ધ સમ્રાટના રાજવૈદ્યના ઔષધમાં અને દુગ્ધપાનના પ્રયોગમાં ભારે ચમત્કાર ! વળી એથી પણ વિશેષ ચમત્કાર તમારા મુખદર્શનનો ! અરે, આ ઘડીએ મારામાં એટલી બધી શક્તિ આવી છે કે જો રણસંગ્રામમાં જવું હોય તો પણ હું તૈયાર છું."

"એ જાણીને મને અત્યંત આનંદ થાય છે." રૂપસુંદરી બોલી: "આપની પ્રકૃતિ સ્વસ્થ હોવાથી આપને મારી એક વિનતિ શ્રવણ કરવાનો શ્રમ આપવામાં મને હરકત જણાતી નથી."

"વિનતિ ? શી વિનતિ છે—તમારી વિનતિ શ્રવણ કરવામાં મને શ્રમ પડે એ પણ એક આશ્ચર્ય નહિ તો બીજું શું ?"

"મહારાજ ! વિનતિ માત્ર—એટલીજ છે કે—એક મનુષ્યને—જીવનદાન—"

"જીવનદાન ? કોને જીવનદાન ?"

"બીજા કોને ? સરદાર વીરધ્વજને !"

જયશિખરીએ વિમળદેવી તરફ દૃષ્ટિ કરી અને તે બોલ્યો: "સમજ્યો, સમજ્યો ! નણંદની વતી શીફારસ કરતાં હશો !" તે પુનઃ ગંભીર બની ગયો અને સ્હેજ ઉચ્ચ સ્વરે બોલ્યો: "દેવી ! એ કૃતઘ્ની, દગાખોર, રાજદ્રોહીને માટે એક પણ શબ્દ કાઢવાની જરૂર નથી. તેનો શિરચ્છેદ થવોજ જોઇએ ! હું જે આજ્ઞા કરી ચૂક્યો છું તેમાં હવે કશો પણ ફેરફાર થઈ શકે તેમ નથી."

"પણ એમાં એટલું મોટું નુકશાન શું થઇ ગયું કે તે બદલ દેહાંતદંડ જેવી કડક સજા ? ચોરાઇ ગયું છે તો નિશાનનું કપડું જને ? હું આપને એના કરતાંયે વધારે સારી ધ્વજા મારા પોતાના ખર્ચે



"દેવી ! એ કૃતઘ્ની, દગાખોર રાજદ્રોહીને માટે એક પણ શબ્દ કાઢવાની જરૂર નથી તેના શિરચ્છેદ થવોજ જોઈએ." પૃષ્ઠ ૨૨૬.

તૈયાર કરાવી આપીશ; અને સ્વહસ્તે તેમાં આપને પસંદ પડશે તેવી સુંદર નકશી કાઢી આપીશ. વળી આપની ઇચ્છા હશે તો કીમતી મોતીની ઝાલર પણ તેને ટાંગીશ. પછી તો થયું ને ?"

"રાણી, રાણી ! આ તમે શું બોલો છો ? મોતી ? અરે કદાચ આખી દુનિયાનાં મોતી એકઠાં કરીને તેની ઝાલર બનાવો તો પણ ગુર્જરરાષ્ટ્રના રાજવંશની ઉજ્જવલ કીર્ત્તિને જે કલંક લાગેલું છે તે દૂર થઇ શકે ખરૂં ? નહિ, એમ કદી પણ બનવાનું નથી."

જયશિખરીના પ્રસ્તુત કથનથી રાણીના નેત્રોમાંથી અશ્રુ ખરવા લાગ્યાં. એ જોઇને જયશિખરીએ પુનઃ કહ્યું: "રાણી ! તમારાં નેત્રોનો અશ્રુપ્રવાહ ખૂટી પડે તો પણ તમારા પતિના નામને લાગેલ કાલિમા એ અશ્રુ-જળથી ધોવાઈ શકે તેમ નથી. જાઓ, આ કામ તમારૂં નથી. માટે તેમાં મધ્યસ્થી કરવાનો વિચાર તજી દો. સ્ત્રીઓનું કાર્ય, ધંધો અને સમય એ સર્વ પુરૂષોથી ભિન્ન છે. એમ કહેવામાં આવે છે કે સ્ત્રી પુરુષની અર્ધાંગના છે; પરંતુ તે આવા કાર્યમાં તો નહિજ."

રૂપસુંદરીએ જોયું કે હવે પોતાનો કશો પણ ઉપાય ચાલી શકે તેમ નથી. એટલે તે સ્હેજ પાછળ હઠીને જ્યાં વિમળદેવી ઊભી હતી એ સ્થળે આવી અને માત્ર વિમળદેવીજ સાંભળી શકે એ પ્રમાણે ધીમેથી બોલી: "જોયું બ્હેન ! હવે કશું પણ બોલવું નકામું છે. માત્ર એમનો ક્રોધ અધિક વૃદ્ધિને પામશે !"

"કાંઈ હરકત નહિ." એમ કહીને વિમળદેવી સ્હેજ આગળ આવી અને જયશિખરીને ઉદ્દેશીને કહેવા લાગી: "મહારાજ ! હું આપની ભગિની વિમળદેવી આપની સામે ન્યાય માગવાને માટે ઊભી છું; ક્ષમા કરો, એવી પ્રાર્થના કરવાને માટે નહિ ! અને ન્યાયની

અપેક્ષા કરનારની વિનતિ પ્રતિ લક્ષ આપવાને દરેક પૃથ્વીપતિ સર્વ કાળે તત્પરજ હોય છે. એવી સ્થિતિમાં તે સ્થળ, કાળ કે પ્રસંગના વિરોધ તરફ દૃષ્ટિ કરવાનું પસંદ કરતા નથી."

"ઓહો ! આ અમારાં ભગિની વિમળદેવી બોલે છે, એમકે ?" જયશિખરી બોલ્યો. તે વિમળદેવીના સ્વભાવથી પરિચિત હતો. વિમળદેવીમા આત્મશ્રદ્ધા અને સ્પષ્ટવક્તૃતા-એ બે ગુણ મુખ્ય હતા. વળી તેનું દિલ વીરધ્વજ તરફ આકર્ષાયું છે એ પણ તેના જાણવામાં હતું. એટલે સ્વાભાવિક રીતેજ જયશિખરીને વિચાર થયો કે 'હું પણ આની સાથે કડક વર્તન રાખીશ તોજ કામ આવશે. એમ કરવાથી તે ભવિષ્યમાં કદી પણ પોતાના વંશ અને કુળને અયોગ્ય વિનતિ કરવા તે તત્પર થશે નહિ.' તેણે પ્રશ્ન કર્યો: "કેમ? તમારે શી અરજ કરવાની છે ?"

વિમળદેવી સ્હેજ પણ સંકોચ સિવાય દૃઢતાપૂર્વક બોલવા લાગી. વિમળદેવીની એ ધૃષ્ટતાથી જયશિખરીને વિશેષ ક્રોધ ચડશે અને તેનું કદાચ અધિક વિપરિત પરિણામ આવશે, એવા વિચારથી રૂપસુંદરીએ વિમળદેવીનો હાથ દબાવ્યો. પરંતુ તેની ઉપેક્ષા કરીને વિમળદેવીએ તો પોતાનું કથન ચાલુજ રાખ્યું. તેણે કહ્યું: "મહારાજ ! જે વીર સરદારનો રક્તપાત બલ્કે ખૂન કરવાની આપે થોડા સમય પહેલાં આજ્ઞા કરી છે, તેણે પોતાનો સમય અનુકુળ હતો ત્યારે દક્ષતા પૂર્વક પોતાના પક્ષની સેવા બજાવવામાં ચાતુર્ય અને વીરત્વ દાખવીને, પોતાની કર્તવ્યપરાયણતા સિદ્ધ કરી છે. એજ સરદાર અત્યારે કર્તવ્ય-પરાંગમુખ બનેલો દેખાય છે, તેનું કારણ શું હોવું જોઇએ તેની આપે તપાસ કરી છે ખરી ? જો ન કરી હોય-અને હું ધારૂં છું કે નથીજ કરી-તો હું આપને જણાવીશ કે એમાં તેનો કશો પણ દોષ નથી.

કેમકે તે ઇરાદાપૂર્વક કર્તવ્યભ્રષ્ટ થયો નહતો—તે પહેરો છોડીને પોતાની રાવટીમાં જઇને સુઇ રહ્યો નહતો. પરંતુ કોઇએ તેની મશ્કરી હતી. તેને કોઈ બીજાના નામથી—એમ શા માટે ?—મારા પોતાના નામથી—અરૂ કહેવામાં શી હરકત છે ?—મારા નામથી, મારી પાસે આવવાનો સંદેશો મોકલવામાં આવ્યો હતો. એ કારણથીજ તેણે ક્ષણભર પહેરો છોડવાનું સાહસ કર્યું હતું, અને એમાં આશ્ચર્ય પામવા સરખું કશું છેજ નહિ. આ છાવણીમાં આપ એવો એક પણ સરદાર—એક પણ સૈનિક નહિ બતાવી શકો કે જે મારા નામથી કરવામાં આવેલી આજ્ઞાને ઉલ્લંઘવાની હિમ્મત કરી શકે. મારામાં બીજો કશો પણ ગુણ ન હોય તો પણ પંચાસરપતિની હું ભગિની છું, એટલા ખાતર પણ મારૂં એટલું માન રાખવામાં આવે એ સ્વાભાવિક છે. ”

“ એટલે ? તેં રાત્રીના સમયે એની મુલાકાત લીધી હતી ? ” જયશિખરીએ આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

“ હા, મહારાજ ! મેં એની મુલાકાત લીધી હતી. પણ કેવા સંયોગમાં લેવી પડી હતી તે જણાવવાનો આ પ્રસંગ નથી. ”

“ વારૂ, પણ તારા નામથી એ સંદેશો કોણે મોકલ્યો હતો. ”

“ હું આપને નમ્રતાપૂર્વક વિનતિ કરૂં છું કે એ પ્રશ્નનો ઉત્તર આપવાનો આગ્રહ આપ મને નહિ કરશો. હું મારા નામથી આજ્ઞા કરનારને દોષ આપવા માટે કિંવા મને પોતાને દોષમુક્ત કરવા માટે અહીં આવી નથી; અને એટલી તો મારી ખાત્રી છે કે મારા વડીલ બંધુ ગુર્જરેશ્વરને પોતાની ભગિની વિમળદેવીના વચન ઉપર વિશ્વાસ હોવાથી, તેઓ બીજા કશા પૂરાવા સિવાય પણ મારા કથનને સત્ય માનીજ લેશે. ”

“ ઠીક, પરંતુ એ તારા વીર સરદાર ઉપર તેને મુલાકાત

આપવાનો અનુગ્રહ તેં કયે સ્થળે કર્યો હતો ?" જયશિખરીએ પ્રશ્ન કર્યો.

" મારી ભાભીના શિબિરમાં ?" વિમળદેવીએ જવાબ આપ્યો.

" શું ? રાણીના શિબિરમાં ?" જયશિખરી ક્રુદ્ધિત રવે ગર્જ્યો: " વિમળ ! તું પણ મોટી ધીટ અને નિર્લજ્જ દેખાય છે ! કેટલાક દિવસથી મારા જાણવામાં આવ્યું હતું કે એનું લક્ષ તારા તરફ છે. પરંતુ મારી પ્રકૃતિ શિથિલ હોવાથી મેં એ બાબતમાં વિશેષ વિચાર કર્યો નહતો. વળી તું વીરધ્વજ જેવા સાધારણ પ્રતિના સરદારના મોહપાસમાં આટલી ત્વરાથી જકડાઇ જઇશ એવી તો મને કલ્પના પણ ન હતી. પરંતુ એને બદલે આજે તું સ્વમુખેજ પોતાની નિર્લજ્જતા પ્રકટ કરે છે! વિમળ! વિમળ! તેં તારી પદવી અને કુળાભિમાનનું વિસ્મરણ કરીને એ અધમ રાજદ્રોહીની મધ્યરાત્રીના સમયે એકાંતમાં મુલાકાત લીધી અને તે પણ રાણીના શિબિરમાં? એટલું એટલું કરવા છતાંયે તું કહે છે કે તારૂં નામ લઇને કોઇએ તેને ફસાવ્યો હતો! તને આ બધી હકીકત કહેતાં શરમ પણ નથી આવતી? યાદ રાખ, હું તને જીવનપર્યંત કુંવારી રાખીશ, જરૂર પડશે તો તારો પણ શિરચ્છેદ કરી નાખીશ, પરંતુ એવા અધમાધમ સાથે તું લગ્નગ્રંથીથી જોડાય એ હું કદી પણ જોઈ શકીશ નહિ."

" મહારાજ! આપ સત્તાધીશ છો, જે ધારો તે કરી શકો તેમ છો. પરંતુ હું કુંવારી રહું કિંવા આ લોકનો ત્યાગ કરી જઉં, એથી મારી આબરૂને લેશ પણ બટ્ટો લાગનાર નથી. હું કહું છું તે ખરૂં છે કે ખોટું એ આપ મારાં ભાભીશ્રીનેજ પૂછી જૂઓ. બાકી મેં તો હમણાંજ કહ્યું છે કે હું બીજાને દોષ દેવાને કિંવા મને દોષમુક્ત કરવાને અહીં આવી નથી. એટલા માટે હું આપને સલાહ

આપું છું કે એકાદો મનુષ્ય મોહમુગ્ધ બનવાને પરિણામે તેના હસ્તે કશો અપરાધ થવા પામ્યો હોય તો તેને ક્ષમા કરવી જોઇએ. મહારાજ! આપને પણુ એક દિવસ ધર્મરાજ સન્મુખ આપના આ અપરાધની ક્ષમા માગવાની છે, એ વાત ભૂલી જશો નહિ !” ગુર્જરેશ્વરની ભગિનીએ દઢતા અને સ્પષ્ટતાપૂર્વક પ્રસ્તુત શબ્દો ઉચ્ચાર્યા.

“ હાય ! આ હું શું સાંભળું છું ? શું આ ભાષણ ભગિની વિમળાદેવીના મુખમાંથી નિકળે છે ? જેને હું મોટી સુજ્ઞ અને સુશિલ સમજતો હતો એજ વિમળાદેવી તું છે, કે એકાદી કામજ્વરથી પીડિત, પોતાના જારનો પ્રાણુ બચાવવાને માટે પોતાની આબરૂની પણ દરકાર નહિ કરનારી, એવી અન્ય સ્ત્રી છે ? રહે, આ ઘોરતમ અપરાધની શિક્ષા તને પણુ હું કરીશ. તું સ્ત્રી જાતિ હોવાથી હું તારા પર શસ્ત્ર ચલાવવા નથી ઇચ્છતો; કિન્તુ તને મોહ થયો છે તે નરાધમનો શિરચ્છેદ કરીને, તેનું ડોકું એક ભાલાની અણી પર ઘોંચીને એ ભાલો તારા શિબિરની સામે રોપાવીશ. ”

જયશિખરી આગળ કંઇક કહેવા જતો હતો. પરંતુ સ્વમાનને સમજનારી વિમળાદેવી હવે વધુ વખત પોતાના ભાઇના મુખમાંથી નિકળતા કટુ શબ્દો સહન કરી શકી નહિ. તે પોતાના ભાઇની મર્યાદા નહિ રાખતાં ઠસ્સાપૂર્વક બોલીઃ “ ભલે, આપની ઇચ્છા હોય તો ખુશીથી તેમ કરો. એમ કરવાથી જનસમાજને બોલવાને અવકાશ પ્રાપ્ત થશે કે આપના જેવા પરાક્રમી રાજાએ એક શૂરા અને વિશ્વાસુ સરદારનો પ્રાણુ કેવળ ક્રૂરતા અને અન્યાયપૂર્વક લીધો છે ! હું ધારૂં છું કે તે આપની ગુણુગ્રાહકતાનું એક અક્ષય્ય અને યોગ્ય સ્મારક ગણાશે ! આપે તેને જારની–વ્યભિચારીની સંજ્ઞા આપવાનું સાહસ કર્યું છે ! અસ્તુ. આપ મહારાજાધીરાજ છો—આપની પદવીના મનુષ્યને સારા

સારનો વિચાર કરવાની દરકાર ઓછી હોય છે. પરંતુ અત્યારે હું આપને સ્પષ્ટપણે જણાવું છું કે તેમનો મારા ઉપર પ્રેમ હતો—એ પ્રેમ સ્વાર્થયુક્ત નહિ પણ ખરોજ હતો—તેમ છતાં પણ તેમણે ઉંચી આંખો કરીને કદી પણ મારી સામે જોયું નથી, કે તેમના મુખમાંથી એક પણ અનુચિત શબ્દ નિકળ્યો નથી. માત્ર એક મનુષ્ય પોતાના ઇષ્ટ દેવની જે પ્રમાણે ભક્તિ કરે છે તે પ્રમાણે તે મારી ભક્તિ કરતા હતા. અને એ નિઃસ્વાર્થ પ્રેમને ખાતર—એ ભક્તિને ખાતરજ આજે તેમને મરણને શરણ થવું પડે છે.”

રૂપસુંદરી વિમળદેવીના ચોરસાનો છેડો ખેંચતી બોલીઃ “ વિમળ બ્હેન ! વિમળ બ્હેન ! આ તમે શું કરો છો ? ગુર્જરેશ્વરનો ક્રોધાવેશ તમારા આ શબ્દોથી સળગી ઉઠશે !”

“ તો પણ શી ચિંતા છે ? ” વિમળદેવી બોલીઃ “ ચાપોત્કટ વંશની નિષ્પાપ ક્ષત્રિય કુમારિકા જ્યાંસુધી પોતાના શીળને અને સદ્‌વર્તનને ચૂકી નથી ત્યાં સુધી તેને ગુર્જરેશ્વરનો—આ લોકના એક મનુષ્યનો તો શું પરંતુ સાક્ષાત પરમેશ્વરનો પણ ડર નથી !”

રૂપસુંદરી બહુ ધીમેથી બોલી હતી. પરંતુ વિમળદેવીની ગર્જના જયશિખરી સાંભળી શક્યો હતો. તેનો ક્રોધ વૃદ્ધિગત થયો હતો. પરંતુ તેને શમાવતો તે ગંભિરપણે બોલ્યોઃ “ વિમળ ! ખરેખર તું આજે શુદ્ધિમાં હો એમ લાગતું નથી. તું કોની સામે ઊભી રહીને બોલે છે, એનું પણ તને ભાન હોય એમ દેખાતું નથી. તારી આ ગર્જનાથી ડરી જઇને હું એ અધમને છોડી દઇશ એમ તું માને છે ?”

“ એ નહિ છૂટે તો પણ શી હરકત છે ?” વિમળદેવીએ પ્રથમના જેટલાજ આવેશપૂર્વક કહ્યુંઃ “ તમે એમના દેહનો નાશ

કરી શકશો ખરા, પરંતુ તેમના પ્રત્યે મારા અંતરમાં જે પ્રેમનો પ્રાદુર્ભાવ થયો છે તે પ્રેમનો નાશ કરવાની તમારામાં શક્તિ નથી. માત્ર એટલું હું સ્પષ્ટપણે જણાવી દઉં છું કે હવે ભવિષ્યમાં તમે કદી પણ મારા લગ્ન સંબંધી વાત કાઢશો નહિ. હું સમજીશ કે મારા પ્રારબ્ધમાં લગ્નનો આનંદ લખાયલોજ નથી. કેમકે કદાચ તે જીવન્ત રહે તો પણ તેમની અને મારી સ્થિતિ વચ્ચે રહેલા મહદંતરને લીધે અમારૂં લગ્ન આ જન્મમાં થઇ શકે એમ તો મને લાગતું નથી. માત્ર મૃત્યુ પછી એ પંચાત રહે તેમ નથી. અર્થાત્ આજથી અમારૂ આત્મલગ્ન થઇ ચૂકયું છે એમજ સમજજો. હું જીવતી હોઉં કિંવા મર્ત્ય અવસ્થામાં હોઉં એ મારા મનથી તો સરખુંજ છે.”

## પ્રકરણ ૨૫ મું.

### આનંદગિરિનું અપમાન.

વિમળાદેવીએ પોતાનું કથન પૂરૂં કર્યું નહિ તે પહેલાંજ આનંદગિરિ સ્વામીએ જયશિખરીના શિબિરમાં પ્રવેશ કર્યો. તેમના દેખાવ ઉપરથી જોઇ શકાતું હતું કે તે ઉતાવળા આવેલા હોવાથી હાંફતા હતા. આ સ્થળે એકાએક થયેલા તેમના આગમનથી જેટલું આશ્ચર્ય જયશિખરીને ઉત્પન્ન થયું હતું, તેટલુંજ બલ્કે તેથી પણ વિશેષ આશ્ચર્ય વાચકોને ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. તેમના મનના સમાધાન અર્થે સ્વામીજીના આગમનનું કારણ અત્ર રજુ કરીશું.

વેદધર્મ રાજમંડળ તરફથી સ્વામીજી ઉપર વીરધ્વજની સાથે મોકલવામાં આવેલા પત્રને લગતી હકીકત વાચકોના જાણવામાં છે. એ પત્ર સ્વામીજીએ બૌદ્ધ સમ્રાટને પહોંચડાવ્યો હતો. તેનો પ્રત્યુત્તર ફરી વળતાં કેટલીક ઢીલ થઇ હતી. પરંતુ છેવટે એવો જવાબ મળ્યો કે તેમણે વેદધર્મીઓની છાવણીમાં જઇને ત્યાં રાજવૈદ્ય રમેશાચાર્ય છે તેમને મળવું, અને તે જે જવાબ આપે તે વેદધર્મ રાજમંડળને જણાવવો. એ કારણથી સ્વામીજી પોતાના આશ્રમમાંથી નિકળીને આ તરફ આવ્યા હતા. તે પગપાળા આવેલ હોવાથી તેમને એક દિવસ વધારે લાગ્યો હતો. આગલે દિવસે સ્હાંજેજ તેમના આગમનની રમેશાચાર્ય પ્રતીક્ષા કરતા હતા.

આ છાવણીમાં સન્યાસીઓને પ્રવેશ કરવાને માટે પરવાનગીની જરૂર નહતી અને વળી આનંદગિરિ સ્વામી સુપ્રખ્યાત હોવાથી કેટલાક તેમને નામથી તો કેટલાક પ્રત્યક્ષ દર્શનથી પણ પિછાનતા હતા. એટલે છાવણીમાં પ્રવેશ કરવામાં તેમને મુસ્કેલી નડી નહિ. માર્ગમાં આવતાં તેમણે વીરધ્વજને કેદીની અવસ્થામાં જોયો. તેનું મુખ મ્લાન બની ગયું હતું. વીરભદ્ર તેની પાસે ઊભો હતો. એક પડખે શિરચ્છેદ કરનાર મનુષ્ય ઊભો હતો, અને બીજા ચાર-પાંચ માણસો ત્યાં હાજર હતા. સ્વામીજી એ સ્થિતિ જોતાંજ તેનો ઉદ્દેશ સમજી ગયા. તે તેમની નજીક ગયા. સ્વામીજીને જોઇ વીરધ્વજે તેઓને પ્રણામ કર્યાં. વીરભદ્ર પણ તેમને પિછાનતો હતો. તેણે પણ પ્રણામ કર્યાં. સ્વામીજીએ તેને આશીર્વાદ આપતાં આ બધું શું છે, એ વિષે પ્રશ્ન કર્યો. વીરભદ્રે ટુંકાણમાં બધો ખુલાસો કરી દીધો. સ્વામીજીએ એક પળ માત્ર વીરધ્વજના ચ્હેરા સામે જોયું. પરંતુ આ નિર્દોષ મુદ્રાવાળા મનુષ્યનું અંતઃકરણ રાજદ્રોહી અને વિશ્વાસ-

ધાતી હોય એમ તે માની શક્યા નહિ. તે વીરભદ્રને કાંઈક સૂચના કરીને રાજવૈદ્ય પાસે નહિ જતાં ત્વરિત ગતિએ જયશિખરીના શિબિર તરફ ચાલ્યા અને હમણાં આપણે જોઈ ગયા તે પ્રમાણે વિમળદેવીનું કથન પૂરૂં થયા પહેલાંજ તેમણે શિબિરમાં પ્રવેશ કર્યો.

સ્વામીજીને જોતાં સન્યાસીઓ પ્રત્યેની સ્વાભાવિક પૂજ્ય બુદ્ધિને અનુસરીને જયશિખરી ઊભો થઈ ગયો. તેણે બે હસ્ત જોડીને સ્વામીજીને નમન કર્યું. પરંતુ તેના શિષ્ટાચારની ઉપેક્ષા કરતાં સ્વામીજીએ પ્રારંભ કર્યો: " રાજન્ ! સંભાળો, તમારા હાથે આજે એક ઘોર પ્રકાર બની રહ્યો છે. વિચાર કરો, વીરધ્વજના વધની આજ્ઞા એકદમ રદ કરો. એમ કરવામાંજ તમારૂં કલ્યાણ છે. "

" અરે ! પણ આ બધું છે શું ? " જયશિખરી અકળાઈને બોલી ઉઠયો: " પત્ની, ભગિની, સન્યાસી–એ બધાંય કૃતઘ્નીની તરફદારી કરે છે ! પણ શું હજી સુધી એનો શિરચ્છેદ કરવામાં નથી આવ્યો ?"

" ના, મેં તમારા સરદાર વીરભદ્રને હું પાછો ફરૂં ત્યાં સુધી થોભવાની વિનતિ કરી છે અને મારા જેવા એક સન્યાસીની વિનતિ તે માન્ય રાખશેજ એવી મારી ખાત્રી છે. " સ્વામીજીએ કહ્યું. સ્વામીજીએ વીરભદ્રને જે સૂચના કરી હતી તે એજ હતી.

" શું ? તમારી એ વિનતિ માન્ય રાખશે ? અને મારી આજ્ઞાનો ઉપમર્દ કરશે ? વાહ ! આજે તો હું દરેક પ્રકાર વિચિત્રજ જોઉં છું ! વારૂ, તમારે શું કહેવાનું છે ?"

" રાજન ! આ વીરધ્વજના સંબંધમાં એક ગુપ્ત હકીકત મારા જાણવામાં આવી છે. પરંતુ જ્યાં સુધી આ ધર્મયુદ્ધનો નિવેડો ન આવે ત્યાંસુધી તેની રજા સિવાય હું તે પ્રકટ કરી શકું તેમ નથી. જો એ તમારા જાણવામાં આવે તો મારી ખાત્રી છે કે તમે પોતે

પણ તેનો વધ કરવાની મના કરશો. માટે મારા વચન ઉપર વિશ્વાસ રાખીને તેનો વધ કરવાની જે આજ્ઞા કરેલી છે તે એકદમ રદ કરી દો. ”

“ મહારાજ ! આપ સન્યાસી હો, એમ આપના બાહ્ય દેખાવ પરથી જણાય છે. બાકી તે સિવાય આપની વિશેષ માહિતી મને નથી. તો પણ જે ગુપ્ત હકીકત આપના જાણવામાં આવેલી હોવાનું આપ જાણો છો તે પ્રકટ કરો તો પછી મને યોગ્ય લાગશે તે હું કરીશ. કેવળ આપના સન્યાસીપણા ઉપર વિશ્વાસ રાખીને તેને ક્ષમા કરવાનું હું યોગ્ય માનતો નથી. ” જયશિખરીએ સાધુના વચન ઉપર વિશ્વાસ રાખવાનો ઇન્કાર કર્યો.

“ રાજન્! આ ઘટિકા પર્યંતનું તમામ આયુષ્ય કેવળ વ્યાસ-નારાયણ ભગવાન્ અને તેમનાં બાળકોની સેવામાં વિતાડયું છે. જગતને તૃણવત્ માનીને માત્ર વેદધર્મના ઉદ્ધાર અને રક્ષણના જ હેતુથી તમારા રાજમંડળને સહાય કરવાને તત્પર થયો છું. એક પણ દુષ્કૃત્ય હજી સુધી મારા હસ્તે થયું નથી. એક પણ કુવિચાર મારા અંતરમાં ઉપજ્યો નથી. એમ છતાં પણ વેદધર્મ રાજમંડળનો અધ્યક્ષ–ગુર્જ-રેશ્વર જેવો સદ્ધર્મી રાજા મને અસત્યવાદી કહે છે—મારા વચન ઉપર વિશ્વાસ રાખવાની ના કહે છે, એ પણ સમયની વિચિત્રતા જ છે. અભિમાની રાજા! કર્ત્તા, અકર્ત્તા અને અન્યથાકર્ત્તા એક માત્ર પર-માત્માજ છે. જો વીરધ્વજનું મૃત્યુ તેને ઇષ્ટ હશે તો તેનું રક્ષ કરવાનો મારા જેવા એક ક્ષુદ્ર મનુષ્યનો સર્વ પ્રયત્ન વ્યર્થજ જશે; જ્યારે તેના આયુષ્યની દોરી મજબૂત હશે, તો યાદ રાખજે કે તારા જેવા ઉન્મત રાજાની આજ્ઞાને પણ તે દાદ દેનાર નથી. જયશિખરી! તારી જ્ઞાનદૃષ્ટિ ક્યાં સંતાઈ ગઈ છે? આજ તારો સુસ્વભાવ અને

આજ તારી ન્યાયવૃત્તિ કે? ધિક્કાર! ધિક્કાર છે તને અને તારી મંદ બુદ્ધિને!"

સ્વામીજીના કથનથી આ પોતેજ આનંદગિરિ છે એમ જયશિખરી સમજી ગયો, ને મંદ મંદ હસતો કટાક્ષપૂર્વક બોલ્યોઃ "હં હં, સમજ્યો; આનંદગિરિ સ્વામી તે આપ પોતેજ જણાઓ છો! મારા અનારોગ્યની સંધી જોઇને વેદધર્મ રાજમંડળે મને જાણ કર્યા સિવાય બૌદ્ધ સમ્રાટ સાથે સુલેહ કરવા માટેની શરતો તૈયાર કરીને એ શરતોવાળો પત્ર પેલા હરામખોર **વીર**ધ્વજ સાથે એક સન્યાસી તરફ મોકલ્યો હતો એ સન્યાસી આપ પોતેજ ને? ઠીક ઠીક, તમારી સુલેહની વાટાઘાટ ચાલુ રાખો, પરંતુ એટલું સ્મરણમાં રાખજો કે તેમાં કોઇ પણ સ્થળે મારૂં નામ આવવું જોઇએ નહિ. **વીર**ધ્વજ પણ એ કારસ્થાનમાં સામેલ હોવાથી તમને પ્રિય લાગે એ દેખીતું છે. પરંતુ તેને બચાવવા માટેનો તમારો સર્વ પ્રયત્ન વ્યર્થજ સમજજો. મારી ન્યાયવૃત્તિ અને સુસ્વભાવનું તમારી પાસે સ્પષ્ટિકરણ કરવાની હું જરૂર જોતો નથી. હું તેનો નિકાલ આણવાની વ્યવસ્થા મારી જાતે જ કરૂં છું. તમે સુલેહના કાર્યમાં મધ્યસ્થી કરો, મારા કાર્યમાં વચ્ચે પડવાની જરૂર નથી. જાઓ, અહીંથી ચાલ્યા જાઓ. હવે એક પળ જાય છે તે મને એક વર્ષ સમાન લાગે છે."

"જયશિખરી! હું તને પુનઃ એક વખત કહું છું કે વિચાર કર. તું મદાંધ બનીને આ દુષ્કર્મમાં પ્રવૃત્ત થાય છે, પરંતુ તે માટે પાછળથી તને અત્યંત પશ્ચાત્તાપ થશે." આનંદગિરિ સ્વામીએ સલાહ આપીઃ "યાદ રાખજે કે ભવિષ્યમાં તારૂં આ કૃત્ય તને જીવનપર્યંત સાલ્યા કરશે. તને એમ પણ થશે કે 'વીરધ્વજનો વધ કરવાની આજ્ઞા કરતાં પહેલાં મારી સર્વ શક્તિ નષ્ટ બની ગઇ હોત તો સારૂં

હતું.' હજી પણ એક વખત વિચાર કરી જો. દૂરદર્શિતાનો યોગ્ય ઉપયોગ કરવાનો સમય છે-વીરધ્વજનું રક્ષણ થઈ શકે તેમ છે."

"તમારા જેવા સન્યાસીઓની સલાહ રાજકાર્યભારમાં હિતાવહ થઈ પડતી નથી. મને આશ્ચર્ય માત્ર એટલું જ થાય છે કે તમારી વૃદ્ધાવસ્થા થઇ છે, તમે ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં છે, તેમ છતાં પણ અમારા રાજ્યવ્યવહારમાં માથું મારતાં તમને સંકોચ થતો નથી ? ખરેખર તમે તમારા સન્યાસીપદને લજાવો છો. જાઓ, અહીંથી પધારી જાઓ. જયશિખરી પાસે તમારૂં કશું પણ વળે તેવું નથી. તમારાં કારસ્થાન હું જાણું છું. વીરધ્વજ અને તમે સૌરાષ્ટ્રાધીશ ચંદ્રસેન તથા કુચ્છના રાવ આદિને મળી ગયા છો અને મારી વિરૂદ્ધ કાવતરાં ચલાવી રહ્યા છો એવી બાતમી મને મળી છે. પરંતુ યાદ રાખજો કે જો આ બાબતનો ચોક્કસ પૂરાવો મને મળ્યો-તમે મારી પ્રતિષ્ઠા કિંવા રાજસત્તાને હાની પહોંચાડનારા કૃત્યને ઉત્તેજન આપો છો એવી મારી ખાત્રી થઇ-તો જે દશા વીરધ્વજની તે તમારી પણ સમજજો. પછી તમારી વૃદ્ધાવસ્થા કિંવા ભગવાં વસ્ત્રો કશા પણ કામમાં આવી શકવાનાં નથી. માટે હવેથી જે કામ કરો તે વિચારીને કરજો."

એ વેળાએ રાજવૈદ્ય રસેશાચાર્યે શિબિરમાં પ્રવેશ કર્યો. તેને જોઇને જયશિખરી બોલ્યો: "અહો ! વૈદ્યરાજ ! હજી પણ આપ રોકાયા છો ?"

"હા, મહારાજ ! જ્યાં સુધી આપ સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરી શક્યા ન હો ત્યાં સુધી મારાથી કેવી રીતે ખસી શકાય ?"

"શું ? મને આરોગ્ય પ્રાપ્ત થયું નથી ? મારા અંગમાં કશો પણ રોગ હોય એમ મને તો લાગતું નથી." જયશિખરી બોલ્યો.

" આપને ન લાગે પરંતુ રોગપરીક્ષકની દૃષ્ટિથી તે ગુપ્ત રહી શકે નહિ આપનો જ્વર નાશ પામ્યો છે, શારીરિક શક્તિ આપને પુનઃ પ્રાપ્ત થઇ છે. પરંતુ મારા સાંભળવામાં આવ્યું કે આપને ઉન્માદ રોગ લાગુ પડ્યો છે. " રસેશાચાર્યે જયશિખરીના દરદની વ્યાખ્યા કરી.

" શું ? મને ઉન્માદ રોગ લાગુ પડ્યો છે એવું આપે સાંભળ્યું ? કદાચ આપને કાનમાં કશોક વ્યાધી થયો હશે કે આપનું મગજ અવ્યવસ્થિત થયું હશે અને તેથી સાંભળવા કિંવા સમજવામાં ફેર થયો હશે. " જયશિખરીએ વૈદ્યરાજની ભૂલ ભાંગવાને યત્ન કર્યો.

" ના, મહારાજ ! મારા કાન અને મગજ નિરોગી જ છે. મેં સાંભળ્યું છે કે એક નિર્દોષ મનુષ્યનો વધ કરવાની આપે આજ્ઞા કરી છે. જો એ વાત સાચી હોય તો આપને ઉન્માદ રોગ લાગુ પડ્યો છે એમ માનવામાં કશી પણ હરકત નથી. કેમકે નહિ તો ગુર્જરેશ્વર મહારાજાધિરાજ જયશિખરી એવી આજ્ઞા કદી પણ કરે નહિ. "

જયશિખરીના મનમાં એવી કલ્પના ઉદ્દભવી કે આ રાજવૈદ્ય પણ પોતાની વિરૂદ્ધ રચવામાં આવેલા કાવતરામાં ભળ્યો નહિ હોય ! પરંતુ બીજીજ પળે એ કલ્પના અદૃસ્ય થઈ ગઇ. તેણે વિચાર્યું કે ' જેણે મને ભયંકર રોગમાંથી મુક્ત કર્યો તે મારૂં અહિત કરવાને તો તત્પર થાય જ નહિ. ' તે બોલ્યોઃ " તો પછી એ રોગનું નિદાન કરીને તેની ચિકિત્સા કરો. પરંતુ એટલું સ્મરણમાં રાખજો કે જો એ રોગ મને લાગુ પડયો છે એવી મારી ખાત્રી નહિ થાય તો પછી તમારી રાજવૈદ્ય તરીકેની પ્રતિષ્ઠાને હાની પહોંચશે. "

" મહારાજ ! એ માટે એકાંતની જરૂર છે. માટે આપનાં રાણી, ભગિની આદિને અહીંથી વિદાય થવાને જણાવો. "

જયશિખરીની નજર સ્વામીજી તરફ ગઇ. તે બોલ્યો: “કેમ, સાધુ મહારાજ! હજી સુધી શા માટે ઊભા રહ્યા છો? મારી પાસે આપનું કશું પણ ચાલી શકે તેમ નથી, માટે પધારી જાઓ; અને રાણી! તમે પણ જાઓ. ગુર્જરેશ્વરની રાણી પરપુરુષને બચાવવાને પ્રાર્થના કરે છે એ જોઇને મને પોતાને પણ લજ્જા ઉપજે છે. વિમળ! જા, હવે એક અક્ષર સુદ્ધાં બોલીશ નહિ. તારો વીરધ્વજ ઉપર પ્રેમ છે તે બદલ હું તેને બીજા બે પ્રહર સુધી આ લોકમાં રહેવા દઇશ. એથી વિશેષ હું કશું પણ કરી શકીશ નહિ. તેનો વધ કરવાની જે આજ્ઞા મેં કરી છે તેમાં કશો પણ ફેરફાર કરી શકીશ નહિ. જાઓ, તમે બધાં બહાર ચાલ્યાં જાઓ.”

“રાજા જયશિખરી! ધિક્કાર હો તારા પરાક્રમને! તપસ્વીનો ઉપમર્દ! અરે, તારા હિતચિંતકનું અપમાન! ઠીક છે! તું પ્રત્યક્ષ ઇશ્વરનો અંશ ગણાય છે. એથી તેં મારૂં કરેલું અપમાન મારે સહન કરવું જોઇએ. પરંતુ સ્મરણમાં રાખજે કે તારો અધિકાર, તારી સત્તા તને આકડાના રૂના સુંવાળા બિછાના પ્રમાણે સુખકર ભાસતાં હશે, તથાપિ એ બિછાનાની ઉપર સુતરના કાચા તાંતણે બાંધેલી ખૂલ્લી સમશેર લટકે છે. એ સમશેર ક્યારે તૂટીને તારો પ્રાણ લેશે તેનું કશું પણ નિર્માણ નથી!”

સ્વામીજીએ ક્રોધાવેશમાં ઉચ્ચારેલા આ શબ્દો તરફ જયશિખરીએ બિલકુલ લક્ષ આપ્યું નહિ. સ્વામીજી, રૂપસુંદરી, વિમળદેવી અને શામલક્ષ્મી શિબિરના દ્વાર તરફ વળ્યાં. તેઓ બહાર નિકળી ગયાં ત્યાં સુધી જયશિખરી તેમની તરફ જોઇ રહ્યો. પછી વૈદ્યરાજ તરફ દૃષ્ટિ ફેરવીને બોલ્યો: “વૈદ્યરાજ! હવે તમારે જે કહેવું હોય તે કહો.”

# પ્રકરણ ૨૬ મું.

## ઉપકારનો બદલો-વીરધ્વજની મુક્તિ.

"મહારાજ! આપના ચરણુમાં એક વિનતી છે. થોડા દિવસ પહેલાં આપના જીવન મૃત્યુનો પ્રશ્ન થઈ પડયો હતો. ભયંકર જ્વરથી આપ ગ્રસ્ત બનેલા હતા; પરંતુ ઇશ્વરની કૃપાથી, મારા ઔષધના ગુણથી આપને આરામ થયો અને મને યશ મળ્યો. તેનો બદલો આપે મને આપવા ઇચ્છયું હતું. પરંતુ મેં ના કહી હતી. અત્યારે હું વિનતિ કરૂં છું કે એ વખતે મારા હાથે આપને જીવિત-દાન મળ્યું છે એમ માનતા હો તો આજે આપે પણ—"

"એક મનુષ્ય એટલે વીરધ્વજને જીવિતદાન આપવું, એમજ આપનું કહેવું છે ને?" જયશિખરીએ વૈદ્યરાજનું વાક્ય પૂરૂં કર્યું.

"હા, મહારાજ! આપ મારો ઉદ્દેશ બરોબર સમજી ગયા છો."

જયશિખરી રાજવૈદ્ય તરફ જોતો સ્થિર ચિત્તે વિચાર કરવા લાગ્યો: 'હે પ્રભુ! તારી ઇચ્છા શી છે તે હું સમજી શકતો નથી. આ યઃકશ્ચિત્ મનુષ્યે-વીરધ્વજે અપરાધ કર્યો છે અને મારા અધિકાર અન્વયે હું તેને યોગ્ય શિક્ષા કરવા માગું છું. તેમાં હજારો વિઘ્ન આડાં આવી પડે છે! આજ સુધીમાં આવા સેંકડો અપરાધી-ઓને મેં શિક્ષા કરેલી છે, પરંતુ આજના જેવો પ્રસંગ કદી પણ આવ્યો નથી. એક જાય છે તો બીજો આગળ આવે છે! રાણી, બ્હેન, સન્યાસી, વૈદ્ય-આદિ જાણે કેમ મારા ક્રોધરૂપી યોદ્ધાને મહાત્ કરવાને માટે શસ્ત્રાસ્ત્રથી સજ્જ બનીને એકરથી-મહારથીઓ સમરાં-

ગણુમાં આવતાં હોય, એ પ્રમાણે મને શાંત કરવાને તત્પર બની રહ્યાં છે.' તેનું મુખ સ્હેજ મલકયું.

એ જોઇને વૈદ્યરાજે કહ્યું: "હસતા મુખમાંથી હમેશાં આનંદકારક ભાષણ જ નિકળે છે. મને લાગે છે કે મહારાજે મારી વિનતિને સ્વીકારવાનો નિશ્ચય કરેલો હોવો જોઈએ."

"વૈદ્યરાજ! આ એક મનુષ્યને બદલે બૌદ્ધ પક્ષના જે કેદીઓ અમારા કબજામાં છે, તેમને છોડી દેવાની માગણી શા માટે નથી કરતા? બિચારા પોતાનાં સ્ત્રી પુત્રાદિને આનંદપૂર્વક ભેટશે અને તમને આશીર્વાદ આપશે. આ એક જ માણસને બચાવવાથી તમને ફાયદો શો છે?"

"જો ખાસ કારણ ન હોત તો એ માટે આપને શ્રમ આપવાની મેં કદી પણ દરકાર કરી ન હોત." વૈદ્યરાજે કહ્યું.

જયશિખરી બોલ્યો: "વૈદ્યરાજ! તમારૂં કથન સંદિગ્ધ છે. તમે જેને ખાસ કારણ જણાવો છો, તેનું સ્પષ્ટિકરણ કરતા નથી. તો પછી તમારા શબ્દો ઉપર વિશ્વાસ કેવી રીતે રહી શકે? તમારો મારા ઉપર મોટો ઉપકાર થયેલો છે એ વાત સાચી છે, અને તેનો બદલો પણ મારી શક્તિને અનુસરતો હું વાળી આપવાને તૈયાર છું. પણ આવા રાજ્યકીય ન્યાયના પ્રકરણમાં કોઈ દરમિયાનગીરી કરે એ મને પસંદ નથી. જેણે અપરાધ કર્યો છે તેને શિક્ષા થવી જ જોઇએ!"

"મહારાજ! જો મારાથી કદાચ વધારે પડતું બોલાઇ જવાય તો ક્ષમા કરજો. આપની છાવણીમાં એવા પણ કેટલાકો છે કે જેઓ આપની એટલે વેદધર્મ રાજમંડળના અધ્યક્ષની વિરૂદ્ધ કાવતરાં ચલાવી રહ્યા છે. ન્યાયદષ્ટિએ તેઓ ગુન્હેગાર છે. તેમનો અપરાધ મહાન્ છે. પરંતુ તેમના અપરાધની આપ ઉપેક્ષા કરો છો. કેમકે તેમને

સજા કરવાને માટે સમય અનુકુળ નથી, આપનામાં પૂરતી સત્તા પણ નથી; જ્યારે આ બિચારા વીરધ્વજ જેવા અસહાય મનુષ્યનો પ્રાણ-વધ કરવાને આપ તત્પર થયા છો. એજ આપનો ન્યાય! ખરેખર આ ઉપરથી આપના મનનું મોટાપણું વ્યક્ત થાય છે."

"એક વૈદ્યનો અધિકાર માત્ર રોગગ્રસ્ત મનુષ્યને ઔષધ આપી નિરોગી બનાવવાનો છે. રાજ્યકીય કાર્યમાં જયશિખરી વૈદ્યની સલાહનો વાંચ્છક નથી. હું તમારા ઉપકાર નીચે દબાયલો હોવાથી એમ ન સમજશો કે તમારૂં અપમાનકારક કથન પણ સહન કરી લઈશ."

"વાહવાહ! ગુર્જરરાષ્ટ્રના પ્રતાપી અને મહાન્ નૃપતિ તરફથી તેમના પ્રાણરક્ષકને બક્ષિસ તો સારી મળે છે! મહારાજ! યાદ રાખજો કે જ્યાં જ્યાં આપનું નામ મશહૂર છે, ત્યાં ત્યાં પ્રત્યેક રાજ્યદરબારથી માંડીને ન્હાના ન્હાના ગામડાના ચોરા પર્યંત તમામ સ્થળે આપના કૃતઘ્નપણાનો ભૂમાટો ઉડશે, એટલું જ નહિ પરંતુ આપની દુષ્ટતાની સ્મૃતિ જગતના લય પર્યંત કાયમ રહે એવી પણ હું વ્યવસ્થા કરીશ!"

તલવારની મૂઠ ઉપર હાથ નાખતો જયશિખરી બોલ્યો: "શું? આવા શબ્દો? અને તે પણ જયશિખરીની સામે? વૈદ્યરાજ! તમે પણ આ જગતથી કંટાળી ગયા લાગો છો!"

"મહારાજ! મારી ગરદન તૈયાર છે." રાજવૈદ્યે મસ્તક નમાવીને કહ્યું: "ખુશીની સાથે આપની તલવાર ચલાવો. કેવળ શબ્દો કરતાં કૃત્યથી કૃતઘ્નતાનું સ્મરણ વિશેષ રહેશે. લોકો પણ જાણશે કે ગુર્જરેશ્વરે પોતાના પ્રાણરક્ષકનો સ્વહસ્તે જ નાશ કર્યો?"

"શું હું કૃતઘ્ન? એવો ભયંકર આરોપ મારા ઉપર મૂકવાને તમારી પાસે સબળ કારણ છે ખરૂં?"

"પ્રત્યક્ષ તો એ જ કે મારા વાજબી કથનથી ગુસ્સે થઇને મારો નાશ કરવાને આપ તૈયાર થયા છો. વળી તદુપરાંત વીરધ્વજે આપની અનેક જીવ સટોસટના પ્રસંગોએ સેવા બજાવેલી હોવા છતાં તેના એક નજીવા-ભૂલથી માત્ર થયેલા અપરાધને અક્ષમ્ય ગણીને કેવળ આપનો તાપ દર્શાવવાને તેનો નાશ કરવાને તત્પર થયા છો." વૈદ્યરાજે કારણો રજુ કર્યાં.

"વૈદ્યરાજ! તમારી માગણી હું કબૂલ કરૂં છું. જો એના કરતાં તમે મારૂં રાજ્ય, મારી સમૃદ્ધિ, મારૂં સર્વસ્વ માગ્યું હોત તો તે હું ઘણી ખુશીથી તમને અર્પણ કરી દેત. આ માગણી હું નાખુશીથી મારી અનિચ્છા છતાં કબૂલ કરૂં છું તે એટલાજ માટે કે હું મારા ઉપર કૃતઘ્નતાનો આરોપ આવવા દેવાનું ઇચ્છતો નથી. જાઓ, એ વીરધ્વજને તમારી સાથે લઇ જાઓ. લ્યો, આ મારી વીંટી. એ દર્શાવીને મારા નામથી વીરભદ્રને મારી ઇચ્છા જણાવજો, એટલે કશી પણ આનાકાની સિવાય તે એ માણસને મુક્ત કરી દેશે. વીંટી વીરભદ્રને આપી દેજો. માત્ર એ રાજદ્રોહી અધમને મારી દૃષ્ટિ સમીપ આણશો નહિ." છેવટે જયશિખરી વૈદ્યરાજની માગણીને તાબે થયો.

રસેશાચાર્યે નમન કર્યું અને કહ્યું: "મહારાજનો મારા ઉપર મોટો આભાર થયો. હવે માત્ર એટલીજ વિનતિ છે કે સેવક ઉપર સદોદિત આવી ને આવી કૃપા રાખશો."

વૈદ્યરાજ જવા લાગ્યા. તેની તરફ દૃષ્ટિ કરતો જયશિખરી સ્વગત બોલ્યો: "આ વૈદ્યનો સ્વભાવ પણ કેટલો બધો દુરાગ્રહી! પરંતુ નિશાન કેવી રીતે ચોરાયું અને તે ક્યાં ગયું તેનો પત્તો કેમ લાગતો નથી? નિશાનનો ચોર કોણ હોવો જોઈએ, એ તો સમજી

શકાય છે. પરંતુ વીરધ્વજને પહેરો છોડવાનું કારણ શું? વિમળનું નામ લઇને તેને કોણ બોલાવવા ગયું હશે? રાણી પણ વીરધ્વજની મુક્તતાને માટે આગ્રહ કરતાં હતાં તેનું શું કારણ? વળી પેલો સન્યાસી બરોબર આજ સમયે અહીં કયાંથી આવી ચડયો, અને વધરાજ અત્યારે તો વિદાય થવાના હતા તેને બદલે અહીં શા કારણથી? તથા વીરધ્વજને બચાવવાથી તેમને શો લાભ? કશું પણ સમજાતું નથી. આ બધી બાબતની બહુજ બારિકાઇથી તપાસ કરવી જોઈએ." તે મોટેથી બોલ્યો: "અરે, બહાર કોઈ છે કે?"

બહારથી એક દ્વારપાળે શિબિરમાં પ્રવેશ કર્યો. "જા, વીરભદ્રને બોલાવી લાવ." જયશિખરીએ તેને આજ્ઞા કરી. દ્વારપાળ મસ્તક નમાવીને ચાલ્યો ગયો. જયશિખરી એકલો ત્વેશ પૂર્વક ગર્જ્યો: "કચ્છાધીશ! આ બધું કર્ત્તવ્ય તમારૂં જ છે! તમે જ મારૂં નિશાન ચોરી ગયેલા હોવા જોઈએ. પરંતુ ચિંતા નહિ. મારૂં નામ જયશિખરી હશે તો હું તમને તમારા કર્મનું યોગ્ય ફળ આપ્યા સિવાય કદી પણ શાંત થઇશ નહિ!"

પચીશેક પળ પછી વીરભદ્રે શિબિરમાં પ્રવેશ કરીને જયશિખરીની વીંટી તેને આપતાં કહ્યું: "મહારાજ! આપની આજ્ઞા પ્રમાણે વીરધ્વજને મુક્ત કર્યો છે."

"ઠીક કર્યું." જયશિખરી બોલ્યો. "હવે અત્યારે ને અત્યારે તારે એક બીજું કાર્ય કરવાનું છે. તું બે માણસોને સાથે લઈને કચ્છાધીશને ડેરે જા. અત્યારે તેનો જમવાનો સમય હોઇને તે તથા તેના પટાવતો જમતા હશે કિંવા જમી રહ્યા હશે. ત્યાં કચ્છાધીશને નમન વગેરે કરવાની જરૂર નથી. માત્ર તારે તેને હું કહું તેટલાજ શબ્દો કહેવાના છે. તું તેને કહેજે કે 'કચ્છાધીશ! ગઇ રાત્રીએ તમે

પોતે કિંવા બીજા કોઈ દ્વારા ગુર્જરરાષ્ટ્રના નિશાનનું કપડું ચોરી લીધું છે. તે માટે તમને જણાવવામાં આવે છે કે બે ઘટિકાની અંદર મોટા ઠાઠમાઠથી વાજતે ગાજતે એ પતાકા લઇ જઇને પુનઃ વિજય-ટેકરી ઉપર તેને રોપવાની તમારે વ્યવસ્થા કરવી. વળી અમારા વિ-જયધ્વજની બાજુમાં તમારો ધ્વજ તેની પતાકાને અર્ધી કાઢીએ રાખીને રોપવો, અને જે નીચ મનુષ્યની સલાહથી આ કૃત્ય તમે કર્યું છે તે માણસનો શિરચ્છેદ કરીને, તેનું મસ્તક ભાલા ઉપર ખોસી તે ભાલો પણ ત્યાં ઊભો કરવો. એટલું થયા પછી દાંતમાં તરણું લઇને તમારે અમારા શરણે આવવું. એ પ્રમાણે કરશો તો જ તમને તમારા ગુન્હાની માફી મળશે'—"

"અને એ સર્વ તે અમાન્ય કરે તો?" વીરભદ્રે પ્રશ્ન કર્યો.

"પણ એક વખત મારૂં કહેવું પૂરેપૂરૂં સાંભળી તો લે." જય-શિખરીએ કહ્યું: "તેને કહેજે કે 'જો આ પ્રમાણે કરવાનું કબૂલ ન હોય તો અમારી સાથે દ્વંદ્વયુદ્ધ કરવાને તૈયાર થવું. તમે મદદને માટે તમારી સાથે બે પરાક્રમી સરદારો લાવશો તો પણ એમાં અમને હરકત નથી.' દ્વંદ્વયુદ્ધ ક્યારે, કેવી રીતે અને કયા સ્થળે કરવું, તેમાં સમશેરનો ઉપયોગ કરવો કે કટારનો, ભાલો વાપરવો કે ધનુષ્યબાણ એ તને યોગ્ય લાગે તે પ્રમાણે નક્કી કરી નાખજે. જા, તું ખરો ક્ષત્રિય બચ્ચો હોઇશ તો પાછો નહિ જ પડે. યાદ રાખજે, શબ્દશઃ મેં કહ્યું તે પ્રમાણે જ કહેજે."

"મહારાજ! અંદર અંદર કલહ નહિ કરવાના આપે સોગન ખાધા છે ને?" વીરભદ્રે જયશિખરીએ લીધેલા સોગનનું સ્મરણ કરાવ્યું.

"એની તારે શી પંચાત!" જયશિખરી કંટાળીને બોલ્યો:

"જે કહું છું તે કરવાનું છોડી દઇને મને ઉપદેશ આપવા બેઠા છે ! આજે જે હોય તે દરેક મારા કૃત્ય અને ઇચ્છાની સામે જ થાય છે ! જા, મારો જે નિશ્ચય થયો છે તે હું કદી પણ ફેરવનાર નથી. કદાચ આપણા પક્ષના તમામ રાજાઓ આ કાર્યથી મારી સામે ઉલટશે તો પણ મને તેની દરકાર નથી. જા, એક પળની પણ ઢીલ નહિ કરતાં જલ્દી જા !"

"જાઉં છું, મહારાજ !" વીરભદ્ર બોલ્યો અને જવા લાગ્યો. પરંતુ આનંદગિરિ સ્વામીએ અચાનક શિબિરમાં પ્રવેશ કરી, તેને અટકાવીને, જયશિખરીને ઉદ્દેશીને કહ્યું: "મહારાજ ! આપે વીરધ્વજને મુક્ત કરવાની આજ્ઞા કરી એ જાણીને મને આનંદ થયો હતો અને તે માટે આપનું અભિનંદન કરવાને હું અહીં આવતો હતો. તેમાં સ્વાભાવિક રીતે જ આપનો અવાજ બહાર મારા સાંભળવામાં આવ્યો. તે ઉપરથી આપનો હેતુ હું સમજી શક્યો છું. પંરતુ મહારાજ ! આનું પરિણામ શું આવશે તેનો વિચાર કર્યો છે ખરો ? કચ્છાધીશ ઉપર મોકલવા ધારેલા આ સંદેશામાં આપની ઉદ્ધતાઈ પ્રકટ થાય છે. એથી નિપજનારા અનર્થની આપને કલ્પના હોય એમ લાગતું નથી ! જે મહદ્ અને ધાર્મિક ઉદ્દેશને સિદ્ધ કરવાને માટે સર્વ વેદધર્મી રાજકર્તાઓ અહીં એકત્ર થયા છે, એ ઉદ્દેશનું આપને પણ વિસ્મરણ થયું છે કે શું ? શું પરસ્પર કલહ કરવાને માટે જ આપે વેદધર્મી સૈન્યનું આધિપત્ય સ્વીકાર્યું છે ? પરસ્પર કલહ નહિ કરવાની પ્રતિજ્ઞા લેવાની સૂચના કરનાર પણ આપ અને એ પ્રતિજ્ઞાનો ભંગ કરનાર પણ આપ જ ! આ બહુજ વિપરિત થાય છે. વિચાર કરો અને આવો સંદેશો મોકલવાનું છોડી દો. અરિષ્ટ આપની તરફ હસ્ત પ્રસારી રહ્યું છે—"

"અરિષ્ટની સાથે ખેલનાર જયશિખરી તેનાથી ડરી જઇને પોતાના નિશ્ચયથી ડગે તેમ નથી, સમજ્યાને સાધુ મહારાજ!" જયશિખરી કટાક્ષ પૂર્વક બોલ્યોઃ "તમારૂં કાર્ય ઇશ્વરભજનનું છે, તે છોડીને રાજ્યકારણમાં મન ઘાલવાની તમને જરૂર નથી. તેમજ તમારી સલાહની અમે અપેક્ષા પણ કરી નથી."

"રાજન્! આ પણ મારૂં જ કાર્ય છે. વેદધર્મને હાની પહોંચાડનારા કૃત્યને શમાવી દેવું એ મારૂં કર્તવ્ય છે. કૃપા કરીને દૂરદર્શિતાને ધારણ કરો. અત્યારે આપનો કાળ પ્રતિકુળ છે. કદાચ આપની કીર્તિને અને રાજ્યસત્તાને પણ હાની પહોંચવાનો સંભવ છે."

"સ્વામીજી! એવો ખોટો ભય દર્શાવવાની જરૂર નથી. હું એવો મૂર્ખ કિંવા ભોળો નથી કે તમારા કથન ઉપર ભરોંસો રાખીને સહનશીળતાના બ્હાના નીચે હિચકારાના પદને પ્રાપ્ત થઉં!"

"રાજન્! એ ભય ખોટો નથા. મારૂં કથન કાલત્રયી અસત્ય નિવડનાર નહિ જ. તેમ જ એમ પણ ન સમજીશ કે હું મારા સ્વાર્થને માટે તને સલાહ આપવાને આવ્યો છું. વસ્તુતઃ તમારી ભાંજગડમાં પડવાથી મને કશો પણ લાભ હોય તો તે માત્ર એટલો જ છે કે તારા સરખા ગર્વિષ્ટ અને ઉદ્દામ રાજાના શબ્દપ્રહાર સહન કરવા પડે છે; અસ્તુઃ જેવી ભગવાન્ વ્યાસનારાયણની ઇચ્છા! મારે માત્ર એટલું જ કરવાનું છે કે આ ધર્મયુદ્ધનું સારૂં પરિણામ આવે અને તમામ વેદધર્મી રાજકર્ત્તાઓ સુરક્ષિતપણે પોતાના દેશમાં સીધાવે. એટલા માટે જ હું તારા શબ્દપ્રહાર સહન કરૂં છું."

"સ્વામીજી! એકંદરે તમામ દોષનું આરોપણ તમે મારા શિરે જ કરો છો. ભલે, તમારો અત્યંત આગ્રહ છે તો હું એવા પ્રકારને

સંદેશો વીરભદ્ર સાથે નહિ મોકલ્યું. પરંતુ મારું જે અપમાન કરવામાં આવેલું છે તેનું શું ?"

"તેની પણ યોગ્ય તજવીજ કરવામાં આવશે. ગુન્હેગારને શોધી કાઢવાને માટે રાજમંડળ પણ પ્રયત્ન કરે છે."

"રાજમંડળનો યત્ન માત્ર દેખાવનો જ છે. આ કૃત્ય કચ્છાધીશે કર્યું છે કિંવા કરાવ્યું છે એ વિષયમાં મને મજબૂત સંશય છે." જયશિખરીએ પોતાનો સંશય દર્શાવ્યો.

"તમારા સંશયની નિવૃત્તિને માટે તથા કલહ વૃદ્ધિને ન પામે તે માટે તમે કહો તે પ્રમાણે કરવાને કચ્છાધીશ કબૂલ કરશે."

"શું તે મારી સાથે દ્વંદ્વયુદ્ધ કરશે ?" જયશિખરીએ સંશય નિવૃત્તિનો એક માર્ગ દર્શાવ્યો.

"પરસ્પર યુદ્ધ ન કરવાની તેણે પણ બીજા રાજકર્ત્તાઓની સાથે પ્રતિજ્ઞા લીધેલી છે."

"એ પ્રતિજ્ઞા પણ અત્યારે તેને ઠીક કામ લાગી ગઇ! અને વસ્તુતઃ તેના જેવા નિર્માલ્ય મનુષ્યની સાથે દ્વંદ્વયુદ્ધ કરવામાં મોટી કીર્ત્તિ પણ નથી. વારુ ત્યારે તે ઉકળતા તેલની કડાઇમાં હાથ નાખીને મુદ્રિકા બહાર કાઢશે, કિંવા લાલચોળ બનેલો લોઢાનો ખીલો ઉપાડશે, કે ધગધગતા અંગારા ઉપર થઇને વીશ ડગલાં ચાલશે ?"

"રાજન્! તારું આ કથન છોકરવાદનું છે. કચ્છાધીશ તારા કહેવા પ્રમાણે કરે, એથી તેણે તારા નિશાનની ચોરી નથી કરી એમ માની લેવાને કોઇ પણ વિચારવંત મનુષ્ય તો તૈયાર થાય નહિ. માત્ર તે એટલું જ કરી શકે કે વ્યાસનારાયણના સોગન ખાઇને પ્રતિજ્ઞા ઉપર પોતે નિશાન ચોર્યું નથી એમ જણાવે. હું નથી ધારતો કે કોઈ પણ ધર્મચુસ્ત વેદધર્મી રાજકર્ત્તા ભગવાન્ વ્યાસનારાયણના ખોટા સોગન ખાય !—"

" માફ કરો સ્વામીજી ! કચ્છાધીશ કેટલો ધર્મશ્રદ્ધાળુ છે એ હું સારી પેઠે સમજું છું. એટલે એ વિષયમાં આપના કથન ઉપર મને વિશ્વાસ ચોટતો નથી. માટે આપ હવે મને વિશેષ સલાહ આપવાનું છોડી દઇને પધારી જાઓ. હું મને યોગ્ય લાગશે તે રસ્તો લઇશ. વીરભદ્ર ! તું કચ્છાધીશ પાસે ન જઇશ, પરંતુ આપણી પતાકા કોણ ચોરી ગયું છે તેની ગુપ્તપણે બાતમી મેળવ. ચોક્કસ થયા પછી આપણે જે કરવું હશે તે કરીશું."

" રાજન્ ! " સ્વામીજી બોલ્યાઃ " હું રજા લઉં છું. પરંતુ જતાં જતાં માત્ર એટલી સલાહ આપતો જઉં છું કે તું એક પણ ઉતાવળું પગલું ભરીશ નહિ. જે કરે તે દિર્ઘદર્ષિતા પૂર્વક વિચાર કરીને જ કરજે. અવિચારી કૃત્યનું પરિણામ કદી પણ સારૂં આવ્યું નથી અને આવનાર પણ નથી, અસ્તુ. તારૂં કલ્યાણ થાઓ." આશીર્વાદ આપીને આનંદગિરિ સ્વામી ચાલ્યા ગયા. જયશિખરી તેમની તરફ તુચ્છતાપૂર્વક જોઈ રહ્યો.

તે બોલ્યોઃ " વીરભદ્ર ! આ સન્યાસી ખટપટી તો નહિ હોય ? તે આપણી વિરૂદ્ધમાં કચ્છાધીશ, ચંદ્રસેન વગેરેની સાથે ખટપટ તો નહિ કરતો હોય ? "

" ના, મહારાજ ! જો એમ હોત તો આપને આવી સલાહ આપવાનું તેને ન સૂજત." વીરભદ્રે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" ગમે તેમ હોય, પરંતુ મને તો આ મનુષ્ય બહુ જ ઊંડો અને કારસ્થાની લાગે છે." જયશિખરીએ કહ્યું.

" કદાચ તેમ હશે તો પણ એ કારસ્થાનનો પ્રયોગ આપને નુકસાન કરવામાં તો નહિજ કરે." વીરભદ્રે જણાવ્યું.

" એમ તું શા ઉપરથી કહે છે ? " જયશિખરીએ પૂછ્યું.

" હું જાણું છું કે ચંદ્રસેન, કચ્છાધીશ, આદિ કેટલાક રાજકર્તાઓ વીરધ્વજની વિરૂદ્ધ છે. વીરધ્વજ ઉપર આપની જે લાગણી થઈ હતી એથી એ લોકો બળી ઝળી રહ્યા હતા. કોઇ પણ રીતે વીરધ્વજ આપની દૃષ્ટિએ હલકો પડે એવી તેમની તીવ્રેચ્છા હતી. હવે જો આ સન્યાસી એમના પક્ષનો હોય તો તે વીરધ્વજને બચાવવાને તત્પર થાય જ નહિ. તેને બદલે વીરધ્વજની વિરૂદ્ધ આપના કાન ભંભેરે. એ ઉપરથી હું માનું છું કે તે આપના વિરોધીઓનો મળતીઓ નથી. અર્થાત્ તો પછી તે આપના અહિતનો માર્ગ લેજ નહિ."

" વીરભદ્ર ! તારૂં તર્કશાસ્ત્ર મેં સાંભળ્યું. એના ઉપર કેટલો વિશ્વાસ રાખવો એ તો અનુભવજ બતાવશે. પરંતુ મેં કહ્યું છે તે યાદ રાખજે. જ્યાં સુધી મારા નિશાનના ચોરનો પતો નહિ લાગે ત્યાં સુધી મને શાંતિ નહિ મળે."

" એ તપાસ હું અવશ્ય કરીશ. પરંતુ મહારાજ ! સમય ઘણો વ્યતીત થયો છે. મધ્યાન્હ થવા આવ્યો છે. માટે ભોજન કરીને થોડી વાર આરામ લ્યો તો સારૂં." વીરધ્વજે સૂચના કરી.

જયશિખરીની ક્ષુધા ઉપર આ બનાવની કશી પણ અસર થઇ ન હતી. એટલે તે ભોજન કાર્યમાં પ્રવૃત્ત થયો.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### ગિરિદેવની યુક્તિ.

વીરભદ્રે વીરધ્વજને મુક્ત કરીને રાજવૈદ્ય રશેસાચાર્યને સોંપ્યો એ વાચકો જાણે છે. તત્પશ્ચાત વૈદ્યરાજ

વેદધર્મીઓની છાવણીમાં નહિ રોકાતાં તુરત જ પોતાની છાવણી તરફ વિદાય થઇ ગયા. નંદીદુર્ગ ખાતે પહોંચ્યા બાદ તેમણે વીરધ્વજને એક મકાનમાં રહેવાની વ્યવસ્થા કરી અને પોતાની સાથે લક્ષ્મણ તથા એક બીજો માણસ હતો, એ બેને તેની તહેનાતમાં રાખ્યા. પછી ત્યાંથી જતાં પહેલાં તેમણે વીરધ્વજને કહ્યું: "સરદાર! હું હવે રજા લઉં છું. આપણી પુનઃ મુલાકાત થશે કે કેમ તે હું કહી શકતો નથી. પરંતુ બૌદ્ધ સમ્રાટને તમારા સંબંધમાં તમામ હકીકત હું જણાવીશ. એટલે કદાચ અહીં મારી ગેરહાજરી હશે તો પણ તમને કશી વાતે હરકત આવશે નહિ. તમે નિર્દોષ છો એવી મારી ખાત્રી થઇ છે."

"વૈદ્યરાજ! હું નિર્દોષ હતો એ વાત ખરી છે." વીરધ્વજે કહ્યું: "તદપિ આપનો ઉપકાર હું કદી પણ ભૂલી શકું તેમ નથી. આપે જ મને જીવનદાન આપ્યું છે. કેમકે મારી ખાત્રી છે કે આપ ન હોત તો ગુર્જરેશ્વર મારો શિરચ્છેદ કર્યા સિવાય કદી પણ રહ્યા ન હોત. મારી આપને માત્ર એટલી જ વિનતિ છે કે જે દેહનું આપે રક્ષણ કર્યું છે તે દેહ આપનો જ સમજજો. જરૂર પડે તે વખતે આ દેહ આપની સેવામાં તત્પર જ છે."

"વારૂ, એ વિષયમાં તમારી ઇચ્છા પ્રમાણે જ થશે. પરંતુ આજથી બૌદ્ધ સમ્રાટ જ્યાં સુધી તમને મુક્ત ન કરે ત્યાં સુધી તમે તેમના સેવક છો એમ જ તમારે સમજવાનું છે." રાજવૈદ્યે સૂચવ્યું. તેના એ શબ્દોથી વીરધ્વજના મનમાં ગ્લાનિ થઇ. એક વિધર્મીનો દાસ બનવાનું તેને પસંદ ન પડે એ દેખીતું જ છે. તદપિ તેણે પોતાના અંતરનો ખેદ બહાર જણાવા દીધો નહિ.

તે બોલ્યો: "વૈદ્યરાજ! આપનું કથન સત્ય છે. આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે."

રસેશાચાર્ય ચાલ્યો ગયો. વીરધ્વજની તહેનાતમાં રહેલા માણસોએ તેને માટે ભોજનાદિની વ્યવસ્થા કરી. એ પ્રમાણે ચાર-પાંચ દિવસ વ્યતીત થઈ ગયા. વીરધ્વજ આ બે માણસો સિવાય બૌદ્ધ પક્ષના બીજા કોઇ પણ મનુષ્યના પરિચયમાં આવ્યો ન હતો. તેનું હૃદય શોકાકુળ રહ્યા કરતું હતું. સાંપ્રત સ્થિતિથી તેને દિલગીરી માત્ર એક જ હતી, અને તે એ કે હવે વિમળદેવીના પાણિગ્રહણની આશા નષ્ટપ્રાયઃ બની હતી. તેની ચિંતાનો મુખ્ય વિષય પણ તે જ હતો.

એક દિવસે તે પોતાની ઓરડીનું દ્વાર ખાલી બંધ કરીને અંદર આમતેમ આંટા મારતો હતો. આખો દિવસ અને રાત્રી અનેક પ્રકારના વિચારો તેના મનમાં ઉપસ્થિત થયા કરતા હતા. અત્યારે પણ વિચારોની ઘટમાળ ચાલુ જ હતી. તે મનોગત કહેવા લાગ્યો: " હે દૈવ! તારી ગતિ અતિ વિચિત્ર છે. એક દિવસ એવો હતો કે ભાવિસુખના મનોરાજ્યમાં હું નિમગ્ન બની ગયો હતો; આજે હું દુર્દશારૂપી ઊંડી ગર્ત્તામાં ગરી પડેલો દેખાઉં છું. હાય! ધર્મયુદ્ધમાં પ્રાપ્ત કરેલી દિગંત કીર્ત્તિ ક્યાં અને કર્ત્તવ્યપરાંગ્મુખતાને લીધે મારા શિરે ચોટેલું આ કલંક ક્યાં? ક્યાં એ સ્વધર્મ સેવાનો વિમળ ધ્વજ અને ક્યાં આ વિધર્મીનું લજ્જાસ્પદ દાસ્ય? જન્મદાતા માતાપિતાની રજા લઈને ધર્મયુદ્ધમાં ભાગ લેવાને વિદાય થતી વેળાએ મારી દૃષ્ટિ સન્મુખ જે દિવ્ય પ્રકાશ દેખાતો હતો, તેને બદલે અત્યારે મારી આસપાસ સર્વત્ર ઘોર અંધકાર જ પ્રસરી રહ્યો છે! આવી સ્થિતિમાં જીવન ધારણ કરવાથી લાભ પણ શો? મલિન બનેલી કીર્ત્તિને ઉજ્જલ કરવા માટેનાં સાધનો ક્યાં છે? આ બૌદ્ધોના હાથથી મળેલા ટુકડા ઉપર નિભાવ કરીને તેમના દાસત્વમાં સમય વિતાડવો એના કરતાં આપઘાત કરવો તે શું ખોટું? આ લોકની કષ્ટમય સ્થિતિમાંથી

મુક્ત થવાને માટે તેના જેવો સાદો અને સુલભ ઉપાય એક પણ નથી! હાય! ધર્મયુદ્ધ જેવા પરમ પવિત્ર કાર્યમાં અપૂર્વ કીર્ત્તિ સહિત સ્વર્ગમાં જવાની ઇચ્છા રાખનાર રણશૂરને આત્મહત્યાનો માર્ગ સ્વીકારવાની ઇચ્છા થાય, એ પણ પ્રારબ્ધની એક વિચિત્રતા નહિ તો બીજું શું ?"

તે સહેજ અટકી ગયો. પુનઃ વિચારપ્રવાહ આગળ વધ્યોઃ "એમ સમજો કે અહીંથી મને મુક્ત કરવામાં આવ્યો. તો પણ હું શું મ્હોં લઇને સ્વદેશમાં જઇશ? જે ઘટના બની ગઇ છે તે જણાવ્યા સિવાય ચાલે તેમ નથી. હું છૂપી રાખવાનો યત્ન કરૂં તોપણ તે રહી શકે તેમ નથી. તમામ રાજસ્થાનમાં એક ન્હાના બાળકથી માંડીને મોટા રાજા પર્યંત સર્વ મનુષ્યો મને નિર્લજ્જતાના મૂર્ત્તિમંત પુતળા રૂપ સમજશે. કેવી આશાથી હું છદ્મવેશ ધારણ કરીને આ ધર્મ-યુદ્ધમાં દાખલ થયો હતો અને તેનું કેવું વિપરિત પરિણામ આવ્યું? પણ એમાં દોષ કોનો? બીજા કોઇનો નહિ-મારો-મારોજ! હે પર-માત્મન્! આ દોષનો સર્વ ભાર મારા ઉપર જ રહેવા દેજે! મારી તને માત્ર એટલી પ્રાર્થના છે કે એ નિષ્કલંક રાજકન્યાના શિરે આ દોષના કિંચિત્ અંશનું પણ આરોપણ કરીશ નહિ. અહો! દિવસ કેટલો બધો ચઢી ગયો છે? પણ હવે મારા મનથી દિવસ અને રાત્રી બન્ને સરખાં જ છે. અરે, પણ કમાડ કોણ ખખડાવે છે?"

"અંદર આવવાની ઇચ્છા છે." બહારથી કોઇનો અવાજ આવ્યો.

"મારા માલિકનો-વૈદ્યરાજનો અવાજ લાગે છે." વીરધ્વજ બોલ્યોઃ "બારણાની અંદરની સાંકળ વાસેલી નથી. દાસની ઓરડીમાં પ્રવેશ કરવા માટે માલિકને પરવાનગી માગવાની જરૂર નથી."

" હું માલિકના નાતાથી નથી આવ્યો." પુનઃ બહાર ઉભેલી વ્યક્તિએ કહ્યું.

"વૈદ્યરાજના નાતાથી આવ્યા હશો. બિમાર મનુષ્યની ઓરડીમાં જવાની વૈદ્યરાજને સદર પરવાનગી જ છે."

" હું વૈદ્યરાજના નાતાથી પણ આવ્યો નથી."

" તો પછી શુદ્ધ મિત્રત્વના સંબંધથી તો આવ્યા જ હશો. મિત્રને પરવાનગી માગવાની જરૂર હોય ખરી ?"

" પરંતુ હું મિત્રત્વના સંબંધથી પણ ન આવ્યો હોઉં તો ?"

" આપનું વિચિત્ર કથન હાસ્ય ઉત્પન્ન કરે છે." વીરધ્વજે બહાર ઉભેલી વ્યક્તિને ઉદ્દેશીને કહ્યુંઃ " આપ ગમે તે સંબંધથી અને ગમે તે ઉદ્દેશથી આવ્યા હો તો પણ આપને અંદર પ્રવેશતાં અટકાવવાની મારી ઇચ્છા નથી, મારામાં તાકાદ પણ નથી. માટે કૃપા કરીને અંદર પધારો.

ઓરડીનું દ્વાર ઉઘડયું. એક વ્યક્તિએ અંદર પ્રવેશ કરીને કહ્યુંઃ " ત્યારે જૂઓ, આ તમારો એક વખતનો શત્રુ ગિરિદેવ !"

" કોણ ! સરદાર ગિરિદેવ ? શું હું ખરેખર જાગૃતાવસ્થામાં છું ! પણ આપનો અવાજ તો વૈદ્યરાજ રસેશાચાર્યના જેવો લાગતો હતો. ત્યારે દેખાવમાં આટલો ફરક કેવી રીતે ? મિત્ર ગિરિદેવ–નહિ નહિ વૈદ્યરાજ–અરે એ પણ નહિ ! ત્યારે મારી દૃષ્ટિમાં ફરક પડ્યો હશે ? મારૂં પોતાનું સ્થાન અને સ્થિતિ પલટાવાથી સર્વ જગતે પણ પોતાના સ્વરૂપમાં ફેરફાર કર્યો હશે ?"

" બરોબર છે ! આપણ તેવું જગ ?" ગિરિદેવે કિંચિત હાસ્ય કરીને કહ્યું.

" એટલે ? એનો અર્થ શો ?" વીરધ્વજે પ્રશ્ન કર્યો.

" મારાજ મુખેથી એ કહેવરાવવાની તમારી ઇચ્છા હશે તો તેમાં મને હરકત નથી." ગિરિદેવે કહ્યું: " સાંભળો ત્યારે, મનુષ્યને જે પ્રસંગે જેવું કામ કરવાનું હોય છે તેના પ્રમાણમાં તેને પોતાની સ્થિતિ અને વેશમાં ફેરફાર કરવાની જરૂર પડે છે. તમારા વેદધર્મી સૈન્યમાં મારો એક સ્નેહી છે. વાસ્તવિક રીતે તેનો જન્મ એક પ્રસિદ્ધ રાજકુળમાં થયેલો છે. તથાપિ આ ધર્મયુદ્ધમાં પોતાનું પરાક્રમ દર્શાવવાની સંધિ પ્રાપ્ત થવા માટે કિંવા કોઈ વિશિષ્ટ પ્રકારના હેતુને સિદ્ધ કરવાને માટે તે એક કનિષ્ટ પ્રતિના સરદારના વેષમાં ત્યાં રહ્યો. એટલું જ માત્ર નહિ પરંતુ તેણે પોતાની સર્વ સ્થિતિને એટલી બધી પલટાવી નાખી કે વાસ્તવિક રીતે તે કઇ પદવિનો પુરૂષ છે, તેની કોઇને કલ્પના પણ આવી શકે નહિ. એ જ પ્રકાર મારા સંબંધમાં પણ લાગુ પડે છે. યુદ્ધકાળે હું કવચ ધારણ કરીને સરદાર ગિરિદેવ બની જાઉં છું, પરંતુ રોગીને રોગમુક્ત કરવાના પ્રસંગે મારે રાજવૈદ્ય રસેશાચાર્ય બનવું પડે છે! એમાં આશ્ચર્ય શું છે ? "

" ત્યારે આપ રાજવૈદ્ય નહિ પરંતુ સરદાર ગિરિદેવ છો! ઠીક ઠીક, પણ અમારી છાવણીમાં આપનો જે મિત્ર છે તેની ગુપ્ત હકીકત આપને એકને જ માહિત છે કે તે સર્વત્ર પ્રકટ થઇ છે ? " વીરધ્વજે મુદ્દાનો પ્રશ્ન કર્યો.

" માત્ર હું અને બીજી એક વ્યક્તિ, એમ અમે બે જણા જ તે જાણીએ છીએ." ગિરિદેવે કહ્યું: " અને યોગ્ય પ્રસંગ સિવાય તે પ્રકટ પણ થશે નહિ. કેમકે હમણાં તે મિત્ર થોડાક સંકટમાં છે. તમને પણ મારા એ મિત્રના સંબંધમાં બહુ ચિંતા થતી હોય એમ જણાય છે ! "

" ગિરિદેવ! એ વાત જવા દો. પરંતુ મને ખરેખરૂં કહો.

હું રાજદ્રોહી થયો હોઉં એમ આપને લાગે છે ખરૂં ? મારા હાથથી ભૂલ થવા પામી છે-નિશાન ચોરાયું તે સમયે હું ગેરહાજર રહ્યો હતો એ ખરૂં; પરંતુ મારી વફાદારીમાં કશો પણ ફરક પડયો નથી."

" સરદાર! તમે હવે મારા ઉપર વિશ્વાસ રાખીને સ્વસ્થ રહો. તમારા ઉપરનું પ્રાણસંકટ તો ટળી ગયું છે. હવે માત્ર તમારી આબરૂને લાગેલો ડાઘ સાફ કરવાનો રહ્યો છે; અને તેને માટે પણ એક યુક્તિ મેં યોજી છે. પરંતુ તમે ધારણ કરેલાં જૂનાં કપડાં કાઢીને આ નવીન વસ્ત્રો ધારણ કરો." એમ કહેતાં ગિરીદેવ તેને એક પોટકું આપ્યું.

એ પોટકું છોડીને તેમાંના નવીન વસ્ત્રો તરફ દૃષ્ટિ કરતો વીરધ્વજ બોલ્યો: " ના ના, આ કીમતિ વસ્ત્રો મને નહિ શોભે; મેં પહેર્યાં છે તે ઠીક છે. કદાચ આપની ઇચ્છા હોય તો આપના એકાદા દાસનાં કપડાં મને આપો. તે હું ખુશીથી પહેરીશ."

" વીરધ્વજ! એમ નિરાશ ન બની જાઓ. ભગવાન્ બુદ્ધદેવની કૃપાથી, જો તમે કષ્ટમુક્ત થવાનો યત્ન કરશો તો હજી પણ પૂર્વના સુખી દિવસો પુનઃ જોઇ શકશો. ગમે તેવા સંકટના સમયમાં પણ ધૈર્ય રાખવું એ મહા પુરુષનું કર્ત્તવ્ય છે. તમારા માટે મને પૂર્ણ કાળજી છે. સ્વસ્થ થઇને બેસો. મારે એક મહત્ત્વની બાબતના સંબંધમાં તમારી સાથે વાતચીત કરવાની છે. તમારા વિષયમાં એક નાજુક બાબતની હકીકત મારા સાંભળવામાં આવી છે. પરંતુ એ એક વખત તમારા મુખેથી જ શ્રવણ કરવાની મારી ઇચ્છા છે."

" બોલો, આપનાથી કશું પણ ગુપ્ત રહી શકે એમ નથી અને ગુપ્ત રાખવાની મારી ઇચ્છા પણ નથી. એક રીતે આપ મારા

મિત્ર છો—બીજી રીતે મારા પ્રાણદાતા—માલિક છો. અર્થાત્ મારૂં અત્યારનું જીવન આપના જ આશ્રયને અવલંબી રહેલું હોવાથી હું કશું પણ ગુપ્ત રાખી શકું જ નહિ."

"મેં એવું સાંભળ્યું છે કે ગુર્જરેશ્વરની પરમ રૂપવતી અને સદ્દગુણી ભગિની રાજકુમારી વિમળદેવી પ્રત્યે તમારા અંતરમાં પ્રેમોદ્ભવ થયો છે. એ વાત ખરી છે ?" સરદાર ગિરિદેવે પ્રશ્ન કર્યો.

"માત્ર એટલું જ નહિ પરંતુ રાજકુમારીનો પણ મારા ઉપર તેટલો જ પ્રેમ છે. " વીરધ્વજે જણાવ્યું: " પરંતુ હવે એ વિષયનો ઉલ્લેખ કરવો નિરર્થક છે. મારૂં આ કૃષ્ણ વદન એ ઉજ્જવલ કુમારિકાના નામનો ઉચ્ચાર કરવાને પણ લાયક નથી." તેણે નિરાશા પ્રકટ કરી.

"પુનઃ નિરાશા?" સરદાર ગિરિદેવ સ્હેજ ગંભિર થતો બોલ્યો: "તમને મારો અલ્પ પરિચય છે. પરંતુ તે ઉપરથી તમે એટલું તો જાણી શક્યા હશો જ કે નિરથક વાતો કરવાનો મારો સ્વભાવ નથી. તમારા નામને લાગેલું કલંક ધોવાઇ જાય, તમારી કીર્ત્તિ પૂર્વ કરતાં પણ સતેજ બને અને આ પ્રેમ સંબંધમાં તમને પૂર્ણ યશ પ્રાપ્ત થાય, એ માટે મેં એક ચમત્કારિક યુક્તિ યોજી છે. માત્ર તે યુક્તિને પાર પાડવામાં તમારે કૌશલ્ય દર્શાવવાનું છે.

"બંધુ ! જો એવો સમય પ્રાપ્ત થશે, તો વિશેષ શું કહું— મારા માતા, પિતા અને પરમાત્મા પણ હું આપને જ સમજીશ. અત્યારે હું તેમનાથી વિખુટો થયો છું. જો આપની સહાયથી પુનઃ તેમને ભેટવાનો પ્રસંગ મને પ્રાપ્ત થાય તો તેમના કરતાં પણ હું

આપને શ્રેષ્ટ માનીશ. બોલો, આપે યોજેલી યુક્તિ પાર પાડવાને માટે મારે શું કરવાનું છે ?" વીરધ્વજે આનંદાતિરેક પૂર્વક કહ્યું.

"એમ ઉતાવળ કરવાની જરૂર નથી. તમને તમારો સિંહ યાદ આવે છે કે નહિ ?" ગિરિદેવે પ્રશ્ન કર્યો.

"સિંહને ? મારા વફાદાર સિંહને હું કેવી રીતે વિસરી શકું ?" પોતાના શ્વાનના સ્મરણથી વીરધ્વજનું હૈયું ભરાઈ આવ્યું. તેનાં નેત્રોમાંથી બે-ચાર અશ્રુબિંદુ ખરી પડયાં.

"એમાં દિલગીર થવાની જરૂર નથી. તેનો જખમ રૂઝાવા આવ્યો છે. હવે માત્ર ચાર-પાંચ દિવસમાં જ તે પ્રથમના જેવો શક્તિમાન્ બની જશે." ગિરિદેવે આનંદવર્ત્તમાન જણાવ્યા. એ શ્રવણ કરીને વીરધ્વજને પણ આનંદ થયો. તે બોલ્યોઃ "અહા ! સરદાર ! આપના એ મહદુપકારનો બદલો હું આપને કેવી રીતે આપી શકીશ ? મારો સિંહ મને મારા પ્રાણ કરતાં પણ વ્હાલો છે !"

"એમાં મારો ઉપકાર માનવાની કશી પણ જરૂર નથી. હું કહું તે સાંભળો. તમારો શ્વાન અતિ તિક્ષ્ણ બુદ્ધિનો છે. એટલે તે રાત્રીએ જે માણસે તેને ઘાયલ કર્યો હશે, એ માણસને તે પ્રસંગ આવતાં પિછાની શકશે ખરો."

"નિર્વિવાદિત રીતે." વીરધ્વજે ભાર પૂર્વક કહ્યું.

"વારૂ, તમારી છાવણીમાં તમારા શ્વાનને ઓળખનારા કેટલા માણસો છે ?" ગિરિદેવે પ્રશ્ન કર્યો.

"એ તો હું નક્કીપણે કહી શકું નહિ. કેમકે સિંહ મારી સાથે તેમજ મારા માણસોની સાથે પણ ફરતો હતો. એટલે ઘણા-ખરા તેને જોવાથી ઓળખી શકે એ બનવા જોગ છે."

"વારૂ વારૂ, તેની કાંઇ ચિંતા નહિ. તેનો રંગ બદલી નાખવાથી તેને કોઈ પણ ઓળખી શકશે નહિ. ગરદન ઉપર કેશવાળી છે તે કાપી નાખીશું. એટલે એ રીતે પણ દેખાવમાં ફેરફાર થઇ શકશે." ગિરિદેવ બોલ્યો: "પરંતુ તમને તો તમારી છાવણીમાં દરેક દરેક મનુષ્ય ઓળખતો હશે, ખરૂં કે નહિ ?"

વીરધ્વજે એક નિશાસો નાખ્યો અને કહ્યું: "મારી સાંપ્રત સ્થિતિમાં ગુર્જરેશ્વરથી માંડીને મારો શિરચ્છેદ કરનાર અંત્યજ જાતિના મનુષ્ય સુધીનો દરેકે દરેક મનુષ્ય મને ઓળખે છે."

"તેની કાંઇ ચિંતા નહિ." ગિરિદેવે કહ્યું: "વારૂ, હવે જે યુક્તિ અજમાવવાની મેં ધારી છે, તે હું તમને જણાવું. ગઇ કાલે ગુર્જરેશ્વર તરફથી બૌદ્ધ સમ્રાટ ઉપર એક પત્રની સાથે કેટલુંક કીમતી ઝવેરાત અને એક સુંદર કાઠિયાવાડી અશ્વ આવેલ છે. ગુર્જરેશ્વરે પોતાને રોગમુક્ત કરવાને અમારા સમ્રાટે દર્શાવેલી કાળજીના બદલામાં એ ભેટ મોકલી છે. એથી કાન્યકુબ્જાધીશ અતિ પ્રસન્ન થયા છે અને તેઓ પણ પોતાના તરફથી ગુર્જરેશ્વર ઉપર ભેટ દાખલ કશું મોકલવાને ઇચ્છે છે અને એ માટે મેં તમારી તથા તમારા શ્વાનની યોજના કરેલી છે."

"એટલે ?" વીરધ્વજે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"એટલે એમ કે તમારા શ્વાનનો રંગ પાલટી નાખીને તથા તમને પણ કાળા હબશીના જેવા બનાવીને અમારા સમ્રાટ તરફથી ગુર્જરેશ્વર તરફ મોકલવા. તમારા અવાજ ઉપરથી તમે ઓળખાઇ જાઓ, એવો સંભવ છે માટે તમારે મૂંગા બની જવું. જો એટલું તમારાથી બની શકે તેમ હોય તો પછી તમારે શું કરવું તે હું જણાવીશ." ગિરિદેવે પોતાની યુક્તિનો પ્રસ્તાવ કર્યો.

"એમાં નહિ બની શકે તેવું શું છે? આપ જે કહો તે કરવાને હું તૈયાર જ છું." વીરધ્વજે તત્પરતા દર્શાવી. પોતે ગુર્જરેશ્વરની સમીપમાં રહીને પોતાની વફાદારીની પ્રતીતિ આપવાને તૈયાર હતો. એટલે પોતાના શરીરને શ્યામ રંગી બનાવવાનું કે મૂંગો બની જવાનું કામ તેના મનથી કઠણ નહતું.

ગિરિધ્વજે કહ્યું: "તમે હબશીનો દેખાવ ધારણ કરીને ગુર્જરેશ્વર પાસે જાઓ. બાદ્ધ સમ્રાટ તમારી સાથે એક પત્ર આપશે. તેમાં તમારી વફાદારી અને કૌશલ્યની તારિફ કરશે. એટલે ગુર્જરેશ્વર તમને પોતાની જ સેવામાં રાખી લેશે. તમારે ત્યાં આગળ રહીને નિશાનના ચોરને પકડી કાઢવાનો છે, અને તમારા સિંહની મદદથી એ કાર્ય તમે સહેલાઈથી કરી શકશો. વળી એક બીજું કામ પણ તમારે ત્યાં કરવાનું છે. બાહ્યતઃ એ કાર્ય તમને વિપરિત ભાસશે ખરૂં, તો પણ તેનો હેતુ જાણ્યાથી તમારા મનનું સમાધાન થશે. તમારા રાજમંડળના કેટલાક સ્વાર્થી રાજાઓએ અમારા બાદ્ધ સમ્રાટ પાસે એવી માગણી કરેલી છે કે તેમણે પોતાના જમાઈ સુરસેનને માટે ગુર્જરેશ્વરની ભગિની વિમળાદેવીની માગણી કરવી. પ્રથમ બાદ્ધ સમ્રાટને એ બાબતમાં વાંધો નહતો. પરંતુ મારો અને તમારો સ્નેહ-સબંધ થયો તથા તમારા વિમળાદેવી ઉપરના પ્રેમની સર્વ હકીકત મારા જાણવામાં આવી, એટલે એ વાત મેં સમ્રાટને જણાવીને તેમનું મન ફેરવ્યું છે. વળી રાજમંડળે એવી સૂચના શા માટે કરી હતી એ પણ સમ્રાટના જાણવામાં આવી ગયું છે. અર્થાત્ અમારા પક્ષના કેટલાક માણસો એ કારસ્થાનમાં સામેલ છે એવી કાન્યકુબ્જાધીશને શંકા છે. એ ઉપરથી વિમળાદેવીનું લગ્ન તમારી સાથે જ થવું જોઈએ એવી તેમની ઉત્કટ ઇચ્છા થઈ છે. પરંતુ રાજમંડળને એક-

દમ નાઉમેદ કરવાની જરૂર નથી. એટલે એવી યોજના કરવામાં આવી છે કે એક પત્ર લખીને તમને આપવામાં આવશે. એ પત્ર તમારે વિમળદેવીને આપવાનો છે. પત્રની અંદરનો મજકુર પણ રાજ-મંડળની ઇચ્છા પ્રમાણેનો જ હશે. અમારા સમ્રાટ સારી પેઠે જાણે છે કે તમારા અભિમાની ગુર્જરેશ્વર અને તેમની ભગિની એવો સંબંધ બાંધવાને કદી પણ અનુકુળ થશે નહિ. પરંતુ આ બધી વ્યવસ્થાથી થોડીક ગમત થશે અને છેવટે વિમળદેવી તમને જ વરમાળ આરોપશે, એ હું તમને ખાત્રીપૂર્વક જણાવું છું. કહો, આમ કરવામાં તમને કશો પણ વાંધો છે ?"

"ના, જરી પણ નહિ. પરંતુ આપ કહો છો એવો પત્ર લઇને હું રાજકુમારી પાસે જઇશ તો એ મારે માટે શું ધારશે ?"

"રાજકુમારીનાં મનમાં તમારા માટે જે પ્રેમોદ્ભવ થયો છે તે વિશેષ દ્રઢ થશે. બીજું કશું પણ નહિ." ગિરિદેવ બોલ્યો.

"ભલે, હું આપની આજ્ઞાને તાબે થવાને તત્પર છું. પરંતુ જો આનું વિપરિત પરિણામ આવશે તો મારા તથા રાજકુમારીના જીવન માટે પ્રભુના દરબારમાં આપને જવાબ આપવો પડશે."

"એ બાબત તમે નિશ્ચિંત રહો. હવે હું જાઉં છું. જ્યારે સિંહને બરોબર આરામ થઇ જશે, એટલે તમને તમારી છાવણી તરફ રવાના કરવાની વ્યવસ્થા કરીશું." એટલું કહીને ગિરિદેવ ચાલ્યો ગયો.

વીરધ્વજ એકલો પડયો પડયો ગિરિદેવે યોજેલી યુક્તિનો મન-માં વિચાર કરવા લાગ્યો. 'ગિરિદેવની સત્યનિષ્ટા માટે શંકા લઈ જવાનું નિરર્થક છે. તેણે વૈદ્યના વેશમાં મારો પ્રાણ બચાવેલો હોવાથી

તે મને દુઃખ થાય એવું કૃત્ય તો કરેજ નહિ. ગુર્જરેશ્વરની નજીકમાં રહેવાથી તેમની સેવા બજાવવાનો મને પ્રસંગ આવશે મારી નિમકહલાલી સિદ્ધ કરવાનો મોકો મળી આવશે. વળી સિંહની મદદથી નિશાનના ચોરને પણ પકડી શકાશે. માત્ર વિમળદેવી ઉપર સમ્રાટનો પત્ર લઇ જવાનું કાર્ય જરા કપરૂ ખરૂં ! પ્રિયતમે ! એ પત્રમાં ગમે તે લખેલું હોય, તદપિ તે માટે મારા ઉપર ગુસ્સે ન થઇશ. હું તો માત્ર ચીઠ્ઠીનો ચાકર છું. બાકી તારા ઉપર મારા હૃદયમાં જે પ્રેમ જડાયો છે તે કદી પણ દૂર થઇ શકશે નહિ.' તેની નજર પોતાની આંગળી ઉપર ધારણ કરેલી વિમળદેવીની મુદ્રિકા તરફ ગઈ. તે બોલ્યોઃ "દેવી ! આ મુદ્રિકાથી આપણું આત્મલગ્ન સિદ્ધ થયું છે. હવે આલોક કે પરલોકમાં આપણને જુદાં પાડનાર કોઈ પણ નથી."

## પ્રકરણ ૨૮ મું.

### સુરેન્દ્રાચાર્યની સલાહ.

જયશિખરીના શિબિરમાં જયશિખરી પલંગ ઉપર અને તેનો રાજવૈદ્ય સુરેન્દ્રાચાર્ય મંચક ઉપર બેઠા હતા. સુરેન્દ્રાચાર્ય રાજવૈદ્ય હતા, અને કોઇ કોઈવાર સલાહકારનું કાર્ય પણ બજાવતા હતા. તેઓ પોતાના પક્ષની સાંપ્રત સ્થિતિથી સામાન્ય રીતે માહિતગાર હતા. એટલે તેમનો મત એવો હતો કે આ ધર્મયુદ્ધમાં વિજય મેળવવાની આશાનો પરિત્યાગ કરીને હીમેખીમે ઘરભેગું થવાય તો સારૂં. ઉત્તરોત્તર રાજમંડળમાં થતી ખટપટોથી તેમનો એ

મત ચોક્કસ થતો જતો હતો. રસેશાચાર્યના વિદાય થવા બાદ હમેશાં તે દિવસમાં બે વખત જયશિખરીની પ્રકૃતિ જોવાને આવતા હતા. આજે પ્રાતઃકાલે પણ નિયમ મુજબ આવ્યા હતા.

કેટલોક પ્રાસ્તાવિક વાર્તાલાપ થયા પછી જયશિખરીએ પુછ્યું: "કેમ વૈદ્યરાજ! રાજમંડળમાં હાલ શો વિચાર ચાલી રહ્યો છે?"

"મહારાજ! આપની પ્રકૃતિ સારી થવાથી સર્વને અત્યંત આનંદ થયો છે અને હવે યુદ્ધકાંડનો અંત આણવાને માટે ત્વરિત ઉપાય શો છે, એ જાણવા તરફ સર્વનું ચિત્ત લાગી રહ્યું છે." સુરેન્દ્રાચાર્યે જવાબ આપ્યો.

"કેમ? એટલી બધી ઉતાવળ શા માટે?" જયશિખરીએ પ્રશ્ન કર્યો.

"ઉતાવળ શા માટે? રાજન્! આજકાલ આપણા પક્ષની પરિસ્થિતિ કેવી છે, એ આપના જાણવામાં હોવી જ જોઇએ." વૈદ્યરાજે કહ્યું: "પ્રારંભમાં જે ઐક્ય હતું તે નષ્ટવત્ બન્યું છે, કલહ બળવાન્ થયો છે, સ્વાર્થ આગળ આવ્યો છે અને પરમાર્થનું પૂર્ણપણે વિસ્મરણ થયું છે. એ કારણોને લઇને કેવળ બાહુબળથી નર્મદા કિનારાનાં તીર્થસ્થળો આપણા હાથમાં આવવાનું અત્યારે અસંભાવ્ય દિસે છે. શત્રુ દિવસાનુદિવસ જોરાવર થતો ચાલ્યો છે. એટલે રાજમંડળની નિરાશા અને ભીતિ વૃદ્ધિને પામવાથી, દરેકે ધર્મયુદ્ધનો પરિત્યાગ કરીને સ્વદેશ પ્રતિ પ્રયાણ કરવાનો વિચાર કર્યો છે."

"તમામ રાજમંડળનો આ સંબંધમાં એકમત છે કે એમાં પણ અપવાદ છે ખરો?" જયશિખરીએ પુનઃ પ્રશ્ન કર્યો.

"સ્વદેશગમનને માટે તો બધા એકમત જ છે. માત્ર કેવી રીતે પ્રયાણ કરવું એ સંબંધમાં ભિન્નતા છે ખરી." વૈદ્યરાજે ખુલાસો કર્યો.

" એ કેવી રીતે? સ્પષ્ટિકરણ કરો તો સમજાય." જયશિખરી બોલ્યો.

" હકીકત એવી છે કે **શ્રીનગરના જેઠવા રામદેવજી**, **વર્ધમાનપૂરીના વિજયસેનજી**, વગેરે રાજકર્ત્તાઓનું કહેવું એવું છે કે બધાએ અહીંથી **પંચાસર** સુધી આપની સાથેજ રહેવું અને ત્યાંથી પછી પોતપોતાના રાજ્ય તરફ જવાને છૂટા પડવું; જ્યારે કચ્છાધીશ, ગુહાદિત્ય, **વિક્રમાજીત**, આદિ રાજકર્ત્તાઓ તેની વિરૂદ્ધ છે. તેમાં પણ કચ્છાધીશે તો એવો નિશ્ચય કર્યો છે કે જે સૈન્યમાં આપ અધ્યક્ષ હો તેમાં કોઇ પણ જાતનો ભાગ લેવો નહિ. એમ કહીએ તો ચાલે કે આપણા પક્ષનો મોટો ભાગ કચ્છાધીશના મતને લગભગ મળતો છે."

" વારૂ, પણ **ચંદ્રસેનનો** શો મત છે ?"

"સૌરાષ્ટ્રાધીશનું પેટ કળાતું નથી. બાહ્યતઃ તો તેમણે તટસ્થતા ધારણ કરેલી જણાય છે, પરંતુ તેમનો એટલો મત તો છે જ કે સર્વાનુમતે કિંવા બહુમતે રાજમંડળ જે નિશ્ચય ઉપર આવશે તેને તેઓ અનુસરશે. તેમનું વજન રાજમંડળ ઉપર પડી શકે તેમ છે એમ મારૂં માનવું છે; પરંતુ તેઓ પોતે કશો પણ અભિપ્રાય કે સલાહ આપતા નથી. એકદમ મૌન ધારણ કરીને બેસી ગયા છે. તેમના એ વર્ત્તન ઉપરથી ચાલાક બુદ્ધિનો માણસ સમજી ગયા સિવાય રહે નહિ કે અંદરખાનેથી તેઓ કાંઇક ઊંડી ખટપટ ચલાવી રહેલા હોવા જોઇએ."

" તમારો શો વિચાર છે ? જયશિખરીના રાજવૈદ્યનું પદ પસંદ છે કે પછી સૌરાષ્ટ્રાધીશ કિંવા કચ્છાધીશના રાજવૈદ્ય થવું ગમે છે ?"

" મહારાજ ! અમારો વિચાર બીજા શો હોય ? જ્યાં આપ

ત્યાં અમે–જો આપ સ્વદેશ પ્રતિ પ્રયાણ કરવા ઇચ્છતા હો તો પણ અમે આપની સાથે તૈયાર; અને જો આપની ઇચ્છા અહીં રોકાઇને યુદ્ધકાર્યને આગળ ચલાવવાની હોય તો એમાં પણ અમારી ના નથી. માત્ર એટલી વિનતિ છે કે સાંપ્રત સ્થિતિનો પુખ્તપણે વિચાર કર્યાં પછી જ અમુક નિશ્ચય પર અવાય તો સારૂં, " વૈદ્યરાજે પોતાનો વિચાર દર્શાવ્યો.

"મેં પોતે તો નિશ્ચય કરી જ રાખ્યો છે. કચ્છાધીશ કે તેમના જેવા વિચારના અમુક રાજાઓ પોતાના સૈન્યને લઈ ચાલ્યા જવાથી મને કશું પણ નુકસાન થનાર નથી એવા નિર્વિર્ય મનુષ્યો આપણાથી દૂર હોય તેજ સારૂં. જાઓ, તમે રાજમંડળ પાસે જઇને મારો એ નિશ્ચય તેને જણાવો."

"રાજન્ ! ઉતાવળા ન થાઓ. શાંતપણે થોડોક વિચાર કરી જૂઓ. એક વખત એ રાજાઓ પોતપોતાના સૈન્યો સાથે વિદાય થશે એટલે આપનું બળ ઓછું થઈ જશે. એથી આપણાં ધર્મસ્થાનોના ઉદ્ધારની વાત તો બાજુપર રહી પરંતુ આપના પોતાના ઉપર કઠિન્ પ્રસંગ આવી પડશે. ખાલી હાથ કરતાં હાથમાં ભાંગેલી તલવાર હોય તો એ વિશેષ ઉપયોગી થઇ પડે એ દેખીતું છે. માટે આપ એ લોકોની હેલના ન કરશો. વાસ્તવિક રીતે જોતાં એ લોકોની નારાજીનું બિજ તેમાં જ છે. ઘણાખરાનો આપની ઉપર એવો આક્ષેપ છે કે આપ આપનો અધિકાર ચલાવતાં મર્યાદાનો ત્યાગ કરી દો છો, અને એકંદરે આપનું વર્ત્તન આગ્રહી અને અન્ય રાજકર્ત્તાઓને અપમાન પહોંચાડનારૂં થઇ પડે છે." વૈદ્યરાજે સ્પષ્ટપણે જયશીખરીને તેનો દોષ દર્શાવ્યો.

પરંતુ એથી જયશીખરીને ગુસ્સો ચડયો હોય એમ લાગ્યું નહિ. તે શાંતપણે બોલ્યો: " વૈદ્યરાજ ! તમે વૃદ્ધ હોવાથી વડિલ તૂલ્ય છો.

વળી મારા કુલગુરુ અને હિતચિંતક છો. એથી તમે તમને જે યોગ્ય લાગે તે કહો એ મારે સહન કરવું જ જોઇએ. વળી તમે મારા ઉપર જે દોષારોપણ કરો છો તેનો પણ હું સ્વીકાર કરૂં છું. મારો સ્વભાવ ઉતાવળીઓ છે એની હું ના કહી શકતો નથી. ક્રોધાવેશમાં મારા મુખમાંથી એકાદો કઠોર શબ્દ નિકળી પડયો હશે, એ વાત પણ ખરી છે. પરંતુ એટલા ઉપરથી ગાંઠ વાળીને, એક પવિત્ર અને ધાર્મિક ઉદ્દેશને સિદ્ધ કરવાને જે યુદ્ધમાં આપણે ઝંપલાવ્યું છે તેનો ત્યાગ કરી, રાજમંડળે પાછાં પગલાં ભરવાં, એ તેને ઉચિત છે ખરૂં ? ભલે, જો તેમની એવીજ ઇચ્છા હોય તો એ બધા રાજા-મહારાજાઓ પોતપોતાના દેશમાં ચાલ્યા જાય; હું એકલોજ અહીં રહીશ અને 'अर्थं साधयामि किंवा देहं पातयामि ' એ સૂત્રને અનુસરીશ."

" આપ કદાચિત્ એમ કરશો. પરંતુ રાજમંડળની ઈચ્છા એવી છે કે આપણા પક્ષના વધારે મનુષ્યોનું રક્ત હવે અહીં રેડાવા દેવું નહિ, તેનું કેમ ? રાજમંડળના અમુક રાજાઓ આપણા સૈનિકોનાં મન પણ ક્રિતુરી બનાવશે, તો પછી સૈન્ય વિના આપ કોની સાથે અને કેવી રીતે લડશો ?" વૈદ્યરાજે એક મુશ્કેલી દર્શાવી.

" વારૂ, ત્યારે આ યુદ્ધનો અંત રાજમંડળ કેવી રીતે લાવવા માગે છે ? બૌદ્ધસમ્રાટ સાથે સુલેહ કરીને ? " જયશિખરીએ પૂછ્યું.

" હા, એમ છે ખરૂં. બૌદ્ધ સમ્રાટ પોતે પણ યુદ્ધ નહિ કરવાને આતુર છે અને આપણાં ધર્મસ્થળોનો વહિવટ તે આપણને સોંપી દેવા માગે છે." વૈદ્યરાજે જણાવ્યું.

" બહુ જ ઉત્તમ ! પરંતુ એ વાત અત્યંત આશ્ચર્યકારક લાગે છે. આપણે યુદ્ધમાં પણ આપણા વીર સૈનિકોનો ભોગ આપીને એથી

વિશેષ મેળવવાને તો ઇચ્છતા જ નથી. અર્થાત્ અત્યારે આપણો પક્ષ પરાજીત બનેલો છે તેવી સ્થિતિમાં બૌદ્ધ સમ્રાટ એ પ્રમાણે આપણાં ધર્મસ્થળો ઉપરથી પોતાની સત્તા છોડી દેવાને તત્પર બને એ આશ્ચર્યકારક નહિ તો બીજું શું? ખરૂં પૂછાવો તો મને એ વાત ખરી લાગતી નથી. કેમકે હજી સુધી બૌદ્ધ સમ્રાટની બાજુ કોઇ પણ સ્થળે ઢીલી પડયાનો રંગ દેખાતો નથી." જયશિખરીએ શંકાશીલતા દર્શાવી.

"એ આપનું કહેવું ખરૂં છે." વૈદ્યરાજે કહ્યું: "પરંતુ બૌદ્ધ સમ્રાટે દર્શાવેલી અનુકુળતામાં એક ભેદ સમાયેલો છે. તેમની ઇચ્છા આપને નજીકના સંબંધી બનાવવી છે; અને જો તેમ થશે તો હમણાં મેં જણાવી તે સિવાય બીજી પણ આપની શરતો હશે તો તેનો સ્વીકાર કરવાને સમ્રાટ તૈયાર છે."

"અહો! સંબંધી—અને વળી નજીકનો! હા, હવે કાંઇક સમજાય છે. કોઇએ એ વિષયમાં મને માહિતગાર કરેલો છે! કોણે કર્યો હતો? લાંબા સમયના જવરને લીધે મગજ ખાલી પડી ગયેલું હોવાથી મારી સ્મરણ શક્તિ નિર્બળ બની ગઇ છે-કચ્છાધીશે? અંહં, બૌદ્ધ વૈદ્યે? ના ના, પેલા સન્યાસીએ? ના, તેણે પણ નહિ. બરોબર—રાજદ્રોહી વીરધ્વજે કહ્યું હતું! મારી પ્રિય ભગિનીનું લગ્ન સુરસેન સાથે કરવાનું, ખરૂં કે નહિ? એક તો સુરસેન કેવો માણસ છે તે આપણે જાણીએ છીએ, અને તેમાં પણ તે ચૌલુકય એટલે ચાપોત્કટ કરતાં ઉતરતા કુળનો! તેની સાથે વિમળનો વિવાહ કરવાની કલ્પના જેના મનમાં ઉદ્ભવી હશે તેની કલ્પનાશક્તિને પણ ધન્ય છે!" જયશિખરી કટાક્ષપૂર્વક બોલ્યો.

"મહારાજ! હું જાણતો જ હતો કે એ વાત આપને પસંદ

નહિ પડે. કેમકે આપના કુળાભિમાનનો મને અનુભવ છે. પરંતુ ઉંચ નીચનો ભેદ હવે જેમ બને તેમ ઓછો કરી નાખવાની જરૂર છે. વળી સુરસેન યુદ્ધના પ્રસંગમાં ગમે તેવો દુષ્ટ અને કપટકુશળ લાગતો હોય, તદપિ વિમળાને તેની સાથે લગ્ન થવાથી દુઃખ થશે એમ માનવાનું કશું પણ કારણ નથી. બૌદ્ધ સમ્રાટે પોતાની પુત્રીનું લગ્ન તેની સાથે કરેલું હોવા છતાં જ્યારે તે પણ વિમળાનો વિવાહ તેની સાથે થાય એવી ઇચ્છા રાખે છે, ત્યારે એ બાબતમાં શંકા આણવાની જરૂર નથી. બાકી ચાપોત્કટ વંશની કન્યા ચૌલુક્ય વંશમાં ન જાય એમ આપ કહો છો; પરંતુ મારૂં માનવું એવું છે કે સમયના વહનની સાથે એ વસ્તુસ્થિતિમાં ફેરફાર થયા સિવાય રહેશે નહિ." વૈદ્યરાજે અભિપ્રાય આપ્યો.

"બહુ સારી વાત છે! આપની આ સલાહ દૂરદર્શિતાયુક્ત છે!" જયશિખરીએ કટાક્ષ કર્યો: "અને મને લાગે છે કે આવાં લગ્નમાં આચાર્યપદ પણ આપ જ સ્વીકારશો. વૈદ્યરાજ! રોગગ્રસ્ત મનુષ્યોને ઔષધ આપવાની સાથે આ નવીન ધંધો પણ સ્વીકાર્યો છે? હાય! મારા હિતચિંતક, વૃદ્ધ અને અનુભવી કુળગુરુના મુખમાંથી આ હું શું સાંભળું છું? ખરેખર, આ હિચકારા, નિર્માલ્ય રાજમંડળના સંસર્ગથી મારૂં મન પણ નિર્બળ બની ગયું છે. જો આ પહેલાં કોઇ મનુષ્યે આવી સલાહ મને આપી હોત તો એ સલાહ આપનારને તેજ સ્થળે મેં જમીનદોસ્ત બનાવી મેલ્યો હોત. અથવા તમારા જેવા એકાદા વયોવૃદ્ધ બ્રાહ્મણે આવો બુદ્ધિવાદ અગાઉ કર્યો હોત તો તત્ક્ષણે જ મેં તેની નિર્ભર્ત્સના કરી હોત. પરંતુ અત્યારે મને એવું કશું પણ થતું નથી. એટલું જ નહિ પણ ઉલટું મારા મનમાં એમ થાય છે કે આ બાબત વિચારવા જેવી છે ખરી. કેમકે જેમને

મેં મારા બંધુવત્ માન્યા હતા તે તમામ રાજા–મહારાજાઓ પોતાના પવિત્ર કાર્યનો પરિત્યાગ કરીને મને વિશ્વાસઘાત કરવાને તત્પર બન્યા છે, ત્યારે તેમના સંસર્ગમાં રહેવા કરતાં શૂર, ઉદાર અને સચ્ચરિત્ર બૌદ્ધ સમ્રાટ સાથે સંબંધ બંધાતો હોય તો શું ખોટું? અસ્તુ. શાંતપણે વિચાર કરવાની તમારી સલાહ મને વાજબી લાગે છે. પરંતુ એક વખત આ રાજમંડળમાં ચૈતન્ય ઉત્પન્ન કરવાનો પ્રયોગ હું કરી જોઇશ. જો એ પ્રયોગમાં નિષ્ફળ થઇશ તો પછી છેવટે તમારી સલાહનો સ્વીકાર કરવો કે નહિ એ વિષયમાં વિચાર કરીશ. જાઓ, વીરભદ્રને જણાવો કે અત્યારે ને અત્યારે જ રાજમંડળની સભા ભરવાની વ્યવસ્થા કરે. હું આશરે એકાદ–બે ઘટિકાની અંદર આવી પહોંચું છું. આપણું રાજમંડળ મને અભિમાની, ઉતાવળીઓ અને ક્રોધી માને છે, ખરૂં ને? પરંતુ આજની સભામાં તમે એથી વિપરિત પ્રકારનો જ અનુભવ કરશો.”

“મહારાજ આપની વિચારશીલતા અને શાંત વૃત્તિ જોઇને મને આનંદ થાય છે અને હું ધારૂં છું કે જો આપની મનોવૃત્તિ એવીને એવી રહેશે તો કોઇ પણ રાજકર્તા આપનો વિરોધ કરવાની ઇચ્છા કરશે નહિ; અસ્તુ. હું જાઉં છું અને આપની આજ્ઞા પ્રમાણે વ્યવસ્થા કરવાને વીરભદ્રજીને સૂચવું છું.” એમ કહીને વૈદ્યરાજ ચાલ્યા ગયા.

જયશિખરી તેની પાછળ દૃષ્ટિ કરતો હસ્યો અને ગણગણ્યોઃ “વૈદ્યરાજ! તમે વૃદ્ધ છો, અનુભવી છો, પરંતુ વૃદ્ધાવસ્થામાં વિચારશક્તિ ક્ષીણ થાય છે અને તેનું જ આ પરિણામ છે.”

# પ્રકરણ ૨૯ મું.

## નિંદાષ્ટક.

સુરેન્દ્રાચાર્યે વીરભદ્ર પાસે જઇને તેને જયશિખરીની આજ્ઞા જણાવી. વીરભદ્રે ત્વરાથી પોતાના સ્વામીની આજ્ઞા અમલમાં મેલી. રાજસભામાં પધારવાને માટે રાજમંડળના સર્વે સભાસદોને આમંત્રણો મોકલવામાં આવ્યાં. રાજસભાના મંડપમાં પણ યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી અને એક પછી એક રાજા–મહારાજાઓ પોતાના ભાયાતો, પટાવતો અને અમાત્યોની સાથે મંડપમાં હાજર થવા લાગ્યા. બે ઘટિકાની અંદર લગભગ તમામ સભાસદો આવી ગયા. હવે માત્ર રાજમંડળના અધ્યક્ષ જયશિખરીનું આગમન થાય એટલે સભાનું કાર્ય શરૂ થનાર હતું.

ચંદ્રસેને સુરેન્દ્રાચાર્યને ઉદ્દેશીને પ્રશ્ન કર્યોઃ "કેમ વૈદ્યરાજ ! ગુર્જરેશ્વર હજી કેમ આવ્યા નથી ? તેમની પ્રકૃતિ તો સારી છે ને ? રાજમંડળના ઉદ્દેશથી તેમને વાકેફ કરવાનું તમને કહ્યું હતું એ તમે તેમને જણાવ્યો હતો ને ?"

"હા, મહારાજ ! આજે સહવારેજ પ્રસંગ જોઇને બધી વાત કરી હતી, અને તે કારણથી જ ગુર્જરેશ્વરે અત્યારે ને અત્યારે આપણા મંડળની સભા બોલાવી છે." વૈદ્યરાજે ઉત્તર આપ્યો.

"એ હકીકત સાંભળીને ગુર્જરેશ્વર ગુસ્સે થયાજ હશે !" ગુહાદિત્ય બોલ્યો.

"ના ના, આજે તો કાંઇ અપૂર્વ પ્રકાર નજરે આવ્યો." વૈદ્ય-

રાજે કહ્યું; " અમારા મહારાજનો સ્વભાવ હું જાણું છું. મારા કથનથી તેમને ક્રોધ ચડશે એમ મેં ધાર્યું હતું, પરંતુ હમણાં હમણાં તેમની પ્રકૃતિમાં વિલક્ષણ ફરક પડેલો હોય એમ દેખાય છે. જ્યાં જ્વાલામુખીનો સ્ફોટ થઇને ધર્તીકંપનો પ્રચંડ ધક્કો લાગવાનો ભય હતો. ત્યાં સર્વત્ર બિલકુલ પ્રશાંત બની રહ્યું હતું. "

" એ સાંભળીને કચ્છાધીશની પાછળ બેઠેલો તેનો મસ્કરો મદનપાળ ગોવિંદ બારોટને ઉદ્દેશીને બીજું કોઇ શ્રવણ કરી ન શકે તેવી રીતે ધીમા અવાજે બોલ્યો:" અહો ! ત્યારે તો એ જ્વાળામુખી અત્યારે અહીં રાજસભામાં ફાટયા વગર નહિ રહે. ચાલો આપણે અહીંથી પઃપલ્લાયન કરી જઇએ; એજ શાહાણપણ ! "

" જ્વાલામુખીનો સ્ફોટ તો થવાનો હશે ત્યારે થશે. " ગોવિંદ બારોટ પણ તેટલાજ ધીમા અવાજે બોલ્યો: " પરંતુ તારી મૂર્ખતાનો સ્ફોટ કરવાનું છોડી દઇને ગુપચૂપ બેઠો બેઠો જે બને તે જોયા કર. "

ગુહાદિત્યે કહ્યું: " ચંદ્રસેનજી ! આપણે બધા એકત્ર થયાને કેટલોક સમય વિતી ગયો છે, છતાં હજી ગુર્જરેશ્વરનું તો ઠેકાણુંયે ન મળે ! જાણે તેમને અમારા સમયની તો કીમત જ નહિ ! બરોબર છે. એ અમારી દરકાર શા માટે કરે ? જ્યાં સૌરાષ્ટ્રાધીશ અને કચ્છાધીશ સરખા મહારાજાઓનો પણ હિસાબ નથી ત્યાં અમારા જેવા ન્હાના ઠાકોરોને તો ગણે પણ કોણ ? "

" તમે પણ ખૂબ કરી ! " વિક્રમાજીતે ગુહાદિત્યના કાનમાં ધીમેથી કહ્યું.

" જયશિખરીનું નામ નિકળતાં મને પગથી તે માથા સુધી ઝાળ ઝાળ લાગે છે ! " કચ્છાધીશ બોલ્યો. અત્યારે તેનાં નેત્રો રક્ત

બની રહ્યાં હતાં. કહેવાની જરૂર નથી કે એ દ્રાક્ષાસવના અતિરેકનું પરિણામ હતું. તેણે કહ્યું: " આ ચંદ્રસેનજીએ જ ગુર્જરેશ્વરના ગુમાનને અમર્યાદિત થવાની સરલતા કરી આપી છે. "

" કચ્છાધીશ ! એ બાબતમાં હું તમારા કથનનો સ્વીકાર કરી શકીશ નહિ. " પોતાના ઉપરના આક્ષેપને ઉદ્દેશીને ચંદ્રસેન બોલ્યો: " જેમ તમે જયશિખરીના ગુમાન અને બેપરવાઇને ઠેકાણે આણવાને તૈયાર છો, તેમ હું પણ તે માટે તમારા જેટલો જ આતુર છું. માત્ર હું એકલો એ બાબતમાં કશી પણ હીલચાલ કરવા ઇચ્છતો નથી. "

" જો એ તમે અંતઃકરણ પૂર્વક કહેતા હો તો અત્યારે તમે એકલા નથી પરંતુ આપણે બધાય છીએ. " કચ્છાધીશે કહ્યું: " આપણે અત્યારે માત્ર એક જ કામ કરવાનું છે. જ્યારે જયશીખરી સભામાં આવે ત્યારે આપણામાંના કોઇએ પણ ઊભા થઇને તેમને માન આપવું નહિ. "

" તદ્દન વાજબી સલાહ છે. " કુંતલપુરના વિક્રમાજીતે કચ્છાધીશને વિશેષ પાનો ચડાવવાના ઉદ્દેશથી કહ્યું: " એમ કર્યા સિવાય ગુજરેશ્વરનું ગુમાન ઉતરે તેમ નથી ! વળી આજની સભામાં કોઇ પણ બાબત ગુજરેશ્વરની ઇચ્છા ઉપર અવલંબિત રાખવી નહિ. આપણે હવે યુદ્ધ નથી કરવું અને ગુજરેશ્વરનું ઉચ્છૃંખલપણું પણ સહન નથી કરવું ! "

" હા, મારો પણ એજ વિચાર છે. " કચ્છાધીશે અનુમોદન આપ્યું: " હું પણ આ ધર્મયુદ્ધને આજે છેવટના રામરામ કરનાર છું. જયશિખરીની ઇચ્છા હોય તો તેઓ એકલા લડે કિંવા ભૃગુકચ્છાધીશની સાથે પોતાની બ્હેનનું લગ્ન કરીને સંધિ કરી લે. "

" વિક્રમાજીત ! આ તમે ઠીક કર્યું. " ગુહાદિત્ય ધીમેથી બોલ્યોઃ " જયશિખરીની વિજયપતાકા ચોરાઇ જવાથી જેવી તેની ફજેતી થઇ છે, તેવી જ ફજેતી આજે પણ યુદ્ધનો અંત આણવાના વિષયની ચર્ચામાં થશે. "

" તમે વિજયપતાકાનું નામ જ લેશો નહિ. " વિક્રમાજીત બહુ જ ધીમેથી બોલ્યોઃ " જો કોઈ એ હકીકત જયશિખરીને જણાવશે તો આપણા તો બારજ વાગી જશે. "

" વાહ ! તમે પણ ડરપોક લાગો છો ! " ગુહાદિત્ય હાસ્ય કરતો બોલ્યોઃ " એમાં કદાચ બ્હિવાનું કારણ હોય તો મને છે. તમે તો એ વખતે હાજર પણ ન હતા. વળી જ્યાં સુધી કચ્છાધીશ જેવી દિવાલ આપણી આડે છે ત્યાં સુધી આપણને કશો પણ વાંધો નથી. "

જયશિખરીનું નિંદાષ્ટક વર્ધમાનપુરીનો વિજયસેન સહન કરી શક્યો નહિ. તે કચ્છાધીશની સામે જોઇને બોલ્યોઃ—

" મહારાજ ! આપ આ શું ચલાવી રહ્યા છો ? જો અંદર અંદર દ્વેષરૂપી વિષવૃક્ષને આપ આ પ્રમાણે પોષતા જશો તો તેનાં કટુ ફળ આપણે બધાયને ચાખવાં પડશે; જે પવિત્ર કાર્યને માટે આપણે સર્વ અહીં એકત્ર થયા છીએ, એ કાર્ય ધૂળમાં મળી જશે અને આપણા ક્ષાત્રતેજને અક્ષય કાલિમા લાગશે. મહારાજા જયશિખરી દોષરહિત જ છે, એમ હું કહેવા નથી માગતો. પરંતુ એ સાથે તેમની કાર્યદક્ષતા અને પરાક્રમનો પણ વિચાર કરો, તથા આજ પર્યંત જે ક્રમ ચાલુ છે તેને હાની પહોંચાડવાનો અનિષ્ટ માર્ગ છોડી દો. "

" વિજયસેનજી ! આપનું એ જયશિખરીસ્તોત્ર પૂરું કરો ! એ કાર્યદક્ષ અને પરાક્રમી છે ત્યારે અમે શું અમારા હસ્તમાં ચૂડીઓ

ધારણ કરી છે? બસ! અમારો એક જ નિશ્ચય છે. આ ધર્મયુદ્ધમાં હવે પછી અમે ભાગ લેવાના નથી. મારા ભાયાતો અને પટાવતોને મારી આજ્ઞા છે કે જ્યારે જયશિખરી આવે ત્યારે તેમણે ઉભા થવું નહિ; વિજયસેનજી કિંવા તેમના જેવા બીજા રાજાઓને ખુશામદ કરવી હોય તો ભલે કરો."

પરંતુ તેજ વખતે છડી પોકારનારનો અવાજ સંભળાયો, અને બીજીજ પળે મુખ્ય દ્વારમાંથી જયશિખરીએ પ્રવેશ કર્યો. એકદમ મંડપમાં હાજર રહેલા બધા રાજકર્ત્તાઓ ઉભા થઈ ગયા. કચ્છાધીશના ભાયાતો અને પટાવતોને પણ કચ્છાધીશની આજ્ઞાનું પાલન કરવાનું ભાન રહ્યું નહિ. એટલુંજ નહિ પરંતુ આજ્ઞા કરનારે પોતે પણ બીજાઓનું અનુકરણ કર્યું. એ જોઇને મદનપાળ ગોવિંદ બારોટને ઉદ્દેશીને બોલ્યો: "કેમ બારોટજી! જોયો ગુર્જરેશ્વરનો તાપ! આપણા મહારાજા બોલવામાં તો બહાદૂર છે, પણ પ્રસંગ આવે બધું ફોક!" ગોવિંદ બારોટે તેને મૌન રહેવાની ઇશારત કરી. વીરભદ્ર અને સુરેન્દ્રાચાર્ય પણ એક બીજાની સામે જોઇને હસ્યા.

---

## પ્રકરણ ૩૦ મું.

---

### જયશિખરીની વાણીનો પ્રતાપ.

જયશિખરી તેના માટે રાખવામાં આવેલા મુખ્ય આસન ઉપર બેઠો. અન્ય જનો પણ પોતપોતાને આસને બેસી ગયા. થોડીક પળ સભામંડપમાં પૂર્ણ નિઃસ્તબ્ધતા પ્રસરી રહી. તત્-

પશ્ચાત્ જયશિખરી ઊભો થયો. તેના ગંભિર અને શાંત વદનમાંથી નિમ્નલિખિત શબ્દપ્રવાહ સરવા લાગ્યોઃ—

" સત્ય સનાતન વેદધર્મના સંરક્ષક મહારાજા. ઠાકોરો અને સરદારો ! આજે આપણા વેદધર્મ રાજમંડળની સભામાં હાજરી આપવાનો તથા આપ સર્વને ભેટવાનો સુયોગ ભગવાન્ વ્યાસનારાયણની કૃપાથી મને પ્રાપ્ત થયો છે, એથી મારૂં હૃદય આનંદથી છલકાઇ જાય છે. પરંતુ આ યોગ છેવટનો જ નિવડશે કે શું, એવી ભીતિ ઉત્પન્ન થવાથી મને ખેદ પણ તેટલો જ થાય છે. જે મહાન્ અને પવિત્ર હેતુને ખાતર આટલા દિવસો થયાં આપણે કષ્ટ ભોગવીએ છીએ, તે હેતુ સિદ્ધ થયા પહેલાં જ આપણે જો આપણા દેશ તરફ પ્રયાણ કરી જઇએ તો આપણું એ કાર્ય આપણી શુભ્ર કીર્ત્તિને કાલિમા આણનારૂં જ ગણાશે. એટલા માટે આપ સર્વને મારી વિનતિ છે કે આપણા આ પવિત્ર કાર્યની આડે આવનારો અંગત વિરોધ આપણી વચ્ચે ઉપસ્થિત થયો હોય તો એ વિરોધના નિરસનાર્થે આપણે અત્ર પરસ્પર આપણાથી થયેલી ભૂલો કબૂલ કરીને એક બીજાના મનનું સમાધાન કરી નાખવું અને અંતરના વૈમનસ્યને દૂર કરી, ઐક્ય ભાવને દૃઢ કરીને, આપણો પવિત્ર હેતુ સિદ્ધ કરવાનો નિશ્ચય કરીને જ અહીંથી ઉઠવું. બંધુઓ ! આપના જાણવામાં તો હશે જ કે આ જયશિખરીમાં જેટલું રણકૌશલ્ય છે, તેટલી રાજ્યકાર્યપટુતા નથી. અર્થાત્ તેની જીવ્હામાં મોહક ભાષણનો તો અસંભવ જ છે; પરંતુ સમયવશાત્ તેના મુખમાંથી કઠોર વાણીનો પ્રઘાત પણ પોતાના પ્રિયજન ઉપર થાય છે. જો કે તેમ છતાં એટલું તો હું ચોક્કસપણે કહું છું કે એ કઠોર વાણીના સાથે ઇર્ષ્યા કિંવા વૈરની લાગણી લેશ પણ ભળેલી હોતી નથી. માટે કદાચ વગરવિચાર્યું કથન કિંવા એકાદું કૃત્ય મેં

કર્યું હોય તો એથી મનમાં રોષ આણીને આપણા આ પવિત્ર કાર્યને છોડી ન જશો, અને આ લોકમાં દિવ્ય કીર્તિ તથા પરલોકમાં અક્ષય સુખ પ્રાપ્ત કરાવનારાં સાધનનો નાશ થવા ન દેશો ! મારાથી આપનો કોઇનો અપરાધ થયો હોય તો એ મને સ્પષ્ટપણે વિનાસંકોચે જણાવો. એટલે શબ્દ અને કૃતિથી હું આપની ક્ષમા માગવાને તૈયાર છું ! ચંદ્રસેનજી ! મારા હાથે આપને કશું પણ અપમાનકારક કૃત્ય થયું છે ખરૂં ?"

પોતાને થયેલા આ પ્રશ્નથી ચંદ્રસેન સ્હેજ વિચારમાં પડી ગયો, પરંતુ તુરતજ સમયસૂચકતા વાપરીને બોલ્યો: " મહારાજ ! એ આપ શું કહો છો ? એવો વિચાર આપે મનમાં લાવવો સુદ્ધાં નહિ ! આપના માટે મારા મનમાં કશો પણ વિરોધભાવ નથી. એ વાત ખરી છે કે આપની ગેરહાજરીમાં આપણા નિયમ મુજબ રાજમંડળનું અધ્યક્ષપદ મારી પાસે હોવાથી તે દરમિયાન મેં યુદ્ધકાર્યનો ત્વરાથી અંત લાવવાને માટે બૌદ્ધ સમ્રાટની સાથે સુલેહને માટે સંદેશા ચલાવ્યા છે. પરંતુ તે આપની પ્રત્યેના કશા પણ વિરોધને લીધે નહિ. માત્ર આપની ભયભીત બિમારીમાં આ યુદ્ધ લંબાવાથી કદાચ આપના જીવનને હાની પહોંચશે એવી ભીતિને લીધેજ; વળી તે પણ રાજમંડળની સંમતિ અને સલાહથીજ મેં સ્વીકાર્યું હતું. "

" જોયું, બારોટજી ! પેટમાં કાતિલ કટાર અને મુખમાં રામ તે આનું નામ !" મદનપાળે હાસ્ય કર્યું.

ગોવિંદ બારોટ પણ એ સાંભળીને તેની સામે જોઇને હસ્યો.

જયશિખરીએ કચ્છાધીશ તરફ દૃષ્ટિ ફેરવી અને કહ્યું: " વારૂ, કચ્છાધિપતિ ! હું જાણું છું કે આપના મનમાં તો મારા પ્રત્યે મોટી ઘૃણા છે. પરંતુ જો થોડો વિચાર કરશો તો આપને જણાશે કે મને

ચીડ ચડે એવું વત્તન પ્રથમ આપના હસ્તે થયું હતું; અસ્તુ. જે બની ગયું તેનો વિચાર કરવાની જરૂર નથી. માત્ર એક બીજાના મનનો ક્ષોભ દૂર કરવાને માટે આપણે આ રાજમંડળની સન્મુખ જ એક બીજાની ક્ષમા માગીએ અને આ રાજસમુહના ઐક્યને દૃઢ કરવાનો યત્ન કરીએ. મારી આપને માત્ર એટલી જ વિનતિ છે કે થોડા દિવસ પહેલાં મારૂં જે નિશાન ચોરાઇ ગયું છે, તે કોઇની સલાહથી આપે લીધેલું હોય કિંવા કોઇએ લઇને આપને આપેલું હોય, તો એ જેવી ને તેવી સ્થિતિમાં મને પાછું આપી દ્યો. એટલે તે દિવસે આપના નિશાનનો મારા હાથે જે ઉપમર્દ થયો હતો .એ બદલ હું સર્વ સમક્ષ આપની ક્ષમા માગવાને તૈયાર છું."

કચ્છાધીશને આ કથનનો શો ઉત્તર આપવો તેની બિલકુલ સુજ પડી નહિ. તે મૌન જ રહ્યો. તેના મનમાં બોલવાની ઇચ્છા તો ઘણીયે થતી હતી; એક પછી એક જયશિખરીના દોષો દર્શાવવાને તે ઉત્કંઠિત બની રહ્યો હતો; પરંતુ જયશિખરીના પ્રશાંત અને પ્રતાપી વદન સામે દૃષ્ટિ કરતાં જ તેનું બીરૂ હૃદય સ્તબ્ધ બની જતું. તેને મૌન રહેલો જોઇને ચંદ્રસેને કહ્યું:- "મહારાજ ! આપના ચોરાયેલા નિશાનની શોધ કરવાનું કાર્ય રાજમંડળે પોતાના હાથમાં લીધું છે. પરંતુ એ બાબતમાં કચ્છાધીશ તદ્દન નિર્દોષ છે. તેમણે સોગનપૂર્વક મને જણાવ્યું છે કે આપનું નિશાન તેમણે લીધેલું નથી."

"એમણે લીધેલા સોગન ઉપર અને આપના વચન ઉપર વિશ્વાસ રાખવામાં હું કશો પણ વાંધો જોતો નથી." જયશિખરી બોલ્યો: "જો એમ જ છે તો જે આક્ષેપ મેં કચ્છાધીશ ઉપર કરેલો છે તે માટે હું તેમની ક્ષમા માગું છું અને આશા રાખું છું કે હવે તેમના મનમાં મારા પ્રત્યે બિલકુલ રોષ રહેશે નહિ."

" આપની ક્ષમાનો હું અંતઃકરણપૂર્વક સ્વીકાર કરૂં છું. " હવે કચ્છાધીશના જીવમાં જીવ આવ્યો અને તે બોલ્યો: " હું પણ આપને જણાવું છું કે મારા મનમાં આપના પ્રત્યે બિલકુલ રાગદ્વેષ નથી. "

" વારૂ, હવે અત્ર બિરાજેલા અન્ય કોઇ પણ રાજકર્ત્તાના મનમાં તો મારા ઉપર રાગ ઉત્પન્ન થયો નથીને ? " જયશિખરીએ રાજમંડળના તમામ સભાસદોને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો: " જો હોય તો મને સ્પષ્ટપણે તેનું કારણ જણાવો. એટલે મારી ભૂલનો સ્વીકાર કરીને હું નિઃસંકોચપણે આપની ક્ષમા માગવાને તૈયાર છું. "

રાજમંડળના સભાસદો એક બીજાના મુખ સામે જોવા લાગ્યા બે ત્રણ પળો વ્યતિત થયા બાદ વિક્રમાજીત બોલ્યો: " મહારાજ! અમારા મનમાં આપના ઉપર રાગ ઉત્પન્ન થાય જ કેવી રીતે ? અને કદાચ થાય તો પણ અમારા જેવા યઃકશ્ચિત્ ઠાકોરોની પરવા પણ કોને છે ? તદપિ જ્યારે આપ પ્રશ્ન કરો છો ત્યારે હું તેનો સ્પષ્ટતાપૂર્વક ઉત્તર આપું છું કે આ ધર્મયુદ્ધની કીર્ત્તિનો તમામ ભાગ આપ એકલા જ હજમ કરી જવા માગતા હો એમ દેખાય છે. ખરી રીતે તેનો થોડો થોડો હીસ્સો દરેકને મળવો જોઇએ. "

" માત્ર એટલું જ નહિ પરંતુ એ કરતાંએ ગુર્જરેશ્વરના વિશેષ દોષ હું દર્શાવી શકું તેમ છે. " ઇડરના ગુહાદિત્યે ઊભા થઇને કહ્યું: " ગુર્જરેશ્વર ! આપ સરખા મહારાજાધિરાજના દોષો દર્શાવવાનો પ્રયત્ન મારા જેવો આપનો એક ખંડીયો ઠાકોર કરે, એ બિલકુલ અપ્રશસ્ત લાગે છે ખરૂં. પરંતુ એ વિષયમાં કેવલ મૌન્યજ ધારણ કરવાથી આપણને સર્વને હાની પહોંચે તેમ છે. અર્થાત્ ભવિષ્યમાં કશી પણ હાની પહોંચવા સંભવ ઉપસ્થિત ન થાય અને પરસ્પર અધિક વિરોધ

થવા ન પામે તે માટે જ આટલી ધૃષ્ટતા હું કરૂં છું. મહારાજાધિરાજ જયશિખરીના શૌર્ય અને સાહસની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી જ છે. પરંતુ એ શૌર્યના જોર ઉપર તેઓ અમારા જેવા ન્હાના રાજકર્ત્તાઓનું અપમાન કરી બેસે કિંવા અનિયમિત સત્તા ગજાવે એ કદી પણ ગ્રાહ્ય થઈ શકે નહિ. ગુર્જરેશ્વરના અંગમાં અતુલ શક્તિ છે અને તેમના ભંડારમાં વિપુલ દ્રવ્ય છે; અમે તેમને ખંડણી ભરીએ છીએ અને તેમની આગેવાની નીચે અહીં આપણા વેદધર્મના દ્રોહીઓની સાથે યુદ્ધ કરવાને માટે આવેલા છીએ; એથી કાંઈ એમ ઠરતું નથી કે અમે તેમના સર્વાંશે તાબેદાર બની ગયા છીએ! ઘણે ભાગે તેઓ અમારી ઉપેક્ષા જ કરે છે, અને જાણે અમે તેમના સાધારણ અનુચર હોઇએ એવો વર્ત્તાવ અમારી સાથે રાખે છે. ખરેખર તેમનો એ અધિકાર અસહ્ય જ ગણવો જોઇએ! હું જાણું છું કે મારા આ શબ્દો ગુર્જરેશ્વરને અપ્રિય લાગ્યા સિવાય રહેશે નહિ; પરંતુ ગુર્જરેશ્વરે ખરો પ્રકાર જાણવાની ઇચ્છા દર્શાવવાથી જ મેં મારૂં કર્ત્તવ્ય બજાવ્યું છે, અને મારા કથનની સત્યતાની સાક્ષી અત્ર બિરાજેલા સર્વ રાજકર્ત્તાઓની આનંદિત બનેલી મુદ્રા આપે છે. આપ સર્વ મનમાં સમજો છો પણ મૌન રહેવામાં પ્રજ્ઞતા માનો છો, જ્યારે હૈયું તેવું હોઠે એ નિયમાનુસાર હું સત્ય હકીકત સ્પષ્ટપણે જણાવી દેવાના સ્વભાવવાળો છું."

એટલું કહીને ગુહાદિત્ય આસનપર બેસી ગયો. તેનું કથન જેમને પ્રિય હતું તેઓ નેત્રસંકેતથી તેનો ધન્યવાદ કરવા લાગ્યા. પોતાના માલિક ઉપર તેમની રૂબરૂ મૂકાયેલા આક્ષેપથી વીરભદ્રને અત્યંત ક્રોધ ચડ્યો હતો. તેના મનમાં એમ થતું હતું કે આ પળેજ ગુહાદિત્યને બોલતો બંધ કરી દઉં! પરંતુ એમ કરવાથી આવનારા પરિણામનો વિચાર કરીને તે ગમ ખાઇ ગયો.

જયશિખરીને પણ ગુહાદિત્યના આક્ષેપાત્મક ઉત્તરથી ગુસ્સો તો બહુજ લાગ્યો. તેનાં નેત્રોમાંથી ક્રોધાગ્નિના તણખા નિકળવા લાગ્યા. 'શું કરૂં ! આ દાંભિક ગુહાદિત્યને અહીંને અહીં જ ભોંય-ચાટતો કરી દીધો હોત ! પણ પ્રસંગ જુદો છે. માટે એનું બોલેલું એનાજ મુખમાં પાછું નાખવાને સારૂ નરમ બનવાની જરૂર છે. ગરમ થવામાં લાભ નથી.' એમ વિચાર કરતો તે ઊભો થયો અને પોતાના વદન ઉપર સૌમ્યતા તથા શાંતિનો ભાવ ધારણ કરીને કહેવા લાગ્યોઃ—

" ઈડરપતિ રાવ ગુહાદિત્યે મારા ઉપર જે આક્ષેપો મૂક્યા છે તે મેં શ્રવણ કર્યા છે; તેમજ અત્ર બિરાજેલા રાજકર્ત્તાઓમાંથી ઘણાખરાએ નેત્રસંકેતવડે પ્રદર્શિત કરેલી સંમતિ પણ મારા જોવામાં આવી છે. એનો અર્થ હું તો એટલો જ સમજી શકું છું કે રાજમંડળનો મોટો ભાગ મારાથી નારાજ થયેલ છે. પરંતુ મારા સ્વભાવમાં રહેલા સામાન્ય દોષો તરફ મારો બંધુવર્ગ આટલી કરડી દૃષ્ટિથી જોતો હશે, એવી તો આજસુધી મને કલ્પના પણ નહતી. મારો સ્વભાવ ઉતાવળો છે, અને તેથી એકાદા મુશ્કેલીના પ્રસંગમાં આપની સલાહ લેવાની રાહ નહિ જોતાં મેં મારી પોતાની જવાબદારી ઉપર અમુક કાર્ય કર્યું પણ હશે. પરંતુ એવા ક્ષુલ્લક અને નિર્હેતુક અપરાધને લીધે આપનાં મન આટલા ઉદાસિન્ બને તથા આવા અણિઆણીના પ્રસંગે આપ આ પ-વિત્ર કાર્યને છોડી દેવાને તત્પર થાઓ, અને તે પણ મારા દોષને લીધે; એ જોઇને મને અત્યંત દુઃખ થાય છે. હું આશા રાખતો હતો કે આજ પર્યંત મારા હાથથી જે કાંઇ સેવા થયેલી છે એથી મારા દોષો ઢંકાઇ ગયા હશે. પરંતુ એ આશા વ્યર્થ નિવડેલી દેખાય છે. દરેક વિકટ સંગ્રામ સમયે અગ્રભાગે રહીને પ્રાણની દરકાર કર્યા સિવાય હું લડ્યો છું. પાછા હઠવાના સમયે પણ હું સહુની પછીથી જ પાછળ હઠ્યો છું.

હા, ભૃગુકચ્છમાં આપણને વિજય પ્રાપ્ત થયા બાદ અહીં વિજય ટેકરી ઉપર આપ સર્વની સંમતિથી મેં મારી વિજયપતાકા આરોપી છે ખરી. પરંતુ માત્ર એ પોકલ ભૂષણ સિવાય બીજી બાબતમાં મેં લક્ષ આપ્યું નથી. શત્રુના દારૂગોળા અને દ્રવ્યભંડારનો ભાગ વહેંચી લેતી વખતે મેં મારો હિસ્સો પણ આપ સર્વને આપી દીધો છે. વળી ભૃગુ-કચ્છ ઉપર મારી એકલાની નહિ પણ મારા રાજમંડળની સત્તા રહે એવી મેં વ્યવસ્થા કરી છે, એકાદા પ્રસંગે શત્રુ ઉપર તુટી પડવામાં આપ સર્વની ઇચ્છા વિરૂદ્ધ પણ મેં આગ્રહ રાખ્યો હશે, તદપિ એવા સમયે પોતાના પ્રાણની દરકાર સિવાય હું રણસંગ્રામમાં ઘુમ્યો હઇશ! પ્રસંગ વિશેષે આપના સૈનિકોને ઓછાવત્તા શબ્દો કહ્યા હશે, કિંવા રાગના આવેશમાં તેમને વાજબી કરતાં વિશેષ કડક સજા પણ કરી હશે. તદપિ આપના સૈનિકોમાંથી જે કોઇ ઘાયલ થાય, તેમના જખમ દુરસ્ત કરવાને માટે દ્રવ્ય અને શ્રમની પણ મેં દરકાર કરી નથી. આ તમામ હકીકતનું સ્મરણ માત્ર મને જ રહે અને આપ સર્વને તેનું વિસ્મરણ થઇ જાય, એ કરતાં અધિક દુર્દૈવ બીજું કયું ?"

તે વિશ્રાંતિ લેવાને માટે થોડી વાર થોભ્યો અને પુનઃ બોલ્યો: " ભલે, મારા હાથે જે કાંઇ દોષ થયેલ હોય તેનો હું સ્વીકાર કરી લઉં છું અને તે માટે આપ સર્વની અંતઃકરણ પૂર્વક ક્ષમા માગું છું. ભવિષ્યમાં તેવું બનવા ન પામે એ માટે આપને યોગ્ય લાગે તેવી સારી વ્યવસ્થા કરો અને અંગિકારેલા કાર્યનું દૃઢ નિશ્ચયપૂવક છેવટ લાવો ! જયશિખરીનો ગર્વ, ક્રોધ, ઉદ્દામપણું અને મહત્ત્વાકાંક્ષા હવેથી બિલકુલ આપની આડે આવશે નહિ. આપના જેવા મહાન શૂર અને પરાક્રમી રાજકર્તાઓ એક પવિત્ર કાર્યને અર્થે અત્ર એકત્ર થયેલા છો; તેમાં મારા એકલાના અવિચાર કે દોષને લીધે આપણું ઐક્ય નષ્ટ થાય અને આપ

સર્વને મારા વર્તનથી ત્રસ્ત બનીને, સ્વીકૃત કાર્યને અર્ધેથી છોડી દઇને, ચાલ્યા જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, એ કરતાં હું જ મારો અધિકાર સ્વેચ્છાપૂર્વક છોડી દઉં એ અધિક યોગ્ય છે. હું આ પ્રસંગે સંતોષ-પૂર્વક રાજમંડળનું અધ્યક્ષપદ છોડી દઉં છું; એટલું માત્ર નહિ પરંતુ તે અધ્યક્ષપદ આપ જેને આપો તેના હાથ નીચે વેદધર્મની સેવા આનંદપૂર્વક અને અસંતોષ કે ક્ષોભના લેશ પણ અંશ સિવાય બજા-વવાને પણ તૈયાર છું. હું આ બધું અંતઃકરણપૂર્વક જ કહું છું. જો મારા કથનની સત્યતા આપને જોવી હોય તો જુઓ, મારો ડાબો હાથ આ જમણા હાથ વડે અત્યારે જ કાપી નાખું છું ! ”

એમ કહેતાની સાથે જ તેણે મિયાનમાંથી તલવાર કાઢીને ડાબા હસ્ત ઉપર પ્રહાર કરવાનો યત્ન કર્યો. પરંતુ તે જ પળે ચંદ્રસેને ઉઠીને જયશિખરીનો જમણો હાથ પકડી લીધો અને કહ્યું: “ ગુર્જરેશ્વર ! અમને આપના વચન ઉપર વિશ્વાસ છે. માટે તેની સાબિતીને સારૂ સાહસ કરવાની જરૂર નથી. ”

“ વારૂ, આટલું કરવા છતાંએ ધર્મયુદ્ધમાં ભાગ લેવાની આપની ઇચ્છા ન હોય. ” જયશિખરીએ કહ્યું: “ આપને યુદ્ધનો કંટાળો આવ્યો હોય, આપના નાજુક શરીર ભારે વજનના લોહકવચની પીડા સહન કરી શકતાં ન હોય તો આપ સર્વ મળીને માત્ર પાંચ–દશ હજા-રની સંખ્યામાં સૈનિકો મને આપો. તેમની અને મારા સૈનિકોની સહાયથી હું બૌદ્ધ સમ્રાટ સાથે યુદ્ધ કરીશ. તેમાં જો મને વિજય મળશે તો રણક્ષેત્રમાં એક વિજયસ્થંભ ઉભો કરીશ અને તે સ્થંભ ઉપર આ ધર્મયુદ્ધમાં ભાગ લેનાર દરેક વેદધર્મી રાજકર્તાનું નામ કોતરાવીશ; તેમાં મારૂં નામ સૌથી છેલ્લું રાખીશ. તો તો પછી આપને સંતોષ થશે કે નહિ?”

તેણે સર્વના મુખ તરફ નજર ફેરવી. તેની સૌમ્ય અને ગંભીર

વાણીની અસર થઇ ચૂકી હતી. માત્ર બે ત્રણ રાજકર્ત્તાઓ સિવાય બીજા બધા જયશિખરીની આગેવાની નીચેજ ધર્મયુદ્ધમાં ભાગ લેવાને તત્પર બની રહ્યા હતા. જયશિખરીની તેના અનારોગ્ય દરમિયાનની ગેરહાજરીને લીધે રાજમંડળનું વાતાવરણ શિતળ બની ગયું હતું તે અત્યારે માત્ર એક ઘટિકાની અંદર જ ઉષ્ણ બની ગયું.

શ્રીનગરનો જેઠવો રામદેવ ઊભો થયો અને જયશિખરીનું અભિનંદન કરતો કહેવા લાગ્યો: " ધન્ય છે, ગુર્જરેશ્વર ! આપના કથને અત્યારે અમારાં હૃદયને હચમચાવી મેલ્યાં છે. અમારે બીજા અધ્યક્ષની જરૂર નથી. લોહકવચનો ભાર સહન કરવાને અમે શક્તિમાન છીએ! બંધુઓ ! હવે વિચાર કરવાની જરૂર નથી. ક્ષુલ્લક કારણોને સંભારીને ટંટો વધારવાનો આ વખત નથી. ચાલો, તૈયાર થાઓ અને કેટલાક સમયથી મિયાનની અંદર છૂપાઇ રહેલી તમારી સમશેરોને ખૂલી કરો. બોલો: વેદધર્મનો જય ! ગુર્જરેશ્વર જયશિખરી મહારાજનો જય ! "

સર્વે સભાજનોએ રામદેવજીના જયઘોષને ઉપાડી લીધો. માત્ર કચ્છાધીશ, તેમના ભાયાતો તથા સરદારો, ગુહાદિત્ય અને વિક્રમાજીતે તેમાં ભાગ લીધો નહિ. ચંદ્રસેનના હૃદયમાં ગમે તે વિચાર ચાલતો હોય તદપિ બાહ્યતઃ જયશિખરી પ્રત્યેનો પોતાનો વિરોધ તેણે પ્રકટ થવા દીધો નહિ. તેણે પણ સર્વે રાજકર્ત્તાઓની સાથે જયશિખરીના જયઘોષમાં પોતાનો સૂર પૂર્યો.

જયશિખરીને પણ પોતાના કથનની રાજમંડળ ઉપર અસર થયેલી જોઇને આનંદ થયો. તે બોલ્યો: " આપ સર્વેનો આ ઉત્સાહ જોઇને આપણું સૈન્ય વીરશ્રીથી ચમકી રહેશે અને બૌદ્ધ સમ્રાટ આપણી ફેરવાયેલી સ્થિતિના સમાચાર જાણીને આશ્ચર્યચકિત બની જશે.

હવે પાછા હઠશો નહિ, જ્યાં સુધી આ જયશિખરી તમારો આગેવાન છે ત્યાં સુધી અપયશની કલ્પના પણ કરશો નહિ. મારા અવિચારી વર્તનથી ક્ષુબ્ધ બનેલા તમારા અંતરને હું શત્રુના રક્તનું પાન કરાવીને શાંત કરીશ. બૌદ્ધો સાથે યુદ્ધવિરામની જે સુલેહ આપણા પક્ષે કરેલી છે તે આજથી રદ થઇ છે, એવો સંદેશો આપણે આજે ને આજે સમ્રાટને મોકલી આપીશું અને પુનઃ યુદ્ધની તિથિ મુકરર કરીશું. વિજય આપણો જ છે. કેમકે નાસ્તિક અને દુષ્ટ મનુષ્યોનો સંહાર કરનાર ભગવાન્ વ્યાસનારાયણ આપણા પક્ષમાં છે. એ ભગવાનના નામની જય ગર્જના કરો અને આપના પરાક્રમથી શત્રુઓનાં હૃદયને વિદીર્ણ બનાવી દો. ” ભગવાન્ વ્યાસનારાયણના જયનો ઘોષ થયો.

જયશિખરીએ સભાને બરખાસ્ત કરી. તે ઉઠયો અને દ્વાર તરફ ચાલ્યો. એટલે બીજા રાજકર્ત્તાઓ તથા તેમના સરદારો પણ જવા લાગ્યા.

## પ્રકરણ ૩૧ મું.

### એક નવીન યુક્તિ.

કચ્છાધીશ, તેમના કેટલાક સરદારો, મસ્કરો મદનપાળ, ગોવિંદ બારોટ, ગુહાદિત્ય અને કુંતલપુરનો વિક્રમાજીત એટલા કચ્છાધીશના શિબિર તરફ ગયા. ત્યાં પ્રથમ તો શ્રમપરિહારાર્થે દ્રાક્ષાસવનો યથેચ્છ ઉપયોગ કરવામાં આવ્યો. હવે કચ્છાધીશ

જરા તેજસ્વી બન્યા અને બોલ્યાઃ "જોયું ગુહાદિત્ય ! આ એવકુફ રાજાઓ છેવટે જયશિખરીની શબ્દજાળમાં ફસાઇને તેના કહેવા પ્રમાણે કરવાને તત્પર બની ગયા ! અત્યારસુધી આપણે બધાએ કેવા કેવા વિચારો કર્યા હતા? પરંતુ જયશિખરીએ સભામંડપમાં પગ મેલ્યો કે તમે, આ વિક્રમાજીત અને ચંદ્રસેન સુદ્ધાંત દબાઇ ગયા, અને તેને માન આપવાને માટે ઊભા થઇ ગયા ! એટલે મારે પણ તમારી બધાની સાથે ઊભા થવું પડ્યું ! બાકી મારી મુદ્રા ઉપરથી તેમ જ મારા અંગપ્રત્યાંગના ભાવ ઉપરથી જયશિખરીની ખાત્રી થઈ ચૂકેલી હોવી જ જોઇએ કે આ પાણી કાંઈ જેવું તેવું નથી. પણ ચંદ્રસેનજી જયશિખરીથી એટલા બધા દબાઈ ગયા તેનું કારણ શું? તેમની સલાહને અનુસરીને જ આ બધો સંકેત આપણે કર્યો હતો, જ્યારે આજની સભામાં તેમનો રંગ ઓરજ જણાયો !

"મહારાજ ! એટલા બધા નારાજ થવાનું કારણ નથી." ગુહાદિત્ય બોલ્યોઃ "ચંદ્રસેનજી ઉપર મને સંપૂર્ણ ભરોસો છે અને આપને પણ તેમના ઉપર વિશ્વાસ રાખવાની મારી વિનતિ છે. ચંદ્રસેનજી કશું પણ કાર્ય હેતુ સિવાય કરતા નથી. એટલે મારી ખાત્રી છે કે આજે જે બાહ્યભાવ તેમણે ધારણ કર્યો હતો તેમાં તેમનો કશો પણ ખાસ ઉદ્દેશ હોવો જોઇએ. જૂઓને, તેમણે જ આપણને જયશિખરીના વિજયધ્વજના સંબંધમાં જે યુક્તિ બતાવી હતી તે કેવી પાર પડી છે? એથી વીરધ્વજનું કાસળ ટળી ગયું અને જયશિખરી પણ તેજ કારણથી નરમ બની ગયો ! એવી એકાદી યુક્તિ ચંદ્રસેનજીના ફળદ્રુપ મગજમાંથી નિકળ્યા સિવાય નહિ જ રહે !"

"પરંતુ તે ક્યારે ? જ્યારે આપણું સૈન્ય રણસંગ્રામમાં જઇને કપાઈ જાય તે પછી ?" કચ્છાધીશ કંટાળાપૂર્વક બોલ્યોઃ

" ના, મહારાજ ! ના. એમણે યુક્તિ પોજી પણ રાખી હશે, અને તેનો અમલ પણ અલ્પ સમયમાં જ થશે." ગુહાદિત્યે કહ્યું.

" ઠીક ઠીક, તમને યોગ્ય લાગે તેમ કરો. મારૂં મગજ આમાં કશું પણ કામ કરતું નથી. બાકી મારો તો ચોક્કસ નિશ્ચય છે કે હું જયશિખરીની આગેવાની નીચે રણક્ષેત્રમાં મારા સૈન્ય સાથે હાજરી આપવાનો નથી."

" અને બીજાને પણ હાજરી આપવાની જરૂર નથી. માત્ર આપ ધીરા થાઓ, એટલે બધું એળેએળે પાર ઉતરી જશે." ગુહાદિત્યે કહ્યું: " કેમ, વિક્રમાજીત ! હવે આપણે ઉઠીશું. સમય ઘણો થઈ ગયો છે."

વિક્રમાજીતે સંમતિ આપી એટલે તે બન્ને કચ્છાધીશની રજા લઇને ઉઠયા. તેઓ પોતપોતાના શિબિરે ગયા. પોતાના શિબિરમાં થોડોક સમય વિશ્રાંતિ લીધા બાદ ગુહાદિત્ય ઉઠયો અને ચંદ્રસેનના શિબિર તરફ ગયો.

અત્યારે ચંદ્રસેન પોતાના પલંગ ઉપર પડયો પડયો ઊંડા વિચારમાં ગુંથાઇ ગયો હતો. ગુહાદિત્યે કચ્છાધીશને સત્ય જ કહ્યું હતું. ચંદ્રસેન જેવો કપટપટુ મનુષ્ય કશું પણ કાર્ય હેતુ સિવાય કરે તેમ ન હતું. આજે તેણે જે ભાવ રાજસભામાં પ્રકટ કર્યો હતો તે માત્ર દંભ જ હતો. જયશિખરીનો સર્વથી વિશેષ દ્વેષ તો તેને પોતાને જ હતો. જયશિખરીના વડવાઓ તેના ખડીયા હતા. તે અત્યારે તેના કરતાં પણ ચડી જાય એ ચંદ્રસેન જેવા સ્વાર્થી મનુષ્યને રૂચે તેવું ન હતું. વળી જો આજે જયશિખરીએ દર્શાવેલી ઇચ્છા અમલમાં આવે તો તેનો મુખ્ય હેતુ રૂપસુંદરીને પ્રાપ્ત કરવાનો કદી પણ પાર પડે તેમ ન હતો. એ વિચારથી પણ ચંદ્રસેનનું મન દ્વિધા બન્યું

હતું. એ વેળાએ તેનો વિશ્વાસુ અનુચર મોહનદેવ હાજર થયો. તેણે નમન કરીને પોતાની ભેટમાંથી એક પત્ર કાઢીને ચંદ્રસેનને આપ્યો. પુનઃ તે બહાર ચાલ્યો ગયો. ચંદ્રસેને પત્ર ફોડયો. અને વાંચ્યો; પુનઃ વાંચી જોયો–એ ત્રણ વખત એ પત્ર તેણે વાંચ્યો. પછી એ પત્રના અત્યંત બારીક ટુકડા કરીને ચોતરફ છૂટા છવાયા વેરી દીધા.

એ પત્રમાં જે હકીકત જણાવવામાં આવી હતી તેથી તેના મનની વિચિત્ર અવસ્થા થઈ ગઈ હતી. તેના હૃદયમાં ક્રોધ, મનમાં ચિંતા અને ચ્હેરા ઉપર ગ્લાનિ પ્રકટી રહ્યાં હતાં. પરંતુ તેનું કારણ શું ? એવો પ્રશ્ન વાચકોને પણ સહાજીક જ થશે તેનો ખુલાસો એ પત્રમાં લખેલી હકીકત વાચકો સન્મુખ રજુ કરવાથી થઇ શકશે. તેમાં મથાળે કે નીચે કોઇનું નામ ન હતુ. પરંતુ અક્ષરોપરથી એ પત્ર કોનો છે તે ચંદ્રસેન જાણી ગયો હતો. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

" સ્થિતિ પલટાણી છે. સમ્રાટનું મન શંકાકિત બન્યું છે. તેનું કારણ ત્યાં આવેલ રાજવૈદ્ય રસેશાચાર્ય અને તેની સાથે આવેલ વીરધ્વજ છે. તમારી શરતોમાં કદાચ ફેરફાર થશે અને વિ. ને લગતી શરત ઉડી જશે એમ લાગે છે. માટે બીજો ઉપાય લ્યો. જયશિખરીનું કાસળ જલ્દીથી પતી જાય એમ કરો. જો તેનું અસ્તિત્વ ન હોય તો વિશેષ પ્રતિકુળતા રહેશે નહિ. વિશેષ લખવાની જરૂર નથી. "

આ પત્રના ટુકડા ચંદ્રસેને ફેંકી દીધા તેજ વખતે ગુહાદિત્ય તેને મળવા આવ્યાના સમાચાર મોહને આપ્યા.

ગુહાદિત્ય શિબિરમાં આવ્યો અને પલંગ પાસે પડેલા મંચક

ઉપર બેઠો. એકાદ બે પળ મૌન રહીને તે ધીમેથી બોલ્યોઃ " મહારાજ ! આજનો રંગ તો તદ્દન બદલાઇ જ ગયો ! "

" એ તો હું તમને પ્રથમથી જ કહેતો હતો. " ચંદ્રસેન બોલ્યોઃ " મેં તમને નહોતું કહ્યું કે જયશિખરીનું દર્શન કરતાં અને તેની વાણી સાંભળતાં જ આપણા રાજમંડળનું મન બદલાઈ જશે ! "

" હા, આપે કહ્યું હતું ખરૂં. પરંતુ હવે તેનો ઉપાયશો ? " ગુહાદિત્યે પ્રશ્ન કર્યો.

ઉપાય ! વળી બીજો શો ઉપાય ! જેના દર્શન માત્રથી આપણું રાજમંડળ બદલાઇ જાય છે, તેનું પુનઃ દર્શન થવા ન પામે એવો માર્ગ લેવો. " ચંદ્રસેને સૂચન કર્યું.

" એ કેવી રીતે બની શકે ? એ રોગગ્રસ્ત હતો તે દરમિયાન તો તેના રાજવૈદ્ય સુરેન્દ્રાચાર્યને પણ ફોડી શકાય તેમ હતું. પરંતુ હવે એક પણ માર્ગ રહ્યો નથી. "

" એમ નિરાશ થવાની જરૂર નથી. આપણી છાવણીમાં જયશિખરીના શત્રુ ઘણા છે. મને લાગે છે કે તેમાંનો એકાદો માણસ પોતાના પ્રાણની પણ પરવા નહિ કરતાં તેનું ખૂન કરવાને તત્પર થાય એ બનવા જોગ છે ! "

" આ હું નવીન વાત સાંભળું છું ! " ગુહાદિત્ય ચંદ્રસેનનો હેતુ સમજી ગયો હતો.

" એમાં નવીન કાંઇ જ નથી. મારો એક અંગરક્ષક છે. તેનું મગજ તેને લાગુ પડેલા જ્વરને લીધે હમણાં હમણાં ભ્રમિત બની ગયું છે. જ્યારે ને ત્યારે તે ગુર્જરેશ્વરનો નાશ કરવાનો જ લવારો કર્યા કરે છે. અમે તેને બંધનમાં રાખ્યો છે. પરંતુ ક્યારે તે છૂટી જાય અને તેના હાથે શું નું શું થાય, એ કશું પણ કહી શકાય નહિ. "

ચંદ્રસેને ખુલાસો કર્યો.

"હવે કાંઈક સમજાય છે ખરૂં. પણ સંભાળજો, મહારાજ! આપની આ કલ્પના પ્રસંગાનુરૂપ છે ખરી, પરંતુ સહાસિકતાથી ભરેલી છે. બરોબર પાર ઉતરે તો ઠીક, નહિ તો—"

"તમારા એ 'નહિ તો' શબ્દને જમીનમાં ઊંડો ખાડો ખોદીને દાટી જ દ્યો. નહિ તો–બહીં તો હું કાંઇ સમજતો નથી. નિશ્ચયનું બળ જોઇએ! માત્ર સાવચેત રહેજો, આ વાત બહાર પડવા ન દેશો અને જે કબૂલાત આપણે ભદ્રેશ્વરી માતાના મંદિરમાં પૂર્ણિમાની રાત્રીએ કરી છે તે યાદ રાખજો."

"એ બાબત આપ નિશ્ચિંત રહેજો." ગુહાદિત્યે ખાત્રી આપી.

"તમારા માટે મને શંકા છે જ નહિ. માત્ર વિક્રમાજીત અને કચ્છાધીશનું મન કદાચ ફરી જાય એમ લાગે છે."

"ના ના, વિક્રમાજીત માટે મારી સંપૂર્ણ ખાત્રી છે. કચ્છાધીશનું મન ડગમગી જાય એવું છે ખરૂં. પરંતુ તેનો ઉપાય મેં કરેલો જ છે."

"તો વાંધો નહિ."

"વારૂ, હું રજા લઉં છું." ગુહાદિત્ય ઉઠ્યો.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### સમાધાનીનો યત્ન.

સભામંડપમાંથી નિકળીને જયશિખરી રૂપસુંદરીના શિબિર તરફ ગયો. તેના આગમનના સમાચાર રૂપસું-

દરીને તેની દાસી દ્વારા મળી ગયા હતા. વીરધ્વજનો નાશ નહિ કરતાં બૌદ્ધ સમ્રાટના રાજવૈદ્યની માગણીથી તેને સોંપી દીધાની હકીકત રૂપસુંદરીના જાણવામાં આવી હતી. એથી તેને અમુક અંશે સંતોષ થયો હતો. પરંતુ પોતાના કરવામાં આવેલા અપમાનથી તેને બહુ જ લાગી આવ્યું હતું. એ પ્રસંગ બન્યા બાદ આજે પહેલ-વહેલો જ જયશિખરી તેની પાસે આવતો હતો. તેના આગમનના સમાચાર જાણીને રૂપસુંદરીએ વદન ઉપર એકદમ ગાંભિર્ય ધારણ કરી દીધું. જાણે મોટા દુઃખને લીધે અત્યંત શોકાકુળ બની ગઇ હોય એવો દેખાવ ધારણ કરીને તે એક મંચક ઉપર શિબિરના દ્વારથી વિરૂદ્ધ દિશા તરફ મુખ રાખીને બેઠી.

જયશિખરીએ અંદર પ્રવેશ કર્યો. તદપિ રૂપસુંદરીએ મુખ ફેરવ્યું નહિ. તેની વિખરાયેલી વાળની લટો, અસ્તવ્યસ્ત વસ્ત્રો આદિથી તે સમજી શક્યો કે આજે રાણીનું મન આનંદિત નથી. તેણે નજીક જઇને પૂછ્યું: "કેમ, તબીયત તો સારી છે ને?" પરંતુ તેનો કશો પણ જવાબ મળ્યો નહિ. બીજો પ્રસંગ હોત તો રૂપસુંદરીના આવા વર્ત્તનથી જયશિખરીનો ગુસ્સો ઉછળી આવ્યો હોત. પરંતુ આજનો પ્રસંગ જુદો હતો. આજે તે એકદમ ગંભિર અને શાંત બની ગયો હતો. દરેક સાથે સમાધાની કરી દેવી, એવો તેણે નિશ્ચય કર્યો હતો. તેણે પુનઃ પ્રશ્ન કર્યો: "વાહ? આટલો બધો ગુસ્સો! તમારા મુખદર્શનનો પણ મને અધિકાર નહિ? આજે જાણે આખું જગત્ મારા ઉપર ઉલટયું હોય એમજ લાગે છે!"

રૂપસુંદરીએ પોતાના પતિ સામે મુખ ફેરવ્યું. તે સ્હેજ રોષપૂર્વક બોલી: "મહારાજ! આપની દાસી આવા કોમળ ભાષણને પાત્ર નથી!"

"દાસી! અને કોમળ ભાષણને પાત્ર નથી!" જયશિખરી આશ્ચર્ય દર્શાવતો બોલ્યો: "એનો અર્થ શો?"

"એનો અર્થ માત્ર એટલો જ કે અમ સ્ત્રીજાતિએ પોતાના ક્રોધાગ્નિમાં બળીને ભસ્મ થવું! તે કદાચ ગુર્જરેશ્વરની પટરાણી હોય તો પણ શી ચિંતા છે? જે સૂર્યવંશી રામચંદ્રે સીતા જેવી સાધ્વી અને સુશિલ પત્નીનો મિથ્યા શંકાને લીધે ત્યાગ કર્યો હતો, તે સૂર્યવંશના ગુર્જરેશ્વર પાસેથી પોતાની પત્નીની ઉપેક્ષા સિવાય બીજી આશા કેવી રીતે રાખી શકાય?" રૂપસુંદરીએ કટાક્ષ કર્યો.

"આ બધું તત્ત્વજ્ઞાન શા માટે છે, એ હું બિલકુલ સમજી શકતો નથી." જયશિખરીએ મૃદુ વાણીથી કહ્યું: "આનો ઉપાય માત્ર એક જ છે કે મારે મારૂં અજ્ઞાન સ્પષ્ટપણે કબૂલ કરવું અને વૃદ્ધધર્મ રાજમંડળ જેને ઉદ્ધતની ઉપમા આપે છે તે મહાસાગર જેવો શાંત છે, એમ દર્શાવી આપવું. વારૂ, બોલો—તમારે જે કહેવું હોય તે કહો. હું દરેક રીતે અપરાધી છું!"

"આપ ગમે તે કહો—સાકર પીરસો અને મને શાંત પાડવાનો પ્રયત્ન કરો, તથાપિ તે દિવસના પ્રસંગનું કદી પણ વિસ્મરણ થાય તેમ નથી. તે દિવસે આપની રાણી પટરાણી—અર્ધાંગનાની અવહેલના કરતાં આપને કશું પણ થયું હતું? શિરચ્છેદ કર્યા પછી ચંદનની અર્ચા કરવી નિરર્થક જ છે."

જયશિખરીએ રૂપસુંદરીને બાહુ પાશમાં લઇને પલંગ ઉપર બેસારી. પોતે પણ તેની જોડાજોડ બેઠો, અને એક હાથ તેની કટી ફરતો રાખી બીજા હાથવડે તેના મુખચંદ્રને સ્થિર કરી સુધાનું પાન કરતો બોલ્યો: "દેવી! આટલો કોપ શા અર્થે? શાંત થાઓ! અશાંતિ એ અનર્થનું મૂળ છે."

"જો એવું જાણતા 'તા તો તે દિવસે આપે અશાંતિને આમંત્રણ શા માટે કર્યું હતું?" રૂપસુંદરીએ મ્હેણું માર્યું.

"હું એ બધુંએ તમને કહું છું. વીરધ્વજને લગતો સર્વ વૃત્તાંત મારા સાંભળવામાં આવ્યો છે. જો ખરૂં કહું તો એમાં સર્વ દોષ તમારો જ છે. જે બન્યું છે તે ગુર્જરેશ્વરની પટ્ટરાણીને શોભે તેવું નથી. તમે તેની મશ્કરી કરી હશે! પરંતુ એવા પ્રકારની મશ્કરીનું પરિણામ કેટલું ખરાબ આવ્યું, એ તો તમે જોયું ને? અત્યારે કદાચ તમને એ મશ્કરીનું એટલું બધું મહત્ત્વ લાગશે નહિ. પરંતુ માત્ર એવા ક્ષુદ્ર કારણને લીધે પણ મોટાં મોટાં રાષ્ટ્રોમાં થયેલા વિરોધ અને રક્તપાતના દૃષ્ટાંત મોજુદ છે."

"પણ એમાં થઇ શું ગયું?" રૂપસુંદરી બોલી: "ઘડીભર રમુજ કરવાને માટે મેં જ્ઞાનભટ્ટને વીરધ્વજ પાસે મોકલ્યો. તે એને ગમે તેમ સમજાવીને અહીં તેડી લાવ્યો અને વીરધ્વજની ગેરહાજરી દરમિયાન કોઈ આપની વિજયપતાકા ચોરી ગયું. પણ માત્ર એટલા જ કારણથી આપે અત્યંત ક્રોધાવેશમાં આવીને એ સરદારનો પ્રાણ લેવાની આજ્ઞા કરી. મેં કેટકેટલી વિનતિ કરી, પરંતુ દયા આવી જ નહિ! ખરૂં છે. સ્ત્રી વામાંગી ગણાય છે; અને વામ અંગનો તિરસ્કાર કરવો એ પુરુષોનો સ્વભાવ જ છે."

"હજુ પણ એનું એ! દેવી! દેવી! શાંત થાઓ, આવું ગાંડ પણ ન દાખવો!"

"ખરૂં છે. હું ગાંડી જ તો! જો મારામાં ડહાપણ હોત તો કદાચ મારા શબ્દોનું વજન પડત અને એ બિચારાનો પ્રાણ બચ્યો હોત. હાય! મરતી વેળાએ એણે મને અનેક શ્રાપ આપ્યા હશે, અને કદાચિત તે પોતાને એવી દશાએ પહોંચાડનાર ઉપર વેર લેવાના

પ્રેતાદાથી ભૂત બનીને મારી પાછળ લાગશે તો મારી શી દશા થશે?" રૂપસુંદરીનો અવાજ ગળગળો બની ગયો હતો. તેનાં નેત્રોમાં અશ્રુબિંદુ ચમકતાં હતાં. વીરધ્વજનો નાશ થયો નથી એમ તે જાણતી હતી. માત્ર પોતાના પતિને ઉપાલંભ આપવાને અર્થે જ આ સર્વ કૃત્રિમ ભાવ તેણે ધારણ કર્યો હતો.

"પ્રિયે? એમાં દિલગીર થવાની કે ભય પામવાની જરૂર જ નથી." જયશિખરી રૂપસુંદરીની સાડીના છેડાવડે તેનાં આંસુ લૂછતો બોલ્યો: "મેં તારી આર્જવતાની ઉપેક્ષા કરી એ ખરૂં, પરંતુ વીરધ્વજનો નાશ કર્યો નથી. બૌદ્ધ સમ્રાટના રાજવૈદ્ય રસેશાચાર્યની માગણીને વશ થઇને મેં તેને સુપ્રત કરી દીધો છે!"

રૂપસુંદરી સ્હેજ દૂર ખસી ગઇ અને અત્યંત આશ્ચર્ય દર્શાવતી બોલી: "શું? એક નાસ્તિક બૌદ્ધના તાબામાં સોંપ્યો? હું ગુર્જરેશ્વરની-આપની પટ્ટરાણી હોવાં છતાં મારી વિનતિની ઉપેક્ષા કરીને આપે બૌદ્ધ સમ્રાટના વૈદ્યની માગણી કબૂલ રાખી? અને વીરધ્વજને એ વેદધર્મવિરોધી-નાસ્તિકનું દાસત્વ કરવું પડશે? હાય! આવું લાંછનસ્પદ જીવન ધારણ કરવા કરતાં મારા દેહમાંથી અત્યારે ને અત્યારે પ્રાણ નિકળી જાય તો કેવું સારૂં?"

મહાસાગર જેવો પ્રશાંત બનવાનો પ્રયત્ન કરનાર જયશિખરી હવે એ ગાંભિર્ય અને શાંતિને વિશેષ વાર ટકાવી શકયો નહિ. તે સહેજ ક્રુદ્ધિત સ્વરે બોલ્યો: "એ વૈદ્યે મારો પ્રાણ બચાવ્યો છે એ તને માહિત નથી કે શું? મારા જીવનની તને લેશ પણ દરકાર હોત તો તેના બદલામાં જે બક્ષિસ મેં એ વૈદ્યને કરી છે, એથી તને આનંદ જ થયો હોત!"

રૂપસુંદરી સમજી ગઇ કે હવે પતિદેવનો રંગ બદલાયો છે, એટલે વધારે ખેંચવામાં સાર નથી. તે જયશિખરીના કંઠમાં હસ્તારોપણ કરી, લાડ કરતી મંજુલ વાણીથી બોલી: "અહો ખરૂંખરૂં, જો એ કારણથી આપે એ વૈદ્યની માગણી સ્વીકારી હોય તો પછી મારે કશું પણ કહેવા જેવું રહેતું નથી. પરંતુ આપ એ રાજવૈદ્યને એક વખત પણ મારી પાસે તો લાવ્યા જ નહિ! એવા સત્પુરુષનો સત્કાર ગુર્જરેશ્વરની પટ્ટરાણી કેવી રીતે કરે છે એની સર્વ જગતને જાણ તો થાત!"

"એવો પ્રસંગ પુનઃ પ્રાપ્ત થવાનું કાંઇ કઠિન નથી. હવે તો રોષ શાંત થયો ને? વારૂ, પણ વિમળબ્હેન શું કરે છે? તેનું મગજ કેટલું તપેલું છે?"

"વિમળબ્હેન! અરે એમના દુઃખ પાસે મારા મનનું કષ્ટ તો હિસાબમાં પણ નથી. તે દિવસનાં તે કોઇની સાથે બોલતાં પણ નથી. માત્ર પોતાના શિબિરમાં જ એકલાં રહ્યાં કરે છે. એક–બે વખત હું તેમની પાસે ગઇ હતી. પરંતુ મને જવાબ સરખોએ આપ્યો નહિ."

"એમ છે કે? વારૂ; એક દાસીને તેમને મોકલી અહીં બોલાવ."

રૂપસુંદરીએ રામલક્ષ્મીને હાકલ મારી. રામલક્ષ્મી અંદર આવી, એટલે તેને કહ્યું: "જા, વિમળબ્હેનને કહે કે મહારાજ આપને યાદ કરે છે."

રામલક્ષ્મી નમન કરીને ચાલી ગઈ. જયશિખરીએ કહ્યું: "દેવી! આજે તમામની સાથે સંધિ કરી નાખવાનો નિશ્ચય કર્યો છે. વિમળબ્હેન પણ તારી માફક શાંત બની જાય એટલી જ ઇચ્છા છે."

વિમળદેવીએ મંદ ગતિએ મસ્તક નીચે જમીન તરફ રાખીને શિબિરમાં પ્રવેશ કર્યો. રૂપસુંદરી પલંગ ઉપરથી ઊભી થઇ ગઇ.

વિમળદેવી નજીક આવી એટલે જયશિખરીએ પ્રશ્ન કર્યો: "કેમ બ્હેન ! તબીયત તો સારી છેના ?"

"ઠીક હોય તોયે આપને શું અને અઠીક હોય તોયે આપને શું ! જેને પોતાના આપ્તજનની દરકાર નથી તેને પ્રકૃતિના સમાચાર જણાવવાથી લાભ કે હાની શી ?"

"વિમળબ્હેન ! તારા આ ઉતરમાં રહેલો કટાક્ષ હું સમજી શકું છું. પરંતુ એમાં મારે માટે બીજો માર્ગજ ન હતો. હું કબૂલ કરૂં છું કે મારી પણ થોડી ઘણી ગેરસમજ થયેલી હતી; અને આ અસ્પષ્ટ સૃષ્ટિમાં પ્રવાસ કરતાં ઘણી વખત માત્ર પડછાયો પણ પ્રત્યક્ષ વસ્તુનો ભાસ કરે છે. તો મારા અવિચારને પરિણામે થયેલી ભૂલની તું મને માફી નહિ આપે ?" જયશિખરીએ ક્ષમાને માટે પ્રાર્થના કરી.

"જો બંધુના હસ્તે એકાદું અવિચારી કૃત્ય થઇ જાય તો એથી વિશેષ લાગી આવે નહિ. પરંતુ જ્યારે તે મહારાજા તરીકે અન્યાય કરે તો તેની બ્હેનને તેનું એ કૃત્ય કેવી રીતે સારૂં લાગે ?" વિમળદેવી બોલી.

"વિમળબ્હેન ! આ ભાષણ અહીં શોભતું નથી. તારી આ મ્લાન મુદ્રા અને શુભ્ર વસ્ત્રો જોતાં કોઇને એમજ લાગે કે તારા ઉપર દુ:ખનો ડુંગર ધસી પડયો હશે, અથવા તો એકાદા સુંદર તરૂણ સાથે તારો વિવાહ સંબંધ નક્કી થયા બાદ એ તરૂણ એકાએક અદ્રશ્ય થઈ જવાથી તું અત્યંત શોકાતુર બની ગઈ હોઇશ. માટે એ બધું છોડી દે અને આનંદી બન. જે કારણને માટે તું શોક કરે છે એ તો બન્યું જ નથી. તો પછી આ શ્વેત વસ્ત્રો ધારણ કરવાની જરૂર શી ?"

"જરૂર ? જરૂર એટલા માટે કે ચાપોત્કટ વંશની નિર્મળ કીર્ત્તિને તથા મારા પિતાના નામને બટ્ટો લાગ્યો છે !" વિમળદેવીએ આવેશ પૂર્વક કહ્યું.

"શું કહે છે ? ચાપોત્કટ વંશની કીર્ત્તિનો ક્ષય થયો અને મારા પિતાના નામને બટ્ટો લાગ્યો ? અને તે પણ મારા કાર્યથી ? બોલ, તારે જે કહેવું હોય તે કહેવાની તને છૂટી છે. અત્યારે તારી સાથે વાત કરતાં હું શાંતતાનો જ સ્વીકાર કરનાર છું. કેમકે જો તારા શબ્દોથી હું મારા મનમાં ક્રોધને ઉત્પન્ન થવા દઉં તો કદાચ મારા ઉપર વિશેષ અન્યાય કરવાનો દોષ આવશે. બોલ, બટ્ટો લગાડવા જેવું મેં શું કર્યું ?"

"ગુર્જરેશ્વર ! જ્યારે તે સાંભળવાની જ આપની ઇચ્છા છે તો સાંભળો. ચાપોત્કટ વંશમાં આજપર્યંત અપરાધીને કાં તો શિક્ષા થતી કિંવા માફી મળતી. પરંતુ લશ્કરી ગુન્હો કરનાર એક શૂર ક્ષત્રિયને પોતાના શત્રુને દાસ તરીકે સુપ્રત કરવાનું કાર્ય આજ સુધીમાં આપણા વડિલોમાંથી કોઇએ પણ કર્યું ન હતું. ખરા ક્ષત્રિયનું ક્ષત્રિત્વ નષ્ટ થવા કરતાં જીવિત નષ્ટ થાય એજ વિશેષ હિતાવહ છે. એ દુર્ભાગી મનુષ્યને દેહાંતદંડ કર્યો હોત તો લોકો બહુ બહુ તો એટલું કહેત કે 'શિક્ષા બહુ કડક થઇ છે.' પણ તેને એક નાસ્તિક બૌદ્ધનો દાસ બનાવવાથી તો આપે ન્યાયની મશ્કરી માત્ર કરી છે ! આપનું એ કૃત્ય ન્યાયપુરઃસર નહિ પરંતુ ઘોર જૂલ્મનું માત્ર દ્યોતકજ છે!" વિમળદેવીએ ચાપોત્કટ વંશની કીર્ત્તિ અને પોતાના પિતાના નામને લાગેલા કલંકનું સ્પષ્ટિકરણ કર્યું.

"ઓહો ! સમજ્યો, સમજ્યો ! વિમળબ્હેન ! જ્યારે તારી એવીજ ઇચ્છા છે તો અત્યારેને અત્યારે એક ટુકડી મોકલીને હું

વીરધ્વજને પાછો બોલાવું છું. " જયશિખરીએ કહ્યું: " તારા પ્રિયકરને હદ પાર કરવા કરતાં જો દેહાંતદંડની સજા તને વધારે યોગ્ય લાગતી હોય તો એમ કરવામાં પણ મને કશો પણ વાંધો નથી."

"મહારાજ ! બસ કરો—આવી મશ્કરી જાવા દો !" વિમળાદેવી રોષપૂર્વક બોલી: "તમારા આવા સ્વભાવને લીધેજ આપણા પક્ષના એક પ્રબલ અવયવને તમે નહિવત્ કર્યું છે ! એટલું જ માત્ર નહિ પરંતુ તમારા જેવા સંશયી સ્વભાવના આપણા પક્ષના બીજા લોકો પણ બોલશે કે 'વીરધ્વજનું પરાક્રમ સહન નહિ થઈ શકવાને લીધે જયશિખરીએ તેની જેવી દુર્ગતિ કરી છે; તેવી રીતે આપણામાંથી તેના જેવો શૂર સરદાર એકાદી વેળા પરાક્રમમાં પોતાની બરોબરી કરશે એવું જો જયશિખરીને લાગ્યું તો મત્સરાવેશમાં તે તેની પણ વીરધ્વજના જેવીજ ગતિ કરશે !"

"મત્સર અને તે પણ આ જયશિખરીના મનમાં ?' સ્હેજ ઉંચે સ્વરે જયશિખરી બોલ્યો: "જો એ આ પળે આ સ્થળે હાજર હોત તો તારી ખાત્રી થાત કે એના બળનો દ્વેષ કરવાની મને જરૂર નથી. વિમળબ્હેન ! હું મારી પદવી કે અધિકારની દરકાર કર્યા સિવાય તેની સાથે દ્વંદ્વયુદ્ધ કરવાને તૈયાર થાત અને મને પરાજિત કરવાની તાકાદ તેના અંગમાં નથી, એમ તારી સમક્ષ તેના જ મુખે હું કબૂલ કરાવત. પરંતુ મને લાગે છે કે તું આ અંતઃકરણપૂર્વક બોલતી નથી. માત્ર તારો પ્રિયકર દૂર થવાથી, તેના વિરહને લીધે તારા હૃદયમાં થતું કષ્ટ તારા મુખમાંથી આવા શબ્દો કઢાવતું હોય તો ના નહિ !"

રૂપસુંદરીએ જાણ્યું કે પોતાના પતિના પ્રસ્તુત શબ્દોથી વિમળાદેવી વિશેષ ઉછળશે. એટલે તેને શાંત કરવાના હેતુથી તે બોલી:

" બ્હેન ? બ્હેન ! તમે શાંત થાઓ. તમારા ભાઈનાં વચનો તરફ ધ્યાન ન આપો ! "

" ભાભી! તમે એક પણ શબ્દ વચ્ચે બોલશો નહિ. " એમ કહીને વિમળદેવી જયશિખરી સામે જોઇને બોલી: " શું કહ્યું ? મારો પ્રિયકર, અને તેના વિરહનુ કષ્ટ ! આ શબ્દો આપના મુખમાંથી બે વખત નિકળ્યા ! ઠીક છે. એમ હોય તો પણ શું ? એ સંજ્ઞા પ્રાપ્ત કરતાં તેને પણ ઓછું કષ્ટ પડયું નથી, અને તે માટે મારે શરમાવાનું કશું પણ કારણ હું જોતી નથી. એ મારો પ્રિયકર છે એમ કહેવાથી મારી યોગ્યતા કમી થતી નથી, તેમ જ તેણે પણ અત્યારસુધીમાં એક પણ વખત મર્યાદાનો ત્યાગ કર્યો નથી, પછી શી ચિંતા છે ? " વિમળદેવી અભિમાન પૂર્વક જયશિખરીની સામે જોઈ રહી.

જયશિખરી પણ વિમળદેવીના આ સ્પષ્ટોચ્ચારથી સ્હેજ નરમ પડી ગયો અને બોલ્યો: " બ્હેન ! તારૂં મગજ આજે ઠેકાણે હોય એમ લાગતું નથી. એટલે તારી સાથે વિશેષ વિવાદ કરવો નિરર્થક છે. માત્ર વડિલ બંધુ તરીકે મને જે તારા હિતનું અને યોગ્ય લાગ્યું છે તે મેં તને કહ્યું છે. પરંતુ તને પોતાના ડહાપણ ઉપર વિશેષ ભરોંસો છે, એટલે હવે આ વિષયમાં મારે મૌન રહેવું એજ યોગ્ય છે, અસ્તુ. હવે માત્ર મારી તને એટલીજ વિનતિ છે કે મેં જે કાંઇ તને કહ્યું હોય તે તું ભૂલી જજે, અને મારા ઉપર પૂર્વવત્ પ્રેમ રાખજે. ભવિષ્યમાં હું પણ તારી ઇચ્છા વિરૂદ્ધ તારા ઉપર દબાણ કરીશ નહિ. "

એટલું કહીને જયશિખરી વિમળદેવીને બોલવાની પણ તક આપ્યા શિવાય શિબિરમાંથી ચાલ્યો ગયો.

રૂપસુંદરીએ કહ્યું. "વિમળાબ્હેન ! કહો, ન કહો, પણ આજે ગુર્જરેશ્વરની મનોવૃત્તિ અત્યંત શાંત બની ગયેલી જણાય છે ! તેનું કારણ સમજાતું નથી."

"કારણ માત્ર એટલુંજ કે તેમને પોતાના કૃત્યનો પશ્ચાત્તાપ થાય છે !" વિમળાદેવીએ ખુલાસો કર્યો.

"તો પછી તેઓ વીરધ્વજને માફ કેમ કરતા નથી ?

"હવે કરશે. સત્યના બેલી ભગવાન્ છે. જો એમના પક્ષમાં સત્ય હશે તો મારા ભાઇનું મન અવશ્ય પિગળશે અને તેઓ એમને ક્ષમા કરશે."

"આપનું વચન ફળો અને વીરધ્વજ જેવો વીર સરદાર આપને સહચારી તરીકે મળો !"

## પ્રકરણ ૩૩ મું.

### વિચિત્ર મનુષ્ય !

જયશિખરી ત્યાંથી નિકળીને સીધો પોતાના શિબિર તરફ ગયો. શિબિરના દ્વાર પાસે બહાર વીરભદ્ર ઉભો હતો. તેણે નમન કરીને એક પત્ર જયશિખરીના હસ્તમાં મૂક્યો અને કહ્યું: "મહારાજ ! આપે જે ઉપકારપ્રદર્શક પત્ર બૌદ્ધ સમ્રાટ ઉપર લખ્યો હતો, તેનો તેમણે આ પ્રત્યુત્તર મોકલ્યો છે."

"આ પત્ર કોણ લાવ્યું છે અને તે ક્યાં છે ?" જયશિખરીએ પ્રશ્ન કર્યો.

" મહારાજ ! આ પત્ર લાવનાર માણસનો દેખાવ ભયંકર અને વિચિત્ર છે. તે આર્યાવર્તનો વતની હોય એમ લાગતું નથી. ઘણું કરીને મિસર દેશ તરફનો શીદી જાતિનો મનુષ્ય હોવો જોઇએ. "

" શીદી જાતીનો મનુષ્ય? એની સાથે પ્રત્યુત્તર મોકલવાનું શું કારણ હશે ? " જયશિખરીએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

" મને તો એમ લાગે છે કે આમાં પણ સુરસેનનું કપટ હોવું જોઇએ ! " વીરભદ્રે શંકા રજુ કરી.

" એક મનુષ્યની પરીક્ષા કર્યા સિવાય તેના સંબંધમાં શંકા આણવી તે વાજબી નથી. તમે જાઓ અને એ શીદીને મારી પાસે લઇ આવો. " જયશિખરીએ આજ્ઞા કરી.

વીરભદ્ર બૌદ્ધ સમ્રાટ તરફથી પત્ર લાવનાર માણસને બોલાવવા ગયો. જયશિખરી શિબિરમાં જઇને મંચક પર બેઠો બૌદ્ધ સમ્રાટનો પત્ર તેના હાથમાં જ હતો. તે પત્ર ખોલતો તે બોલ્યો: " સુધન્વા શું લખે છે? વાંચું તો ખરો. ' ભગવાન બુદ્ધદેવની કૃપાથી આપને આરામ થયો અને આપની પ્રકૃતિ પૂર્વવત્ બની ગઇ, એ જોઇને અમને અત્યાનંદ થયો છે. આપે તે માટે અમારો આભાર માન્યો છે. પરંતુ તેમાં અમે અમારી ફરજ બજાવવા કરતાં વિશેષ કાંઇ પણ કર્યું નથી. તે સાથે આપે જે મૂલ્યવાન્ ભેટ મોકલી છે એથી અમને વિશેષ આનંદ થયો છે. આપ અમારા શત્રુ પક્ષના આગેવાન હોવા છતાં આપે પત્રમાં જે સૌજન્ય દાખવ્યું છે, એ જોઇને આપના ઉદાર ચિત્તની પ્રતીતિ થાય છે.

અમે પણ અમારા તરફથી આપની સેવાને અર્થે અમારો એક શીદી ગુલામ મોકલીએ છીએ. રંગે રૂપે એ કદરૂપો અને કાળો

છે, પરંતુ તેના અંતર્ગત ગુણ અમૂલ્ય છે. તે શરીરે મજબૂત અને પોતાના સ્વામીની આજ્ઞા બજાવવાને તત્પર છે. તેનું મૂળ વતન **મી**સર છે. તેની વાચાશક્તિ નષ્ટ પામી છે. પરંતુ અલ્પ સહવાસથી તેની નિશાનીઓ અને હસ્તસંકેત આપ સમજી શકશો. વળી તે આપના દેશની ભાષા અને રીતરીવાજથી માહિતગાર હોવાને લીધે આપનું દરેક કાર્ય સરલતાથી બજાવી શકશે. અમને આશા છે કે તે આપને ઉપયોગી થઈ પડશે અને આપના તરફથી તેના ગુણની યોગ્ય કદર થશે. આપણી વચ્ચેનું સખ્ય અધિકાધિક વૃદ્ધિને પામો એવી બુદ્ધ ભગવાન પાસે મારી પ્રાર્થના છે.' વાહ ! ભેટ તો સારી મોકલી છે. જોઇએ, એ મને કેવો ઉપયોગી થઈ પડે છે !"

**વી**રભદ્ર શીદી ગુલામને લઇને આવ્યો. તેની સાથે એક કૂતરો પણ હતો. આ મનુષ્યનો રંગ તદ્દન શ્યામ હતો. બાંધો મજબૂત હતો. મસ્તક ખુલ્લું હતું અને તેના પર કરચલી વળી ગયેલા ટુંકા વાળ તેના કદરૂપા દેખાવમાં વૃદ્ધિ કરતા હતા. તેની સાથેનો કૂતરાનો રંગ પણ કાળો હતો. માત્ર કપાળમાં ધોળો ડાઘ હતો. કૂતરાનાં નેત્રો તેમાંથી અગ્નિ ઝરતો હોય એ પ્રમાણે ચમકતાં હતાં. શીદી પોતાના રીવાજ મુજબ નમન કરીને ઊભો રહ્યો.

તેની તરફ દૃષ્ટિ કરીને જયશિખરી બોલ્યો: "આજ તે શીદી કે ? એના શરીરનો બાંધો, સુદ્રઢ અવયવો, મર્દાની દેખાવ અને મર્યાદાશીલતા, આદિનો વિચાર કરતાં એ મારી નોકરીને માટે લાયક છે. આ માણસ મૂંગો છે, નહિ વારૂ ? ત્યારે તો બહેરો પણ હોવો જોઇએ." તેને ઉદ્દેશીને પૂછ્યું: "કેમ ? તું બોલી શકતો નથી ?"

શીદીએ નકારવાચક ઉત્તર આપવાને મસ્તક હલાવ્યું. તત્પશ્ચાત એક આંગળી આકાશ સામે ઉંચી કરીને તે આંગળી હોઠ ઉપર ધરી.

" સમજ્યો, સમજ્યો. " જયશિખરી બોલ્યોઃ " તું જન્મથી મૂંગો નથી, પરંતુ ઇશ્વરી કોપને લીધે તારી આ દશા થઇ છે. મારા પ્રશ્નનો તેં ઉત્તર આપ્યો એ પરથી જણાય છે કે તું સાંભળી શકે છે તો ખરો. "

' હા. ' એમ સૂચવવાને શીદીએ ડોકું હલાવ્યું.

વીરભદ્રને આ માણસ પસંદ પડ્યો નહિ. તે મનમાં બોલ્યોઃ " આ પણ એક અણધારીજ પીડા વળગી ! "

આ માણસને શું કામ બતાવવું તેનો જયશિખરી વિચાર કરવા લાગ્યો. બે, ત્રણ પળ મૌન રહ્યા બાદ તે બોલ્યોઃ " તને ઢાલ, તલવાર, બખતર વગેરે સાફ કરતાં આવડે છે ખરૂં કે ? "

શીદીએ પુનઃ ડોકું ધુણાવીને પોતાને આવડે છે એમ સૂચવ્યું.

" લે ત્યારે, આ તલવાર, ઢાલ અને બખતર બરોબર સાફ કરી નાખ. "

શીદી જયશિખરીની આજ્ઞા પ્રમાણે ઢાલ, તલવારાદિ લઇને તેને સાફ કરવા લાગ્યો. તેની સામે જોતો જયશિખરી વીરભદ્રને ઉદ્દેશીને બોલ્યોઃ " આ શીદી લાગે છે તો હુશિયાર ! વળી તેને વાચાશક્તિ નથી એએક રીતે સારૂં છે. તે મૂંગો હોવાથી આપણી વાત બહાર પ્રકટ થવાની ભીતિ રહેશે નહિ. તેનો આ શ્વાન પણ શિકારી કૂતરાની જાતનો લાગે છે. અત્યારે આપણી છાવણીમાં ફાટફુટ થયેલી છે. તેવા સમયમાં આ વિદેશી મનુષ્ય અને તેનો શ્વાન મારા શિબિરની ચોકી કરવાને માટે ઉપયોગી થઇ પડશે. "

" મહારાજ ! બહાર એક ગવૈયો આવેલ છે અને તે આપની સેવામાં હાજર થવા ઇચ્છે છે. " એક અનુચરે શિબિરમાં પ્રવેશ કરી, મસ્તક નમાવીને કહ્યું.

એને અંદર મોકલ." જયશિખરીએ આજ્ઞા કરી.

ગવૈયો અંદર આવ્યો. તેની પાસે સાજમાં માત્ર એક સારંગી હતી. તેના દેખાવ ઉપરથી તે પચાશેક વર્ષનો હશે એમ લાગતું હતું. તે કુરનસ કરીને ઊભો રહ્યો. જયશિખરીએ તેને જમીન પર પાથરેલી જાજમ ઉપર બેસવાનું સૂચન કર્યું. તે નીચે બેઠા બાદ જયશિખરીએ પ્રશ્ન કર્યો: કેમ, ઉસ્તાદજી ! તમે કઇ બાજુએથી આવો છો ?"

ઉસ્તાદજી બોલ્યા: "મહારાજાધિરાજ ! હું મથુરાપુરીનો રહીસ છું. તિર્થાટન કરવાને નિકળ્યો છું. આ બાજુ દ્વારિકા અને દેવપટ્ટણ તરફ જતો હતો. ત્યાં માર્ગમાં આપ અત્ર બિરાજો છો, એવા સમાચાર મળ્યા એટલે આપના દર્શન અર્થે આવ્યો છું. આપની ખ્યાતિ મેં બહુ સાંભળી છે. સંગીતના આપ ઉત્તમ પરીક્ષક છો, એટલે મારા કામની પણ કદર કરશો, એવી મારી ખાત્રી છે."

"સારૂં ત્યારે, થવા દો એકાદી ચીજ !" જયશિખરીએ આજ્ઞા કરી.

ઉસ્તાદે સારંગીના સુરને નિયમિત કર્યા અને પછી આલાપસહ એક પદ લલકાર્યું. તેની ઉમરના પ્રમાણમાં તેનો કંઠ અત્યંત મધુર હતો. તેનો અવાજ અને સારંગીનો સુર બન્ને ઓતપ્રોત થઇ જતા હતા. માત્ર જયશિખરીનું જ નહિ પરંતુ પેલા શીદીનું લક્ષ પણ તેની તરફ આકર્ષાયું હતું. તે તિરછી દૃષ્ટિએ ધ્યાન પૂર્વક એ ગવૈયા તરફ જોયા કરતો હતો. એક પદ પૂર્ણ થયું એટલે ઉસ્તાદજીએ બીજા પદનો પ્રારંભ કર્યો. ઉત્તરોત્તર પેલા શીદીના કાન ચમકવાં લાગ્યા, તેના ચ્હેરાપર એક પ્રકારની કઠોરતા આવી ગઇ, તે સાથે તેમાં ચિંતા અને ક્રોધ બન્નેનું મિશ્રણ થયલું લાગ્યું. તેની ચેષ્ટાપરથી તે આ માણસને ઓળખી ગયો હોય એમ લાગતું હતું. તે પોતાનું કામ કરે જતો

હતો. પરંતુ તેની દૃષ્ટિ આ ઉસ્તાદના સ્વરૂપમાં આવેલા માણસ તરફ જ હતી.

દ્વિતીય પદ પૂર્ણ થયું. એટલે જયશિખરી ગવૈયાના સંગીતની પ્રશંસા કરતો બોલ્યો: " ઉસ્તાદજી ! તમારા સંગીતના શ્રવણથી મને ઘણો જ આનંદ થયો છે. લ્યો આ શેલું અને બે હેમકડાં તમને બક્ષિસ કરૂં છું. "

પોતાના હસ્તમાં પહેરેલાં બે હેમકડાં કાઢીને તથા પલંગ ઉપર પડેલું શેલું લઇને તેણે આપવાને માટે હાથ લંબાવ્યો. ઉસ્તાદ ઊભો થયો. એક હસ્ત કમરપર રાખી, બીજો હસ્ત લંબાવી ને બક્ષિસ લેવાને માટે જયશિખરીની નજીકમાં આવ્યો. પેલો શીદી તેની દરેકે દરેક હીલચાલ ઉપર બારિક નજર રાખતો હતો. ઉસ્તાદ જયશિખરીના હાથમાંથી શેલું અને કડાં લેવાને માટે સ્હેજ નીચો નમ્યો. તે જ પળે તેના બીજા હસ્તમાં રહેલી ખુલ્લી કટાર જયશિખરીની છાતી તરફ આવી. જયશિખરી તથા વીરભદ્રને એ બાબતનો કશો પણ ખ્યાલ નહતો. જો એકાદી પળની ઢીલ થઇ હોત તો એ કટાર જયશિખરીની છાતીમાં ખૂપી જાત અને તત્ક્ષણે જ તેના પ્રાણ લઇ લેત. પરંતુ પેલો શીદી જે જયશિખરીની બાજુએ થોડે દૂર બેઠો હતો ત્યાંથી કૂદ્યો તેણે પોતાની ભેટમાં ખોસેલી કટાર કાઢી અને ગવૈયો પોતાની કટાર વડે જયશિખરીને આઘાત કરે તે પહેલાં શીદીએ તેના કટારવાળા હસ્તના કાંડા ઉપર પોતાની કટારનો ઘા કર્યો. ગવૈયો પાછો હઠી ગયો. શીદી તેની લગોલગ આવી પહોંચ્યો. તેણે ગવૈયાને ગળેથી પકડીને એક ધક્કા સમેત જમીન ઉપર પાડી દીધો. પરંતુ તેજ પળે ગવૈયાએ પોતાના જમણા હાથમાંની કટાર ડાબા હાથમાં પકડીને શીદીના જમણા હાથ ઉપર

આઘાત કર્યો. એથી રોષે ભરાઈ શીદીએ એટલા જોર પૂર્વક ગવૈયાનું ગળું દબાવ્યું કે તે મૂચ્છિત થઇ ગયો.

આ વખતે જયશિખરી અને વીરભદ્ર બન્ને સાવચેત બની ગયા હતા. વીરભદ્રે બહારથી માણસોને બોલાવવાને બૂમ મારી. પરંતુ જયશિખરીએ તેને નેત્રસંકેત વડે મૌન રહેવાનું સૂચન કર્યું. તે શીદી સામે જોઇને બોલ્યોઃ " શાહબાસ; શીદી ! આજે ને આજે જ તેં તારી વફાદારીની ખાત્રી કરી આપી. "

" પણ, મહારાજ ! આ ગવૈયો કોણ હશે ? તેની તપાસ થવી જોઇએ. " વીરભદ્રે કહ્યું.

" અત્યારે એ તપાસ કરવાનો સમય નથી. તેમ જ આ માણસે ગવૈયાના સ્વરૂપમાં અહીં પ્રવેશ કરીને મારૂં ખૂન કરવાનો પ્રવેશ કર્યો છે, એ ઉપરથી મારી ખાત્રી થાય છે કે તે આપણા શત્રુઓમાંનો કોઈ હોવો જોઇએ. હવે તમે એકાદા વિશ્વાસુ માણસને બોલાવીને આ ગવૈયાને શિબિરના પાછળના ખંડમાં લઇ જાઓ અને તેનો જખમ સાફ કરો તથા તેને શુદ્ધિમાં લાવવાનો યત્ન કરો. માત્ર એટલું યાદ રાખજો કે આ બનાવની કોઇને પણ બાતમી મળવી જોઇએ નહિ. "

વીરભદ્ર એક માણસને બોલાવી લાવ્યો. તે બન્ને જણા પેલા મૂર્છિત બનેલા ગવૈયાને ઉપાડીને અંદરના ખંડમાં લઈ ગયા.

જયશિખરી પેલા શીદી તરફ ફરીને બોલ્યોઃ " ખરેખર, આજે મારે તારો અને બૌદ્ધ સમ્રાટનો મોટો આભાર માનવો જોઇએ. જો તું ન હોત તો એ માણસે જરૂર મારો પ્રાણ લીધો હોત. પરંતુ એનો હેતુ તું કેવી રીતે જાણી ગયો ? તું એ માણસને પિછાને છે ? "

'હા.' શીદીએ ડોકું ધૂણાવ્યું.

"એનું નામ શું ?" જયશિખરીએ પ્રશ્ન કર્યો.

શીદી એક હાથ વડે જમીન પર તે માણસનું નામ લખવા લાગ્યો. જયશિખરીની દષ્ટિ એ તરફ ગઇ, તો શીદીના હાથે લાગેલો જખમ તેની નજરે પડયો. તે બોલી ઉઠયોઃ "અહો ! તને પણ જખમ લાગ્યો છે કે શું? લાવ, લાવ, એ જખમને ધોઇને તેના ઉપર પાટો બાંધી દઉં."

શીદીએ હસ્તસંકેત વડે પોતાનો જખમ સાફ કરવાને શ્રમ લેવાની કશી પણ જરૂર નથી એવું સૂચન કર્યું, પરંતુ જયશિખરીએ કહ્યુંઃ "નહિ, તેં જ્યારે આજે મારો પ્રાણ બચાવવાને તારા જીવની પણ દરકાર ન કરી, તો તારી સુશ્રુષા કરવી એ મારી ફરજ છે. આજથી તું મારો દાસ નહિ પરંતુ બંધુ છે."

એટલું કહીને એક પાત્રમાં જળ લઇને જયશિખરીએ તેના વડે શીદીનો જખમ ધોવા માંડયો. પરંતુ એમ કરતાં જેટલા ભાગમાં જખમ થયો હતો તેટલા ભાગમાં શીદીના હસ્તનો શ્યામ રંગ ધોવાઇને ગૌર બની ગયો. એ ચમત્કાર જોતાં જયશિખરીને અત્યંત આશ્ચર્ય થયું. તે જખમ ઉપર પાટો બાંધ્યા બાદ બે ચાર પળ તેના મુખ સામે જોઈ રહ્યો. શીદી ગુર્જરેશ્વરનાં નેત્રોમાંથી વહેતા તેજનો પ્રતાપ સહન નહિ કરી શકવાથી મસ્તક નીચું નમાવીને જમીન તરફ જોઈ રહ્યો.

"ખરેખર એજ !" જયશિખરી મનોગત બોલ્યોઃ "ચ્હેરામાં લેશ પણ ફરક નથી. માત્ર શ્યામ રંગ લગાડયો છે એટલું જ. એનો શિકારી કૂતરો પણ સાથે છે. બૌદ્ધ સમ્રાટ તરફથી આવે છે, અને

અત્યારે જે સમયસૂચકતા તથા કુશળતા દાખવી છે, એ ઉપરથી એ વીરધ્વજ પોતે છે એમ માનવામાં કશી પણ શંકા નથી. પરંતુ તેનો અહીં આવવામાં હેતુ શો હોવો જોઇએ? બરોબર, તેની વફાદારીને માટે મારા મનમાં શંકા ઉત્પન્ન થઇ હતી તે દૂર કરાવવી અને નિશાનના ચોરને પકડી પાડવો, એ સિવાય બીજો કશો પણ હેતુ હોવાનો સંભવ નથી. અસ્તુ, એ ગમે તેમ હો. પરંતુ જ્યારે તે અહીં છદ્મ વેશમાં રહેવા માગે છે ત્યારે મારે તેને પ્રકટ કરીને શું કામ છે?"

એકાએક એક નવીન વિચાર તેના મનમાં સ્ફુરી આવ્યો. તે પુનઃ મનમાં ને મનમાં બોલ્યોઃ "એ ઠીક છે. એ પ્રમાણે કરવાથી નિશાનનો ચોર હાથ લાગશે ખરો."

શીદીના સ્વરૂપમાં આવેલો માણસ વીરધ્વજ છે એવી કલ્પના વાચકોએ પ્રથમથી જ કરી લીધી હશે. રસેશાચાર્ય અને વીરધ્વજ વચ્ચે એ યોજના વિષે કેટલીક વાત થઇ હતી એ આપણે જાણીએ છીએ. અર્થાત્ તેને અમલમાં મેલવાને વીરધ્વજ શીદીના સ્વરૂપમાં પોતાના શ્વાન સાથે જયશિખરીની સમક્ષ હાજર થયો હતો. તેના જખમ ઉપર પાટો બંધાઈ ગયા બાદ પુનઃ તેણે તલવાર સાફ કરવાનું કામ હાથમાં લીધું. જયશિખરી પણ પોતાના આસન પર જઇને બેઠો. જયશિખરીની ચર્યા પરથી તે પોતાને ઓળખી ગયો છે એમ વીરધ્વજ કળી ગયો હતો.

થોડી વારે વીરભદ્ર અંદરના ખંડમાંથી બહાર આવ્યો અને બોલ્યોઃ "મહારાજ! પેલો માણસ શુદ્ધિમાં આવ્યો છે, એને મેં કેટલાક પ્રશ્નો કર્યા પરંતુ તે પોતાનું નામ આપતો નથી. આપણા માણસને તેના ઉપર દેખરેખ રાખવાને ત્યાં રાખ્યો છે."

શીદી ઊભો થયો અને જયશિખરીની સામે આવી નમન કરીને ઊભો રહ્યો. તેને જયશિખરીએ પ્રશ્ન કર્યો: "તું એ માણસનું નામ જાણે છે."

શીદીએ હકારદર્શક મસ્તક ધૂણાવ્યું.

"ત્યારે કહે જોઇ, એ કોણ છે? તથા એનું નામ શું?"

શીદી જમીન ઉપર ગુંઠણભર થયો અને આંગળી વડે લખવા લાગ્યો. તેના હસ્તની હીલચાલ પર નજર રાખવાથી તે જે લખતો હતો તે જયશિખરી સમજી ગયો. તે બોલ્યો: "શું? એનું નામ મોહનદેવ! સૌરાષ્ટ્રાધીશ ચંદ્રસેનનો ખાસ વિશ્વાસુ માણસ છે? વારૂ વારૂ, શીદી! તારો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. આજનું તારૂં કામ હું કંદી પણ ભૂલનાર નથી. વીરભદ્ર! તમે જાણો છો કે આવતી કાલે રાજમંડળ તરફથી આપણું નિશાન તૈયાર કરીને વિજય ટેકરી ઉપર ઉભું કરવામાં આવનાર છે, તથા તે નિશાન પાસે રાજમંડળનો દરેકે દરેક રાજા તથા સરદાર આવીને તેને નમન કરનાર છે. એ વખતે તમે આ શીદીને તેના શ્વાન સાથે ત્યાં એક બાજુએ તેની દરેકના ઉપર નજર પડી શકે તે પ્રમાણે ઊભો રાખજો."

"પણ ત્યાં આ શીદીની શી જરૂર છે?"

"તમે જાણો છો કે જરૂર વગર હું કશું પણ કાર્ય કરવાની આજ્ઞા કરતો નથી." જયશિખરીએ વીરભદ્રને કહ્યું અને શીદીની સામે જોયું. શીદીના મુખ ઉપર હર્ષ પથરાઈ રહ્યો હતો. તેનાં નેત્રો એક અપૂર્વ તેજથી ચમકતાં હતાં. તેણે એક હાથ છાતીએ રાખી, મસ્તક નમાવી, પુનઃ હાથ જોડીને ઉંચી દૃષ્ટિ કરી.

એ જોઇને જયશિખરી બોલ્યોઃ "સમજ્યો! તું પણ એજ પ્રસંગની રાહ જોતો હતો. વારૂ, જોઉં છું કે એ પ્રસંગે તું તારી ચાલાકી કેવી રીતે બતાવે છે!"

શીદીએ પોતાની કટાર વડે ઢાલની અંદરની બાજુએ કશુંક લખીને ઢાલ જયશિખરી સામે ધરી. તે વાંચીને જયશિખરી સ્મિત કરતો બોલ્યોઃ "બૌદ્ધ સમ્રાટે વિમળબ્હેન ઉપર તારી સાથે સંદેશો મોકલ્યો છે? પરંતુ વિજય ટેકરી ઉપર આવતી કાલે તારી કાર્ય-કુશળતા જોયા બાદ એ સંદેશો વિમળબ્હેનને પહોંચાડવાની તને પરવાનગી આપવી કે કેમ, એ બાબત વિચાર કરવામાં આવશે. વીરભદ્ર! જાઓ, આ શીદીને માટે ભોજનની વ્યવસ્થા કરો અને મારા શિબિરની નજીકમાં જ તેને માટે રાવટી ઊભી કરાવો. વળી પેલા મોહનદેવના સંબંધમાં કશી પણ હકીકત બહાર પડવા ન પામે એ બાબત કાળજી રાખજો."

"વારૂ, મહારાજ!" વીરભદ્ર શીદીને લઇને ચાલ્યો. તેનો શ્વાન પણ તેમની પાછળ પાછળ ગયો.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### નિશાનનો ચોર.

બીજે દિવસે સૂર્યોદય થતાંની સાથે જ રાજમંડળ તરફથી ગુર્જરરાષ્ટ્રનું નવું નિશાન વિજયટેકરી પર આરોપવામાં આવ્યું. જયશિખરી તથા વીરભદ્ર અને ગુર્જર યોદ્ધાઓ પણ એ વખતે ત્યાં હાજર હતા. એ ક્રિયા સમાપ્ત થયા પછી દરેક રાજ-

કર્ત્તા અને તેમના સરદારોએ દરબારી રીત પ્રમાણે એ નિશાન પાસે આવીને માન આપવાનું હતું. તે દરમિયાન વીરભદ્રે જયશિખરીની આજ્ઞા પ્રમાણે શીદીના રૂપમાં આવેલા વીરધ્વજ અને તેના શ્વાનને નિશાનની પાછળ એવા સ્થળે ઊભા રાખ્યા કે ત્યાંથી તેમની દૃષ્ટિ નિશાન પાસે આવનાર દરેક મનુષ્યની ઉપર પડી શકતી હતી. પ્રથમ સૌરાષ્ટ્રાધીશ ચંદ્રસેન, પછી કચ્છાધીશ, વિજયસેન, શ્રીનગરના જેઠવા, તેમના સરદારો, એ પ્રમાણે ઉત્તરોત્તર રાજકર્તાઓ નિશાનની સમીપ આવી, પોતાનાં શસ્ત્રો નમાવીને બાજુએ સરકવા લાગ્યા. એમ કરતાં ઇડરના ગુહાદિત્યનો વારો આવ્યો. તે નિશાન પાસે આવીને ઊભો રહ્યો કે તે જ પળે વીરધ્વજનો શ્વાન કૂદ્યો અને ગુહાદિત્યની પાસે આવી, તેના પગની પીંડીમાં તેણે બચકું ભર્યું. ગુહાદિત્ય વેદના સહન નહિ થઇ શકવાથી બૂમ પાડી ઉઠયો. પેલો શ્વાન હજી પણ તેને છોડતો ન હતો. પરંતુ વીરધ્વજે નજીક આવીને તેને પકડી દૂર ખેંચી લીધો. ચંદ્રસેન, કચ્છાધીશ, આદિ નજીક જ ઊભા હતા. તેઓ પણ શ્વાનના આ કૃત્યથી ત્રાસ પામી ગયા.

ચંદ્રસેન બોલ્યોઃ "પણ આનો અર્થ શો? આ વિદેશી જેવો લાગતો મનુષ્ય કોણ છે? અને તેના કૂતરાએ ગુહાદિત્યને બચકું શા માટે ભર્યું?"

"મને પણ આમાં કશી સમજ પડતી નથી." કચ્છાધીશે કહ્યું: "એ વિદેશી માણસને ગુર્જરેશ્વરના સરદાર વીરભદ્રે અહીં ઊભો રાખ્યો છે, એટલે તે ગુર્જરેશ્વરનો માણસ હોવો જોઇએ?"

"મને ખબર છે." વિક્રમાજીત્યે જણાવ્યું: "બૌદ્ધ સમ્રાટે પોતાના તરફથી ગુર્જરેશ્વરને આ ગુલામની ભેટ કરી છે. એ ઉપરથી

એવું અનુમાન કરી શકાય કે આમાં આપણા શત્રુનું કશુંક કારસ્થાન હોવું જોઇએ અને એ કારસ્થાનમાં ગુર્જરેશ્વર મળી ગયેલા હોવા જોઇએ. ”

“ જો એમ હોય તો ગુર્જરેશ્વરે આ બાબતનો ખુલાસો કરવો જોઇએ. પરંતુ પહેલાં આ શીદી અને તેના શ્વાનનો અહીંને અહીં જ અંત આણી નાખો ! ” કચ્છાધીશે સૂચવ્યું.

વિક્રમાજીત તથા કચ્છાધીશના કેટલાક સરદારો તલવાર ઉગામીને શીદી તરફ ધસ્યા. પરંતુ તે જ પળે જયશિખરી તેમની વચ્ચે આવીને ખડો થયો અને ત્રાડ પાડીને બોલ્યોઃ “ સંભાળજો ! આ મનુષ્ય અને તેના શ્વાન એ ઉભય પૈકી એકેના અંગમાંથી રકતનું એક બિંદુ પણ પડશે તો તેનું પરિણામ વિપરિત આવશે ! આમાં બૌદ્ધ સમ્રાટ કિંવા કોઇનું લેશ પણ કારસ્થાન નથી, એવી હું આપને સર્વને ખાત્રી આપું છું. ગુહાદિત્યજી ! મારી નજીક આવો અને આ અવાચક પ્રાણી–શ્વાનની તિક્ષ્ણ બુદ્ધિને લીધે જે આરોપ તમારા ઉપર આવ્યો છે તે ખોટો છે એમ પુરવાર કરી દો ! ”

“ પરંતુ મેં આપના નિશાનનો સ્પર્શ પણ કર્યો નથી ! ” ગભરાઇ ગયેલા ગુહાદિત્યના મુખમાંથી પ્રસ્તુત શબ્દો સરી પડયા.

“ જુઓ, તમારા આ શબ્દોથી જ તમે બંધાઈ જાઓ છો. ” જયશિખરીએ કહ્યું: “ તમે નિશાન ચોર્યું છે, એવો આરોપ કોઇએ તમારા ઉપર મૂકયો પણ નથી, તેમ છતાં એ બાબતની તમારી નિર્દોષિતા સિદ્ધ કરવાનો તમે યત્ન કરો છો. મારા કથનનો આશય માત્ર એટલો જ હતો કે કોઈ વેળા તમે આ શ્વાનને ઇજા કરી હશે, તેનો તેણે આજે બદલો લીધો; પરંતુ હમણાં જે શબ્દો તમે

ઉચ્ચાર્યાં એ પરથી મારૂં નિશાન તમે જ લઈ ગયા છો એમ હું માની લઉં છું અને તેનો આરોપ પણ તમારા ઉપર મૂકું છું."

"એ પૈકી એક પણ વાત મને કબૂલ નથી." ગુહાદિત્યે કૂતરાને ઇજા કરવાનો તો તેમજ નિશાન ચોર્યાનો ઇન્કાર કર્યો.

"ગુર્જરેશ્વર! આ આંરોપ અલૌકિક છે." ચંદ્રસેને કહ્યું: "આપે પ્રત્યક્ષ કશું પણ જોયું નથી. તેમ છતાં માત્ર એક ક્ષુદ્ર જનાવર ઉપર વિશ્વાસ રાખી ઇડરનરેશ જેવા શૂરવીર રાજકર્ત્તા ઉપર આવા અનન્વિત કૃત્યનો આરોપ મૂકવો, એ એક મોટું સાહસ જ ગણાય."

"રાજા ગુહાદિત્ય, અને વળી તેઓ આવું નીચ કૃત્ય કરે એવી શંકાને મનમાં ઉપસ્થિત થવા દેવી એ પણ અયોગ્યજ લેખાય!" કચ્છાધીશે અનુમોદન આપ્યું.

જયશિખરી કચ્છાધીશની ઉપેક્ષા કરતો ચંદ્રસેન સામે જોઇને બોલ્યો: "ચંદ્રસેનજી! ગુહાદિત્ય નિર્દોષ છે એમ આપ જણાવો છો, પરંતુ તો પછી આ કૂતરો બીજા કોઈની ઉપર નહિ અને તેમની ઉપરજ ધસ્યો, એ બાબતનો વિચાર કેમ કરતા નથી? જૂઓ, હજી પણ તેનો રોષ તેમની સામે જ છે. અરે, ગુહાદિત્યને તેઓ ઓળખાઇ ન આવે એવો વેશ ધારણ કરાવો, તેમના રૂપરંગમાં બિલકુલ ફેરફાર કરી નાખો, તો પણ આ કૂતરો તેમને હજારો માણસની મેદનીમાંથી પકડી પાડશે, એમ હું ખાત્રી પૂર્વક કહું છું. શિકારી કૂતરાનો એ ધર્મ છે કે તે પોતાના મિત્રને તેમજ પોતાના શત્રુને કદી પણ વિસરશે નહિ! અરે વિશેષ શા માટે? આપના રાજ્યમાં પણ અગાઉ આવી રીતે શ્વાનની સહાયથી એક ગુન્હેગારને પકડવામાં આવ્યો હતો, અને તે ગુન્હેગાર કબૂલ થતો નહિ હોવાથી

તેને કૂતરાની સાથે દ્વંદ્વયુદ્ધ કરવાનું ફરમાવવામાં આવ્યું હતું, એવું મારા સાંભળવામાં આવ્યું છે. "

એ વાતની ચંદ્રસેનથી ના કહી શકાઈ નહિ. તેના પિતાના વખતમાં એવો પ્રકાર બન્યો હતો. તે બોલ્યોઃ " એ આપનું કહેવું ખરૂં છે. પરંતુ એ ગુન્હેગાર ઉતરતા દરજ્જાનો મનુષ્ય હતો. એ ન્યાયપદ્ધતિ અત્યારે ગુહાદિત્યજીના સંબંધમાં લાગુ કરવાનું મને ઉચિત લાગતું નથી. "

" મારી પણ તેવી ઇચ્છા નથી. " જયશિખરીએ કહ્યું: "આ કપટકળાકુશળ ગુહાદિત્યની સામે આ શ્વાનને ઊભો રાખી, એ બિચારા અવાચક પ્રાણીને હાની પહોંચવા દેવાની મારી ઇચ્છા નથી. હું પોતેજ તેમની સાથે દ્વંદ્વયુદ્ધ કરીશ. ગુહાદિત્યના દરજ્જા પાસે આ શ્વાન હલકો ઠરશે, પરંતુ હું તો હલકો નથી ને ? "

જયશિખરી સાથે દ્વંદ્વયુદ્ધ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં ગુહાદિત્યનું મન સચિંત બન્યું. ગુર્જરેશ્વરની શક્તિનો તેને અનુભવ હતો અને તેની સામે પોતે ટકી શકશે નહિ એવી તેની ખાત્રી હતી. પરંતુ ચંદ્રસેને એ ચિંતામાંથી ગુહાદિત્યને મુક્ત કરી દીધો; તે જયશિખરીને ઉદ્દેશીને બોલ્યોઃ " એ પણ બરોબર નથી. ગુહાદિત્યજીની સાથે સરખાવતાં આ શ્વાન જેટલો નીચ છે, તેટલા જ આપ શ્રેષ્ઠ છો. "

" વળી ગુર્જરેશ્વર આપણા પક્ષના સેનાનાયક હોવાથી તેમણે કોઇની સાથે દ્વંદ્વયુદ્ધ કરવાને પ્રવૃત્ત થવું એ પણ યોગ્ય નથી. " વિક્રમાજીતે કહ્યું.

" અને હું પોતે પણ ગુર્જરેશ્વર સાથે દ્વંદ્વયુદ્ધ કરવાનો નથી. " ગુહાદિત્ય બોલ્યોઃ " યત્કશ્ચિત્ શ્વાનની બુદ્ધિ ઉપર વિશ્વાસ રાખીને

તેઓ મારી સાથે લડવાને તૈયાર થાય છે, પરંતુ મારે એ વાતને અનુમોદન આપવું તે એકંદરે ઉચિત નથી. હા, એમની ઇચ્છા જ હોય તો તેઓ ભલે એમની તરફથી એક યોદ્ધાને રજુ કરે; તેની સાથે હું ઘણી ખુશીથી દ્વંદ્વયુદ્ધ કરીશ અને તેને પરાજીત કરીને મારી નિર્દોષિતા સિદ્ધ કરી આપીશ.

ઇડરનરેશનું કથન ન્યાયપુરઃસર અને યોગ્ય છે." કચ્છાધીશે ટેકો આપ્યો.

"મને પણ એમજ લાગે છે." ચંદ્રસેને કહ્યું: "પરંતુ હજી પણ હું એક વખત કહું છું કે આટલી હદે ન પહોંચતાં જો ગુર્જરેશ્વર ગુહાદિત્યજી ઉપર મુકેલો આરોપ પાછો ખેંચી લે તો એમાં સર્વની વિશેષ શોભા છે!"

"ચંદ્રસેનજી! હું કદી પણ મિથ્યા ભાષણ કરતો નથી. એક વખત જે શબ્દ મારા મુખમાંથી બહાર પડ્યો છે તે પાછો ફરનાર નથી. હું હજી પણ પુનઃ કહું છું કે ગુહાદિત્ય એક ચોર છે! રાત્રીએ એકાંતનો સમય જોઇને તેમણે અહીંથી મારૂં નિશાન ચોરી લીધું છે એવી મારી ખાત્રી થઇ ચૂકી છે. હવે મારી સાથે યુદ્ધ કરવાની તેમની હિમ્મત ચાલતી નથી અને તે પ્રસંગ ટાળવાને માટે તમે સર્વ તેમની તરફદારી કરો છો, એ હું સમજું છું. ચિંતા નહિ, હું મારા તરફથી તેમની સાથે દ્વંદ્વયુદ્ધ કરવાને એક યોદ્ધો રજુ કરીશ. પરંતુ, ચંદ્રસેનજી! એ માટેની સર્વ તૈયારી તમારે કરવી પડશે; તેમજ તેનો દિવસ પણ તમે નક્કી કરો!"

"ગુહાદિત્યજી ગુર્જરેશ્વરનું કથન આપને કબુલ છે?" ચંદ્રસેને પ્રશ્ન કર્યો.

"હા, મારે કબૂલ છે. પરંતુ કૂતરાએ મને બચકું ભર્યું છે તેનો જખમ રૂઝાયા પછી હું દ્વંદ્વયુદ્ધ કરી શકીશ." ગુહાદિત્યે કહ્યું.

"ભલે ત્યારે, આજથી પાંચમે દિવસે આ વિજય ટેકરી પાસેના મેદાનમાં જ દ્વંદ્વયુદ્ધ કરવામાં આવશે. બન્ને પક્ષના યોદ્ધાએ ઢાલ અને તરવાર સિવાય બીજું કશું પણ હથિયાર પોતાની પાસે રાખવું નહિ અને બેમાંથી એક, જેને પ્રથમ જખમ થાય તે પરાજીત થયેલો સમજવો."

એ પ્રમાણે નિશ્ચય થયા પછી સર્વે વિખરાયા. કચ્છાધીશ ગુહાદિત્ય અને વિક્રમાજીતને પોતાના તંબુપર લઇ ગયો. ત્યાં પ્રથમ ગુહાદિત્યનો જખમ ધોઇને ઔષધ લગાડવામાં આવ્યું અને તેના પર પાટો બાંધ્યા બાદ સ્ફુર્તિ આણવાને માટે કચ્છાધીશે આસવ-પાત્ર આગળ કર્યું.

આસવનું પાન કરતાં વિક્રમાજીત ગુહાદિત્યને ઉદ્દેશીને બોલ્યોઃ "આજે તમારાં બે અપમૃત્યુ ટળ્યાં એમ કહીએ તો ચાલી શકે!"

"એ કેવી રીતે?" કચ્છાધીશે પ્રશ્ન કર્યો.

"એક તો એ કે તેઓ પેલા શિકારી કૂતરાના જડબામાંથી જેમ તેમ કરીને મુક્ત થયા અને બીજું એ કે તેમને જયશિખરી સાથે દ્વંદ્વયુદ્ધ કરવાનો પ્રસંગ ન આવ્યો. જો તેની સાથે યુદ્ધ કરવાનો ઠરાવ થયો હોત તો મૃત્યુ કાંઈ દૂર નહતું!"

"અંઃ! એ કૂતરાની મને દરકાર નથી. બાકી જયશિખરી સાથે પ્રસંગ ન પડ્યો, એ ઠીક થયું ખરૂં." ગુહાદિત્ય બોલ્યોઃ "પણ, કચ્છાધીશ! આપ નિશ્ચિંત રહેજો. આપનું નામ પ્રકટ થવા નહિ પામે."

એ બાબત મને વિશ્વાસ છે. પરંતુ આ ધર્મયુદ્ધ અને આવી ખટપટો તરફ મને અત્યંત તિરસ્કાર આવ્યો છે. એટલે હવે મને તો એમ થાય છે કે અત્યારે ને અત્યારે હું અહીંથી ઉઠાંતરી કરીને ચાલ્યો જાઉં." કચ્છાધીશે પોતાનો વિચાર પ્રકટ કર્યો.

"વાહ ! આ ખટપટ અમે અમારા માટે કરી હતી, ખરૂં ને ? ખરૂં પૂછાવો તો આપને ખાતરજ આ જોખમ મારે ખેડવું પડયું હતું અને તેને લીધેજ આ ફળ મારે ભોગવવું પડયું છે. જો તે રાત્રીએ હું આપની સાથે વિજય ટેકરી ઉપર ન આવ્યો હોત તો આજે મને કશી પણ હરકત આવવાની ન હતી." ગુહાદિત્યે કહ્યું.

"એ વાત હું કબૂલ કરૂં છું. પરંતુ હું કે તમે જે કાંઇ કરીએ છીએ તે અમુકને ખાતર કરીએ છીએ એમ કહેવા કરતાં આપણા તમામના હિતને ખાતર કરીએ છીએ એમ કહેવું એ વિશેષ યોગ્ય છે. વારૂ, એ વાત જવા દો. પરંતુ જે માણસ ગવૈયા તરીકે જયશિખરીના શિબિરમાં જઇને પોતાની ઉસ્તાદીનો તેને અનુભવ કરાવનાર હતો, એનું શું થયું ?" કચ્છાધીશે પૂછયું.

"એ બાબત કશી પણ સમજણ પડતી નથી." ગુહાદિત્ય બોલ્યોઃ "તે માણસ જયશિખરીના શિબિર તરફ ગયો છે એટલું તો ચોક્કસ મારા જાણવામાં છે. પરંતુ ત્યાર પછી તેનો પતો લાગતો નથી. બનવા જોગ છે કે છેક છેલ્લી ઘડીએ તે ડરી ગયો હોય અને પછી પુનઃ આપણને પોતાનું મ્હોં બતાવવાની શરમ આવવાથી છાવણીમાંથી પલાયન કરી ગયો હોય ! બાકી જો એક વખત તે જયશિખરીની સામે ઉપસ્થિત થયો હોત તો આજે જયશિખરી આ જગતમાં કદી પણ હોત નહિ."

" જો એ પલાયન થઇ ગયો હોય તો તો સારૂં. વિક્રમાજીતે કહ્યું: " નહિતો કદાચ એ નવીન આરોપ આપણા પર આવી પડશે ! "

" ના ના, એ વિષયમાં ભીતિ રાખવાનું કારણ નથી." ગુહાદિત્યે કહ્યું: " પરંતુ મારી સાથે લડવાને જયશિખરી કોને તૈયાર કરશે ? વીરભદ્રને કિંવા તેના બીજા કોઇ સરદારને ? "

" હજી વચ્ચે ચાર દિવસ છે. આજથી એની ચિંતા શી ? " વિક્રમાજીત બોલ્યો.

" બરોબર છે, ભવિષ્યની ચિંતા કરવી નકામી છે, લ્યો, આ આ આસવનું પાન કરો. એટલે તમારા જખમની વેદનાનું વિસ્મરણ થશે અને થોડા સમયમાજ હૂશિયારી આવી જશે. " એમ કહીને કચ્છાધીશે આસવની પ્યાલી ભરીને ગુહાદિત્યને આપી. ઉપરાછાપરી પ્યાલીઓ ભરાવા મંડી અને તેઓ પરસ્પર એક બીજાને આગ્રહ પૂર્વક આપવા લાગ્યા, જેમ જેમ આસવની માત્રા વધતી ગઇ, તેમ તેમ એ ત્રણે જણા નશામાં ચકચૂર બનવા લાગ્યા, અને તેમના ભાષણનો પ્રવાહ અવ્યસ્થિત બની ગયો.

અલબત્ત નવરા મનુષ્યોને એ દ્રશ્ય બે ઘડી રમુજ આપે તેવું હતું, પરંતુ અમારા વાચકોના કીમતી સમયનો દુરુપયોગ કરવાનું અમે પસંદ કરતા નહિ હોવાથી કચ્છાધીશના શિબિરમાંથી બહાર નિકળીને જયશિખરીના શિબિર તરફ વળીશું.

---

# પ્રકરણ ૩૫ મું.

## બૌદ્ધ સમ્રાટનો પત્ર.

વિજય ટેકરી પરથી નિકળીને જયશિખરી પોતાના સરદારો વગેરે સાથે પોતાના શિબિર તરફ ગયો. શિબિરમાં એકલો પડયા બાદ તેણે વીરધ્વજને પોતાની પાસે બોલાવ્યો. હજી પણ પોતે તેને ઓળખી ગયો છે, એવો ભાવ તેણે પ્રદર્શિત કર્યો ન હતો. તદપિ આજના બનાવથી વીરધ્વજ સમજી ગયો હતો કે ગુર્જરેશ્વરે પોતાને પિછાની લીધો છે.

વીરધ્વજ નમન કરીને ઊભો રહ્યો એટલે જયશિખરીએ તેને કહ્યું: "શીદી ! આજે તેં મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે ! તારા શ્વાને મારા નિશાનના ચોરને પકડી આપીને મારા એક વફાદાર અને વીર સરદાર ઉપરનો આરોપ તેં દૂર કર્યો છે. એ સરદાર રાજ્યદ્રોહીઓને મળી ગયો. હશે એવી એક વાર મને શંકા આવી હતી. પરંતુ આજે મારી એ શંકા નિર્મૂળ થઇ છે. વારૂ, હવે તારે બૌદ્ધ સમ્રાટનો પત્ર વિમળ બ્હેનને આપવાને જવાનું છે ને? ભલે, ખુશીથી જા. હવે માત્ર એક કાર્ય તારે કરવાનું છે. પરંતુ તે હું તને આજથી પાંચમે દિવસે જણાવીશ."

વીરધ્વજ નમન કરીને વિમળદેવીના તંબુ તરફ જવાને વિદાયો. રસ્તે ચાલતાં ચાલતાં મનમાં વિચારવા લાગ્યો: "ગુર્જરેશ્વર મને ઓળખી ગયા છે. એટલું જ નહિ પરંતુ મારા વર્તનના સંબંધમાં પણ તેમના હૃદયમાં પૂર્ણ પ્રકાશ પડી ચૂકયો છે, અને મારી મલિન

બની ગયેલી કીર્તિ પૂર્વવત્ સતેજ થાય, એવી તેમની ઉત્કટ ઇચ્છા દેખાય છે. માત્ર આમ અલ્પ સમયમાં જ મારી વફાદારી દર્શાવવાની તક મને મળશે એમ મેં ધાર્યું ન હતું. પરંતુ પરમાત્માની કૃપાથી બધી ઘટના એવી રીતે બની જાય છે કે મારા ચરિત્રનું છેવટ આનંદ પર્યવસાયી બનશે, એવાં ચિહ્નો સ્પષ્ટ દેખાય છે! ખરે, દુઃખનો સમય આવવાનો હોય છે તે વખતે ઉપરાછાપરી સંકટોનો વર્ષાદ વરસે છે, અને તેવીજ રીતે સુખના દિવસ આવતાં આશાના અંકુર પણ ત્વરાથી નવપલ્લિત થવા લાગે છે. હું ગઇ કાલે અહીં આવ્યો અને તેજ દિવસે ગુર્જરેશ્વરનો પ્રાણ બચાવવાનું શ્રેય મને મળ્યું. નિશાનનો ચોર પણ વિનાશ્રમેજ પકડાઇ ગયો અને ગુર્જરેશ્વરની ચર્યા ઉપરથી તથા તેમણે ઉચ્ચારેલા ગર્ભિત શબ્દોપરથી એમ લાગે છે કે ગુહાદિત્ય સાથે યુદ્ધ કરવાને પોતાના તરફથી તેઓ મને જ રજુ કરશે. જે પ્રિયતમાના નામનો ઉચ્ચાર કરવાની પણ મને મહારાજે બંધી કરી હતી, તેના ઉપરનો આંધ્ર સમ્રાટનો પત્ર ખુદ તેનાજ હાથમાં આપવાની ગુર્જરેશ્વરે પરવાનગી આપી છે. આ બધા સંયોગો ઉપરથી જણાઈ આવે છે કે મારા પ્રારબ્ધનો ઉદય થયો છે અને જે હેતુ સિદ્ધ કરવાને છદ્મવેશમાં આ ધર્મયુદ્ધમાં ભાગ લેવાને હું આવ્યો હતો તે હેતુ સિદ્ધ થવામાં હવે લેશ પણ શંકા નથી. ”

તે પોતાના શ્વાનની પીઠ થાબડતો બોલ્યોઃ " સિંહ! તેં ખૂબ બહાદૂરી કરી! એ નીચ ગુહાદિત્યે જે આઘાત તને કર્યો છે, તેનો હું સંપૂર્ણ બદલો લઇશ! અહો! પ્રિયતમાનો શિબિર દેખાય છે! એ પવિત્ર અને તેજસ્વી કુમારીકા પાસે મારા કૃષ્ણ વર્ણ, કૃષ્ણ વસ્ત્ર અને કૃષ્ણ કીર્તિનું જે તેજ પડવું હોય તે પડો! માત્ર આંધ્ર સમ્રાટનો પત્ર વાંચીને તે મારા ઉપર ગુસ્સે ન થાય તો સારું! ”

વીરધ્વજ વિમળદેવીના શિબિર પાસે આવી પહોંચ્યો. શિબિરની બહાર એક દ્વારપાળ બેઠો હતો; વીરધ્વજે તેની પાસે જઇને બૌદ્ધ સમ્રાટનો પત્ર તેને આપ્યો. પત્ર ઉપર વિમળદેવીનું નામ જોઇને દ્વારપાળ તે પત્ર લઇને શિબિરમાં ગયો અને બોલ્યોઃ " વિમળબા! એક શીદી બહાર ઊભો છે, તેણે આ પત્ર આપને આપવાને આપ્યો છે ! વિમળદેવીને એ શીદીને જોવાની ઉત્કંઠા થઇ આવી. તેણે પત્ર લેતાં કહ્યુંઃ " એ શીદીને અંદર મોકલ. "

શીદી અંદર આવ્યો. બન્નેની દૃષ્ટિ એકમેકની તરફ ગઇ. પ્રથમ દૃષ્ટિએ જ વિમળદેવી તેને પિછાની ગઇ અને એક દિર્ઘ નિઃશ્વાસ નાખતી બોલીઃ " હાય ! આપની આ દશા ! સિંધુપતિ સમરસેનના બહાદૂર સરદારના નસિબમાં છેવટે આ નીચ દાસત્વ આવ્યું ? "

વીરધ્વજે પણ એક નિસાસો નાખ્યો. તેના મનને થયું કે બધો ખુલાસો કરી નાખું, પરંતુ મુંગાનો સોંગ ધારણ કરેલો હોવાથી મૌન રહેવાનું જ તેણે વાજબી ધાર્યું અને પ્રત્યુત્તરમાં માત્ર ઉંચી દૃષ્ટિ કરી.

" પરમાત્માની ઇચ્છા ! " વિમળદેવી બોલીઃ " હા, બરાબર છે. બધું પરમાત્માની ઇચ્છાને અનુસરીનેજ બને છે. પરંતુ મૌન રહેવાનું શું કારણ છે ? શું મારી સાથે બોલતાં તમને ભીતિ લાગે છે ? નાના, એમ તો હોયજ નહિ. ભીતિનો તમારા હૃદયમાં સંચાર થયો હોય એવું કદી પણ મારા સાંભળવામાં આવ્યું નથી ! " થોડીવાર થોભીને તે બોલીઃ " ત્યારે શું લજ્જાને લીધે બોલતા નથી? નાના, એમ પણ નહિ, લજ્જા તો ઉલટી મને થવી જોઇએ. કેમકે મારે ખાતરજં આ કષ્ટ તમારે સહન કરવું પડયું છે. કહો, ત્યારે ખરૂં કારણ જણાવો, તમે મૌન્ય શા કારણસર ધારણ કર્યું છે ? "

વીરધ્વજે કશો પણ શબ્દોચ્ચાર નહિ કરતાં એક સુસકારો નાખ્યો અને હોઠ ઉપર આંગળી ધરી.

"હજી પણ મૌન્ય!" વિમળદેવી આશ્ચર્ય પામતીબોલીઃ "સમજી, સમજી, મારા ઉપર આપ ગુસ્સે થયા હશો અને એ કારણથી આપે મારી સાથે નહિ બોલવાની પ્રતિજ્ઞા કરી હશે. પરંતુ હું અંતઃકરણ પૂર્વક કહું છું કે મારો કશો પણ દોષ ન હતો; અને મારે ખાતર આપની જે સ્થિતિ થઇ છે; તેનું સ્મરણ થતાં રોજ મારૂં હૃદય દગ્ધ થઈ જાય છે."

વીરધ્વજ દ્રયહસ્ત મસળતો, સુસ્કારા નાખતો, મસ્તક હલાવીને પોતાને જરી પણ ગુસ્સો ચઢ્યો નથી એમ દર્શાવવા લાગ્યો.

તેનું એવા પ્રકારનું વર્તન જોઇને વિમળદેવીને આશ્ચર્ય અને ગ્લાનિ બન્ને ઉપજ્યાં. તે બોલીઃ "આપને શું થયું છે? મારી સામે હાથ શા માટે જોડો છો? મારે શું સમજવું? પેલા બૌદ્ધ-વૈદ્યે કાંઈ ઔષધ વડે તો તમારી વાચાશક્તિનો નાશ નથી કર્યો? નાના, એમ તો ન હોય. જેણે શત્રુપક્ષના આગેવાનને—મારા બંધુને જીવલેણ જ્વરમાંથી મુક્ત કર્યાં, તે આપની વાચાશક્તિને નષ્ટ કરે, એમ બનેજ નહિ! નક્કી, ગમે તે કારણને લઇને આપે નહિ બોલવાની હઠ પકડેલી હોવી જોઇએ. વારૂ, હું પણ એ વિષયમાં આપને હવે બિલકુલ પ્રશ્ન કરીશ નહિઃ જ્યારે તમે મારી સાથે વાત કરવા નથી ઇચ્છતા ત્યારે મારે પણ શા માટે બોલવું જોઇએ? મને મુનિવૃત્ત ધારણ કરતાં આવડે છે! કહો, શા કાર્યાર્થે તમારૂં અત્ર આગમન થયું છે?"

વીરધ્વજે વિમળદેવીના હાથમાં બૌદ્ધ સમ્રાટનો પત્ર હતો તેના તરફ આંગળી કરી અને પોતે શબ્દોચ્ચાર નહિ કરી શકતો

હોવાને લીધે પોતાને અત્યંત ખેદ થાય છે, પરંતુ તેનો ઉપાય નથી એવો ભાવ નેત્રસંકેત વડે તથા હસ્તની ઇશારતથી પ્રદર્શિત કર્યો.

" અહો ? આટઆટલી આર્જવતા કરી છતાં એ સર્વ વ્યર્થ ! " વિમળદેવી સ્હેજ કંટાળતી બોલી: " આપના મુખમાંથી એક શબ્દ પણ નિકળતો નથી. પરંતુ આ બધું આપને શા માટે કરવું પડે છે ? પેલી રાત્રીએ મારા નામથી આપને અહીં બોલાવવામાં આવ્યા એ કારણથી ? અર્થાત્ આપના કલેષનું કારણ હુંજ છું. તે માટે આપ જે કરો છો તે વાજબીજ છે એમ મારે માની લેવું જોઇએ! પરંતુ આપને માટે મને કેટલું દુઃખ થાય છે, એ માત્ર એક ઇશ્વરજ જાણે છે. આપ આ પત્ર મને આપવાને આવ્યા હતા ? ભલે, પત્ર મને મળી ચૂકયો છે. આપને જવું હોય તો રજા છે."

પરંતુ વીરધ્વજ એક પણ ડગલું પાછળ નહિ ભરતાં પત્ર સામે જોઇ રહ્યો. એ જોઇને વિમળદેવીએ કહ્યું: " ખરૂં-ખરૂં, હું ભૂલી ! આજ્ઞાંકિત દાસ ઉત્તરની અપેક્ષા કરે છે. આ પત્ર કોણે લખ્યો છે ? " તેણે પત્ર ઉકેલીને વાંચવા માંડયો: " અહો ! બૌદ્ધ સમ્રાટે લખેલો જણાય છે: અને વળી મારા બંધુની-ગુર્જરેશ્વરની પરવાનગીથી તે મને આપવાનો છે! ઠીક ઠીક, અંદર શું લખેલું છે ? ' આપ મારા જામાત્રા ભૃગુકચ્છાધીશ સુરસેનજી સાથે લગ્ન કરવાને કબૂલ થશો, એવી આપને મારી વિનતિ-" એટલું વાંચતાં જ એ પત્રપર વિમળદેવીને એકદમ તિરસ્કાર આવી ગયો. તે અત્યંત ક્રોધાન્વિત બની ગઇ અને નેત્રોમાંથી અગ્નિની જ્વાળા વર્ષાવતી બોલી: " આગ લાગો તારી એ વિનતિને ? શરમ ! શરમ ! ચાપોત્કટ વંશની પવિત્ર કુમારિકાનું સુરસેન જેવા નીચ, વિશ્વાસઘાતી મનુષ્ય સાથે લગન! અને વળી ગુર્જરેશ્વર આવો પત્ર મારી પાસે મોકલ-

વાની પરવાનગી આપે છે ! હાય ! હે સૂર્યભગવાન્ ! તમારા કુળમાં જન્મ પામેલો જયશિખરી આજે તમારી ઉજ્જવલ કીર્ત્તિને કલંક લગાડવાનું કાર્ય કરી રહ્યો છે ! બંધુ ! બંધુ ! ક્યાં ગયું તમારૂં કુળાભિમાન ? ક્યાં ગયું તમારૂં ધર્માભિમાન ? એક બૌદ્ધનો-વિધર્મીનો આવો અશ્લીલ પત્ર મારી પાસે મોકલતાં તમને લેશપણ શરમ ન આવી ? અને સરદાર ! આ પત્ર મને પહોંચાડવાનું કાર્ય સ્વીકારતાં તમને જરી પણ વિચાર ન થયો ? તમને પણ ધન્ય છે ! દાસત્વની પ્રતીતિ યથાર્થપણે કરી આપી ! જાઓ, તમારા સમ્રાટ પાસે જાઓ; અને કદાચ તમને વાચા ફુટે તો તેના પત્રની મેં શી સ્થિતિ કરી છે એ કહેજો તેને ! જાઓ, નિકળો અહીંથી !"

એટલું કહેતાંની સાથેજ પોતાના હાથમાંનો પત્ર મસળીને તેણે જમીનપર ફેંકી દીધો અને તેનાપર લત્તાપ્રહાર કર્યો. વીરધ્વજ પોતાની પ્રિયતમાના આ વર્તનથી મનમાં આનંદ પામતો પરંતુ બહારથી શાંતભાવ રાખીને, નમન કરીને ચાલ્યો ગયો. વિમળદેવી ક્રોધથી ધુંધવાતી આ પત્રના સંબંધમાં, વીરધ્વજના વર્ત્તનના સંબંધમાં, તેમજ જયશિખરીનો આ પત્ર પોતાને પહોંચાડવાની રજા આપવામાં શો હેતુ હશે એ સંબંધમાં અનેક તર્કવિતર્ક કરવા લાગી.

થોડી વારે જયશિખરી ત્યાં આવ્યો અને વિમળદેવીનો ક્રોધપૂર્ણ ચ્હેરો જોઇને સ્મિત કરતો બોલ્યો: " વિમળબ્હેન ! જ્યારે હોય ત્યારે તમારૂં વદન રોષથીજ ભરેલું. પ્રસન્નતાનું નામ પણ નહિ ! આ બૌદ્ધ સમ્રાટના પત્રનું પરિણામ હોય એમ લાગે છે ! ઉત્તર લખ્યો કે નહિ ? "

" એ પડયો પત્ર ! " વિમળદેવી જમીન તરફ આંગળી કરતી બોલી: " તે લ્યો અને તેનો ઉત્તર તમેજ મોકલો. "

" બ્હેન સમય બહુજ બારિક છે ! " જયશિખરી જાણે તેને સમજાવતો હોય એવા ભાવપૂર્વક બોલ્યો: " આપણી છાવણીમાં ફાટ-ફુટ થઇ છે. રોજ નવી નવી ખટપટો ઊભી થાય છે, યુદ્ધમાં જય મળવાનો સંભવ ઓછો છે અને કેટલાક ફીતુરી રાજકર્ત્તાઓ વિરૂદ્ધ પક્ષને મળી જવાનો ભય રહે છે. એ બધી બાબતનો વિચાર કરતાં બૌદ્ધ સમ્રાટની સાથેનો સંબંધ તોડી નાખવાનું પરિણામ અત્યંત ભયંકર આવશે એમ મને લાગે છે. "

" ભાઈ ! ભાઈ ! તમારા મુખમાંથી આવા ઉદ્‌ગાર ! કદાચ વધારે પડતું બોલી જવાય તો મને માફ કરજો, પરંતુ સાચા ક્ષત્રિય કુળના મહાન્ પરાક્રમી ગુર્જરેશ્વરને આવા પત્રનો જવાબ આપવાના સંબંધમાં વિચાર કરવાની જરૂર પડે એ ઓછું શરમ ભરેલું નથી. જો પોતાની બ્હેન એક વિધર્મીને આપવાથી ધર્મકાર્ય સિદ્ધ થાય તેમ હતું તો પછી પ્રથમથી આ પ્રચંડ ધર્મયુદ્ધનો પોકળ દેખાવ કરવાની જરૂર જ શી હતી ? "

" બ્હેન ! તારૂં મગજ હજી ઠેકાણે આવ્યું નથી. બીજો સમય હોત તો તારા આ કડક ભાષણનો હું તને એવોજ કડક જવાબ આપત. પરંતુ અત્યારે હું તને શાંત કરવાના ઇરાદાથી તેમજ સમજાવવાને માટે આવ્યો છું. તારે જે કહેવું હોય તે કહે. હું મારો વિચાર બાજુએ રાખું છું અને તું કહે તે પ્રમાણે બૌદ્ધ સમ્રાટને જવાબ લખવાને તૈયાર છું. "

" તેને એમ લખો કે તારા જમાઇ જેવા નીચ, વિશ્વાસઘાતી અને નાસ્તિક ધર્મના અનુયાયી કરતાં એક કંગાલ રાજપૂતની સાથે લગ્ન કરવામાં વિમળદેવી વિશેષ ભૂષણ માને છે ! " વિમળદેવી આવેશ પૂર્વક બોલી.

"ભલે, એમ લખવામાં પણ મને વાંધો નથી." જયશિખરી હાસ્ય કરતો બોલ્યોઃ "પણ તું એવા કયા કંગાળ રાજપૂત ઉપર અનુગ્રહ કરવા ઇચ્છે છે એ પણ જો તેં મને કહી નાખ્યું હોત તો ઠીક હતું!"

"મહારાજ! એ મશ્કરી બંધ કરો! એક વખત જખમ કર્યા પછી તેને ઉકેલવો એ શૂરવીર પુરુષનું કાર્ય નથી."

"હા, પણ કર્ત્તવ્યથી ભ્રષ્ટ થવું એ કાર્ય શૂરવીરનું ખરૂં!" જયશિખરીએ કટાક્ષ કર્યો. આ કટાક્ષ વીરધ્વજને ઉદ્દેશીને હતો.

"બધો દોષ તું મારા ઉપરજ મૂકે છે, પરંતુ એક અપરાધીને શિક્ષા કરવામાં હું જેટલો કડક છું, તેટલો જ એક પરાક્રમી પુરુષ ઉપર કૃપા કરવામાં ઉદાર છું એ ભૂલી જવું જોઇતું નથી." તેણે ઉમેર્યું.

"એ બધું અભિમાન રહેવા દો! તમારો ન્યાય એટલે નિર્દયપણું અને કૃપા અર્થાત્ કેવળ લહર, એ વાત સર્વત્ર પ્રકટ થઇ ચૂકી છે!"

"પરંતુ એવો અભિપ્રાય વ્યક્ત કરતાં પહેલાં થોડોક વિચાર કરવાની જરૂર છે. આજથી પાંચમે દિવસે મારા એક યોદ્ધાનું ઇડર નરેશ ગુહાદિત્યની સાથે દ્વંદ્વયુદ્ધ થનાર છે. એ યુદ્ધનું પરિણામ શું આવે છે તે જોયા પછી તારે જે અભિપ્રાય આપવો હોય તે આપજે."

"મારે તમારા દ્વંદ્વયુદ્ધની કે કશાની જરૂર નથી!"

"નહિ એ દ્વંદ્વયુદ્ધ સમયે તારે તેમજ તારી ભાભીને પણ ત્યાં આવવુંજ જોઇશે. એ વખતે ખુદ બૌદ્ધ સમ્રાટને બોલાવવાનો પણ મારો વિચાર છે અને તે માટે મેં તેમને આમંત્રણ મોકલી આપ્યું છે."

" પરંતુ બૌદ્ધ સમ્રાટની મારે શી જરૂર છે? હું તેનું મુખ પણ જોવા નથી માગતી ? "

" હા, પણ તું જેના મુખદર્શનની ઇચ્છા કરે છે એ પણ તે વખતે ત્યાં હાજર હશે; અને મને આશા છે કે દ્વંદ્વના પરિણામ પછી તારા મનમાં મારા પ્રત્યે જે રોષ છે તે કદાચ દૂર થશે. "

" તમારા એવા શબ્દોથી હવે હું ભોળવાઈ જાઉં તેમ નથી. "

" એની ખાત્રી તે દિવસે થશે. " એટલું કહીને જયશિખરી શિબિરની બહાર નીકળ્યો; અને માર્ગમાં ચાલતાં ચાલતાં મનોગત કહેવા લાગ્યો: " આ સર્વ ખટપટનું પરિણામ આનંદપર્યવસાયી થશે, એવાં ચિહ્નો સ્પષ્ટ દેખાવા લાગ્યાં છે. દ્વંદ્વયુદ્ધમાં મારા પક્ષનો યોદ્ધો વિજયી નિવડશે એમ મારૂં મન મને કહે છે અને તેમ થતાં પછી ચંદ્રસેન, કચ્છાધીશ કે તેમના પક્ષનો બીજો કોઈ પણ રાજા માથું ઉંચું કરીને જોઈ શકનાર નથી. મેં આ દ્વંદ્વયુદ્ધ વખતે બૌદ્ધ સમ્રાટને હાજરી આપવાને આમંત્રણ કર્યું છે એથી કદાચ કોઇને માઠું લાગશે, અને મારા માટે તેઓ શંકા લાવશે. પરંતુ બૌદ્ધો નાસ્તિક, બૌદ્ધો વિશ્વાસઘાતી, અને વેદધર્મીઓ જ માત્ર આસ્તિક તથા વિશ્વસનીય એવું અનુભવથી સિદ્ધ થયું નથી.

બૌદ્ધો નાસ્તિક હશે, વિશ્વાસઘાતી હશે, દગાખોર હશે, વેદધર્મીઓને ત્રાસ આપવામાં આનંદ માનનારા હશે, પરંતુ બૌદ્ધ સમ્રાટના સંબંધમાં એવું વિધાન કરવું એ કદી પણ યોગ્ય લેખાશે નહિ. વસ્તુતઃ હું તેમનો કટ્ટો દુશ્મન ગણાઉં અને મારા મૃત્યુથી તેમને લાભ થાય તેમ હતું, એમ છતાં તેમણે પોતાના ખાસ રાજવૈદ્યને મોકલીને મારા જીવનની રક્ષા કરી, વળી યુદ્ધ કરતાં પહેલાં પણ તેમણે યોગ્ય શરતો સુલેહને માટે કરી હતી. તેમનાં એ કાર્યો તેમના

ઔદાર્યની, સદસદ્ વિવેકબુદ્ધિની ખાત્રી આપે છે! માટે બીજાઓ ગમે તે કહે, પરંતુ દ્વંદ્વયુદ્ધ સમયે તેમને જ અધ્યક્ષનું પદ આપવું. દ્વંદ્વયુદ્ધમાં પક્ષકાર હું તથા ગુહાદિત્ય હોવાથી બૌદ્ધસમ્રાટને જ તેનો નિર્ણય આપવાનું કાર્ય હું સોંપીશ. સમરાંગણમાં હું તેમનો વૈરી છું, અમે પરસ્પર એક બીજાનો નાશ કરવામાં પણ પાછી પાની કરીએ તેમ નથી, પરંતુ એથી એમ કોઈ કહી શકશે નહિ, કે શિષ્ટાચાર અને કૃતજ્ઞતા, જે મનુષ્યનો મુખ્ય ધર્મ છે તેનો ત્યાગ કરવો! તેમાં પણ ખરા ક્ષત્રિયે તો પોતાના કુલાચારનો ત્યાગ કરવો જ નહિ જોઇએ. પુરાણ ગ્રંથોપરથી જણાય છે કે આગળ ક્ષત્રિયો દિવસભર પોતાના શત્રુ સાથે સંગ્રામ કરતા અને રાત્રી પડતાં એક બીજાની સાથે ભોજન કરતા, એક જ સ્થળે નિઃશંકપણે આરામ લેતા અને બીજે દિવસ એક બીજાનો પ્રાણ લેવાને ઉદ્યક્ત બનીને લડાઇની શરૂઆત કરતા! સત્ય છે, ખરી મહત્તા પુષ્કળ લડાઇઓમાં વિજય મેળવવામાં નથી પરંતુ પોતાના શત્રુ સાથે પણ પ્રસંગ પડે ખરા મિત્ર તરીકે વર્ત્તવામાં છે, એ દરેક શૂરા અને સાચા ક્ષત્રિયે યાદ રાખવું જોઇએ." તેનો વિચારપ્રવાહ ક્યાં સુધી આગળ વધત તે કહી શકાતું નથી. પરંતુ તે તેના શિબિર પાસે આવી પહોંચ્યો એટલે બહાર ઊભેલા વીરધ્વજ તરફ તેની દૃષ્ટિ ગઈ. તેણે વીરધ્વજને ઇશારત કરીને અંદર આવવાની સૂચના કરી.

બન્ને જણા અંદર ગયા પછી જયશિખરીએ વીરધ્વજને કહ્યું: "હવે તમારે મારી સાથે મૌનવૃત્ત ધારણ કરવાની જરૂર નથી. હું તમને પિછાની ગયો છું. મારે તમારી સાથે કેટલીક વાતો કરવાની છે. તે પહેલાં હું એટલું જણાવું છું કે તમારા માટેની શંકા મારા મનમાંથી બિલકુલ નિર્મૂળ થઇ ગઈ છે—"

" એ માટે હું મહારાજનો અત્યંત આભારી છું. " વીરધ્વજે મૌન્યનો ત્યાગ કર્યો.

તત્પશ્ચાત્ એ બન્ને જણા વચ્ચે પુષ્કળ વાતો થઇ. પરંતુ તેનું રહસ્ય દ્વંદ્વયુદ્ધના દિવસ પર્યંત ગુપ્ત રાખવાનું હોવાથી અમે તેમના વિશ્વાસનો ભંગ કરીને એ વાતો અત્યારે પ્રકટ કરી શકતા નથી



## પ્રકરણ ૩૬ મું.

### દ્વંદ્વયુદ્ધ.

છેલાં બે પ્રકરણોમાં વર્ણવેલો બનાવ બની ગયો તેને પાંચમે દિવસે દ્વંદ્વયુદ્ધ થવાનું હતું. તે માટે જયશિખરીએ બૌદ્ધ સમ્રાટ, સુરસેન, સમ્રાટના સરદારો વગેરેને પણ આમંત્રણ કર્યું હતું. દ્વંદ્વયુદ્ધને માટે વિજયટેકરી પાસેના વિશાળ મેદાનમાં જગ્યા તૈયાર કરવામાં આવી હતી. આસપાસ તંબુઓ નાખી દેવામાં આવ્યા હતા. એક તંબુમાં રૂપસુંદરી, વિમળદેવી વગેરે સ્ત્રીઓને માટે ગોઠવણ કરવામાં આવી હતી. સમય થતાં સર્વ રાજકર્ત્તાઓ અને તેમના સરદારો આવવા લાગ્યા. છેવટે જયશિખરી બૌદ્ધ સમ્રાટ અને તેમના અનુયાયીઓ આદિને લઇને આવ્યો. તેણે બૌદ્ધ સમ્રાટને પોતાની પાસે એક આસન ઉપર જ બેસાર્યો. સમ્રાટની જમણી બાજુએ સુરસેન, ધ્રુવપટુ તથા સમ્રાટના સરદારો બેઠા. ચંદ્રસેન, કચ્છાધીશ વગેરે સમ્રાટની ડાબી બાજુએ બેઠા હતા.

પ્રથમ જયશિખરી ઊભો થયો અને બોલ્યોઃ " આજે જે

દ્વંદ્વયુદ્ધ થનાર છે, તેમાં હું પોતે પણ એક પક્ષકાર છું. એથી તેનો ન્યાય મારે આપવો એ મને ઉચિત નહિ લાગવાથી મેં ન્યાયાસન ઉપર બિરાજવાને બૌદ્ધ સમ્રાટને વિનતિ કરી હતી. એ વિનતિનો સ્વીકાર કરીને તેઓ અત્રે પધાર્યા છે, એ માટે હું તેમનો આભાર માનું છું ધર્મયુદ્ધકાળે રણસંગ્રામમાં બૌદ્ધો અને વેદધર્મીઓ એક બીજાના શત્રુઓ છે એ ખરું, પરંતુ એ શત્રુત્વ અન્ય પ્રસંગે દાખવવાનું વેદધર્મીઓ પસંદ કરશે નહિ. ”

“ અને ખરા બૌદ્ધો પણ એવા પ્રકારના શત્રુત્વને ધિક્કારે છે.” બૌદ્ધ સમ્રાટે કહ્યું: “જે સર્વ શક્તિમાન્ પરમાત્માએ આ પંચમહાભૂતાત્મક સૃષ્ટિને નિર્માણ કરી છે, એ પરમાત્માની અદ્ભૂત લીલાનું પૂર્ણજ્ઞાન આપણા જેવા હીનબુદ્ધિ મનુષ્યોને નહિ હોવાને લીધે પદાર્થ માત્રના બાહ્ય સ્વરૂપપર લોભાઈ જઈને, ભળતાજ માર્ગનું અવલંબન કરીને અંતે આપણે પસ્તાઈએ છીએ. ઇહલોકના આપણે ક્ષુદ્ર મનુષ્યો પરસ્પરના જ્ઞાતિભેદ, ધર્મભેદ અને અન્ય સર્વ ભેદનું વિસ્મરણ કરીને એકત્ર થઇએ તો એ સંઘશક્તિના પ્રભાવે સાક્ષાત સ્વર્ગના દેવતાઓ ઉપર પણ આપણે વિજય મેળવી શકીએ એમ મને લાગે છે. પરંતુ એવો પ્રસંગ આવવા ન પામે તેટલા માટે જ દેવતાઓએ મનુષ્ય માત્રને ઉચ્ચ કલ્પનાથી પરાંગમુખ બનાવવાને મહત્ત્વાકાંક્ષા નામની એક કલહપ્રિય અપ્સરાને મૃત્યુલોકમાં મોકલી આપેલી હોવી જોઇએ. પરંતુ આનંદની વાર્તા એ છે કે એ અપ્સરાની નજરને ચૂકાવીને આ ઘટિકાએ, આપણે એક બીજાના કટ્ટા શત્રુ એક બીજાને માનતા હોવા છતાં પણ અત્રે મિત્રભાવે એકત્ર થયેલા છીએ. તે માટે જગતના ઇતિહાસમાં આ ઘટિકાને અપૂર્વ જ સમજવી જોઇએ; અને તે માટે હું આપ સર્વનો આભારી છું. આપે જે કાર્ય મને સુપ્રત

કર્યું છે તેને હું મારી શક્તિ પ્રમાણે યથોચિત ન્યાય આપી શકું એવી આશા રાખું છું. ”

“ બૌદ્ધ સમ્રાટ ! ” જયશિખરી બોલ્યોઃ “ આપના જેવા મોટા મનનો શત્રુ મને આપવાને માટે હું જગચ્ચાલકનો અત્યંત આભાર માનું છું. રાજતૃષ્ણાએ કોઇને પણ છોડયા નથી, એ વાત ખરી છે; તદપિ એ તૃષ્ણાને તૃપ્ત કરતાં, સ્થળનો, પાત્રનો અને પેયનો વિચાર કરવો જોઇએ. પરંતુ એવો વિચાર કરનાર મનુષ્ય ક્વચિત્ જ મળી આવે છે અને જેવી ને તેવી સ્થિતિ જગતના ઇતિહાસમાં ચાલુ રહે છે. આજનું કાર્ય પૂર્ણ થયા પછી આવતી કાલે સંગ્રામ-ક્ષેત્રમાં આપણે એક બીજાની સામે ખભા ઠોકતા ઊભા રહેશું એ સત્ય છે. તદપિ આ ઘટિકા પ્રાપ્ત થતાં મને અત્યંત આનંદ થાય છે. એટલુંજ નહિ પણ આ ઘટિકા વેદધર્મી અને બૌદ્ધોના ઇતિહા-સમાં સુવર્ણાક્ષરે અંકિત થઈ રહેશે; અસ્તુ. હવે આજના કાર્યનો પ્રારંભ થવો જોઇએ. બન્ને પક્ષ તરફના યોદ્ધાઓ તૈયારજ છે. ”

“ હા, મારા તરફથી હું પોતે તૈયાર છું.” એમ કહેતો ઇડરનરેશ ગુહાદિત્ય ઢાલ તલવાર લઇને ઊભો થયો અને બોલ્યો કે “ હજી પણ એક વાર હું કહું છું કે જે આરોપ મારા ઉપર મૂકવામાં આવ્યો છે તેમાં સત્યનો લેશ પણ અંશ નથી.”

“ મને પણ એમ લાગે છે કે એવો આરોપ કરવામાં સ્હેજ ઉતાવળ અને અવિચાર થયેલો છે. ” ચંદ્રસેને ટાપસી પૂરી.

“ ચંદ્રસેનજી !” જયશિખરીએ જણાવ્યુંઃ “ આ વિષયમાં મેં મારા હૃદયમાં લેશ પણ ઉતાવળ કિંવા અવિચારને સ્થાન આપ્યું નથી, એમ હું ખાત્રીપુર્વક ભાર દઇને જણાવું છું, અને તેનો પૂરાવો અત્યારે

થનારૂં દ્વંદ્વયુદ્ધ જ આપશે. મારા તરફનો યોદ્ધો પણ તૈયાર છે. "

" પરંતુ એ ક્યાંય પણ દેખાતો નથી. કોણ હશે વારૂ ? " ગુહાદિત્ય મનોગત બોલ્યો.

જયશિખરીએ વીરભદ્રને સૂચના કરી એટલે તે ઉઠીને બોલ્યો: " મહારાજાધીરાજ જયશિખરીનો જય ! તેમની આજ્ઞાથી સર્વને વિદિત કરવાની રજા લઉં છું કે આજે આ રણભૂમિ પર મહારાજા જયશિખરીની તરફથી સિંધી સરદાર વીરધ્વજ ઇડરપતિ ગુહાદિત્યજી સાથે દ્વંદ્વયુદ્ધ કરશે. રાજા ગુહાદિત્યે કેટલાક દિવસો પહેલાં વિજયટેકરી પરથી ગુર્જરરાષ્ટ્રનું નિશાન તોડી ચોરી જઇને, તદ્દ્વારા અમારા મહારાજા અને રાષ્ટ્રનું અપમાન કરેલું છે, એવો આરોપ તેમનાપર છે અને તેની સાબિતી આજના દ્વંદ્વયુદ્ધપર અવલંબી રહેલી છે. "

તે બેસી ગયા પછી વિક્રમાજીતે ઉઠીને કહ્યું: " જે આરોપની હકીકત આપને જણાવવામાં આવી છે, તે સર્વથૈવ ખોટો છે અને તેનું ખોટાપણું રાજા ગુહાદિત્ય મહારાજા જયશિખરીના યોદ્ધાની સાથે યુદ્ધ કરીને સિદ્ધ કરી આપશે. "

એ વખતે ગુહાદિત્ય અને કચ્છાધીશ પરસ્પર ધીમે સ્વરે વાત કરતા હતા. ગુહાદિત્યે કહ્યું: " આ વીરધ્વજ અત્યારે એકાએક ક્યાંથી ઉપસ્થિત થયો ? જેવો જયશિખરી તેવો જ એ ! એની સાથે પ્રસંગ પડ્યો એ કાંઇ ઠીક થયું નહિ. "

" એમાં એટલા બધા ગભરાઇ શા માટે જાઓ છો ! " કચ્છાધીશ હિમ્મત આપવા લાગ્યો: " વીરધ્વજ તમારી પાસે શા હિસાબમાં ? અરે ! એના જેવા વીશ વીરધ્વજ આવે તો પણ હું દરકાર કરૂં નહિ ! "

પાછળ બેઠેલા મદનપાળ અને ગોવિંદ બારોટે પોતાના મહારાજાનું પ્રસ્તુત કથન શ્રવણ કરીને પરસ્પર નેત્રહાસ્ય કર્યું.

ગુહાદિત્યે કહ્યું: " વીરધ્વજનો મને હીસાબ નથી એ ખરૂં, પરંતુ મારૂં મન અત્યારે દ્વિધા બન્યું છે. શત્રુઓની રૂબરૂ મારી પ્રતિષ્ઠાને હાની પહોંચશે, એવી ભીતિ મારા અંતઃકરણમાં ઉત્પન્ન થઇ છે."

" પરંતુ હવે એ ભીતિ નકામી છે. હવે તો એકજ વાત–મરવું કે મારવું ! " કચ્છાધીશે કહ્યું.

ગુહાદિત્ય કશું પણ બોલ્યો નહિ. જયશિખરીએ વીરધ્વજને આગળ કર્યો. વીરધ્વજ મેદાનમાં આવીને બોલ્યો: " હે રણદેવી ! જે પક્ષને માટે અત્યારે હું દ્વંદ્વયુદ્ધ કરનાર છું. એ ખરો છે એવી મારી ખાત્રી છે. તેમાં તું મને સહાય થજે, એવી તને મારી પ્રાર્થના છે ! દ્વંદ્વમાં હું ધર્મબાહ્ય વર્તન કરીશ નહિ. " નમન કરીને તે સ્હેજ પાછો હઠયો.

ગુહાદિત્ય આગળ આવ્યો અને બોલ્યો: " હું પણ પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે મારો પક્ષ ખરો છે અને મારા ઉપર મૂકવામાં આવેલો આરોપ તદ્દન ખોટો છે. " એજ વખતે તેનો શિરપેચ જમીન પર પડી ગયો. એ જોઇને પ્રેક્ષક વર્ગમાં ખળભળાટ થઈ રહ્યો.

બૌદ્ધ સમ્રાટ બોલ્યો: " વીર પુરુષો ! સત્યનો ફલદાતા પરમેશ્વર છે, જેની બાજુ સત્ય હશે તે નિઃસંશય વિજય પ્રાપ્ત કરશે. હવે દ્વંદ્વયુદ્ધની શરૂઆત કરો. "

સમ્રાટની આજ્ઞા થતાં વીરધ્વજ અને ગુહાદિત્ય બન્ને એક

બીજાની સામસામા ધસ્યા. બન્નેની પાસે ઢાલ તલવાર હતી. વીર-ધ્વજ જેમ પટ્ટાબાજીમાં કુશળ હતો તેમ ગુહાદિત્ય પણ કાંઇ તેના કરતાં જાય તેમ ન હતો. પ્રારંભમાં તો કેટલોક સમય સુધી શાંત-પણે યુદ્ધ ચાલ્યા કર્યું. કોઇ કોઇના પર સરસાઇ કરી શકે એમ લા-ગ્યું નહિ. એ પ્રમાણે કરવામાં વીરધ્વજનો હેતુ ગુહાદિત્યને થકવી નાખવાનો હતો. ગુહાદિત્યને થકવી નાખવાનો હતો. ગુહાદિત્યનું મન દોષિત હતું. તે બાહ્યતઃ ગમે તેવો દેખાવ કરતો તદપિ તેનું હૃદય તેને ડંખતું હતું. પોતે નિશાન ચોર્યાની વાર્ત્તા ખરી હતી એમ તે જાણતો હતો. અર્થાત્ એ કારણથી કદાચ વિજય પોતાને નહિ મળે તો, એવી આશંકા તેના મનમાં રહ્યા કરતી હતી, અને શંકાશીળ-તાને લીધે તે જેટલું જોર વાપરવું જોઇએ તેટલું વાપરી શકતો નહિ.

થોડાક સમય પછી બન્ને જણા સ્થિર થઇને ઊભા રહ્યા. વીર-ધ્વજે અન્ય કોઈ શ્રવણ કરી ન શકે એટલા ધીમા સ્વરે ગુહાદિત્યને કહ્યું: "રાજન્! તમારાં નીચ કૃત્યોનો પાર નથી, માટે પરાજય, તમારોજ છે એ નિશ્ચય સમજજો. ધર્મદ્રોહની દરકાર તમે કરી નથી, રાજદ્રોહમાં પણ આગેવાની લીધી છે, વિશ્વાસઘાતકતા એ તમારો સ્વભાવ છે, કપટકુશળતામાં તમે પૂરા છો, શત્રુની સાથે અંદરખા-નેથી મળી જઇ મહારાજા જયશિખરીનું અહિત કરવાના યત્નમાં મણા રાખી નથી, તેમનું નિશાન ચોરીને તેમને અપમાન પહોંચા-ડેલું છે, મારા નિમકહલાલ અને નિર્દોષ શ્વાનને પણ જખમ કર્યો છે, અરે એટલુંજ માત્ર નહિ પરંતુ ગુર્જરેશ્વરનું ખુન કરવાના કાવતરાંમાં પણ તમે ભાગ લીધો છે! તમારાં એ કૃત્યના બદલામાં તમારો નાશ કરી નાખવામાં આવે તો પણ એ સજા ઘણી હલકી



વીરધ્વજ તેની છાતીપર તલવારની અણી રાખીને ઉભા રહ્યા.

પૃષ્ઠ ૩૩૫.

જ ગણાય. પરંતુ શું કરૂં એક કરતાં વધારે જખમ કરવો નહિ એવો નિયમ ઠરાવવામાં આવ્યો છે; નહિતો તમને એવી શિક્ષા કરત કે રીબાઇ રીબાઇને તમારો પ્રાણ જાત !”

“વીરધ્વજ ! મ્હોંયેથી બોલી બતાવવું સ્હેલું છે પરંતુ એ પ્રમાણે કરવું મુસ્કેલ છે. તારા જેવા જુવાનીયા જ્યારે ગુહાદિત્યને સજા કરશે ત્યારે તેનાં ચાળીશ વર્ષો પાણીમાં જ જશે ! ચાલ આવી જા !” એમ કહેતો ગુહાદિત્ય **વીરધ્વજ** પર ધસ્યો. તેણે અત્યંત બળપૂર્વક પોતાની તલવારનો આઘાત **વીરધ્વજ**ના શિર તરફ કર્યો, પરંતુ તેજ પળે **વીરધ્વજે** પોતાની ઢાલ ઉચકીને તે આઘાતને ઢાલ ઉપર ઝીલી લીધો, અને તેટલીજ ચપળતા વાપરીને પોતાની તલવાર વડે ગુહાદિત્યની જાંઘમાં આઘાત કર્યો. તે સાથેજ ગુહાદિત્ય જમીન ઉપર નિશ્ચેષ્ટ બનીને પડી ગયો. **વીરધ્વજ** તેની છાતીપર તલવારની અણી રોપીને ઉભો રહ્યો.

“શાહબાસ ! શાહબાસ ! શાહબાસ ! !” બૌદ્ધ સમ્રાટ અને જયશિખરી એકી સાથે બોલી ઉઠયા. ચંદ્રસેન, કચ્છાધીશ, સુરસેન આદિનાં મુખ નિસ્તેજ બની ગયા.

બૌદ્ધ સમ્રાટ **વીરધ્વજ** પાસે ગયો અને બોલ્યોઃ “ઉઠો, યુવરાજ શુરપાળ ! એ નીચને છોડી દો !”

“કોણ ? શુરપાળ ! એ અહીં કયાંથી ?” જયશિખરી તથા અન્ય રાજકર્ત્તાઓ બોલી ઉઠયા. રૂપસુંદરી અને વિમળદેવીનાં નેત્રોમાં હર્ષાશ્રુ આવી ગયાં હતાં.

“શ્રવણ કરો,” બૌદ્ધસમ્રાટે કહ્યુંઃ “તમને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે. આ ઉદાર અને મોટા મનના યુવરાજ અમુક સમય

સુધી વીરધ્વજ તરીકે અને ત્યાર પછી શીદીના સ્વરૂપમાં આપને વિદિત છે. પરંતુ હવે એ છદ્મનામ ચાલુ રાખવાની તેમને માટે જરૂર નથી. તેઓ મુલતાનાધીશના યુવરાજ અને મહારાજા જય-શિખરીનાં રાણીના બંધુ શુરપાળ પોતેજ છે. ”

જયશિખરીએ અત્યંત પ્રેમપૂર્વક શુરપાળને ગાઢ આલિંગન આપ્યું અને સર્વેએ યુવરાજ શુરપાળના જયનો ધ્વની કર્યો.

યુવરાજે કહ્યું: “બૌદ્ધ સમ્રાટે મારૂં જે ગૌરવ કર્યું છે તેને હું પાત્ર નથી. એનું સત્ર શ્રેય સમ્રાટના સરદાર ગિરિદેવનેજ મળવું જોઇએ. પણ તેઓ કેમ અહીં દેખાતા નથી ?”

“તેજ પ્રમાણે મારા પ્રાણરક્ષક રસેશાચાર્ય પણ દેખાતા નથી !” જયશિખરી બોલ્યો.

“ છે, એ બન્ને જણા પાછલી તરફના તંબુમાં બેઠેલા છે. તમારી ઇચ્છા હોય તો હું જાતે જઇને તેમને બોલાવી લાવું. ” એમ કહીને બૌદ્ધ સમ્રાટ પોતાને કોઇ અટકાવે તે પહેલાં જ ઉઠ્યો અને પાછલી બાજુએ ચાલ્યો ગયો. તે બાજુએ પોતાને માટે રાખ-વામાં આવેલા ખાસ તંબુમાં ગયો. ત્યાં જઇને તેણે રસેશાચાર્યનો પોષાક ધારણ કર્યો. મુખ ઉપર કૃત્રિમ સફેદ દાઢી અને મૂછો લગાવી દીધી. એ વેશમાં પુનઃ તે જયશિખરી વગેરે જ્યાં હતા તે સ્થળે દાખલ થયો. અત્ર ખુલાસો કરવાની જરૂર છે કે બૌદ્ધ સમ્રાટે પોતેજ રસેશાચાર્ય રૂપે વેદધર્મીઓની છાવણીમાં પ્રવેશ કરીને જયશિખરી તથા અન્ય જ્વરપિડિત સૈનિકોને રોગમૂક્ત કર્યા હતા. ખરા રસેશા-ચાર્ય તો અત્યારે કાન્યકુબ્જમાં જ બિરાજતા હતા.

રસેશાચાર્યે આવીને જયશિખરીને આશીર્વાદ આપ્યો. જય-શિખરી ક્ષણભર તેની સામે જોતો સ્તબ્ધ ઉભો રહ્યો. એટલે

વૈદ્યરાજે કહ્યું: " એક સ્થળે એક વિદ્વાને કહ્યું છે કે–રોગગ્રસ્ત મનુષ્ય પોતાના વૈદ્યને તેની ચાલ ઉપરથી ઓળખી લે છે, પરંતુ જ્યારે તે મનુષ્યનું અનારોગ્ય ટળી જાય છે ત્યારે વૈદ્ય સામે ઊભે હોય તો પણ રોગી તેને જાણે ઓળખતો જ ન હોય એવું વર્તન ધારણ કરે છે !–ખરેખર જગતની એવીજ રીત છે ! "

" હું શુદ્ધિમાં છું કે બેભાન છું ! " થોડા સમય પહેલાંજ જે સ્વરનો પરિચય થયો હતો તે કર્ણગોચર થતાં આશ્ચર્યચકિત મુદ્રાથી જયશિખરી બોલી ઉઠયો.

" ત્યારે તો ગિરિદેવ રૂપે મને મળનાર પણ ખુદ સમ્રાટ પોતે જ ! " શુરપાળે મનોગત્ ઉદ્દગાર કર્યો.

" કેમ ? યુવરાજ ! તમારા મિત્ર સરદાર ગિરિદેવને પણ મળવાની ઇચ્છા છે કે ? " વૈદ્યરાજે હસતાં હસતાં પૂછ્યું.

" મહારાજ ! ક્ષમા કરો ! " શુરપાળે કહ્યું અને સમ્રાટે ધારણ કરેલો વૈદ્યનો બનાવટી વેશ કાઢી નાખ્યો. એ જોઇને તો તમામ મનુષ્યો આશ્ચર્યચકિત બની ગયા. જેટલું આશ્ચર્ય ચંદ્રસેન વગેરેને થયું હતું તેટલુંજ સુરસેનાદિને પણ થયું હતું. કેમકે રસેશાચાર્યનું સ્વરૂપ સમ્રાટે ધારણ કરેલું હશે, એવી તેમને અગાઉ ખબર પડી ન હતી. શુરપાળ નમ્રતા પૂર્વક બોલ્યો: " મહારાજ ! મારા અજ્ઞાનને લીધે આપ જેવા સુદક્ષ સમ્રાટનું જે મેં અપમાન કર્યું હતું, તે માટે મને અત્યંત પશ્ચાત્તાપ થાય છે. "

" સમ્રાટ ! " જયશિખરીએ કહ્યું: " હું તમારો કટ્ટો શત્રુ હોવા છતાં પણ તમે રસેશાચાર્યરૂપે અમારી છાવણીમાં નિર્ભયપણે પ્રવેશ કરીને મારા પ્રાણનું રક્ષણ કર્યું, એ આપની કૃતિ અસાધારણ

છે. અજ્ઞાનના લીધે મારા હસ્તે આપની જે કાંઈ હેલના થયેલી છે, તે માટે હું પણ આપની ક્ષમા યાચું છું. ”

“ પણ હજી સુધી આનંદગિરિ સ્વામી કેમ ન આવ્યા ? ” સમ્રાટે મનોગત પ્રસ્તુત શબ્દોનો ઉચ્ચાર કરીને પ્રકટપણે કહ્યું: “ મહારાજ ! આપ એ બાબત લેશ પણ મનમાં આણશો નહિ. ચાલો, આપણું હાલનું કાર્ય પ્રથમ પૂર્ણ કરી નાખીએ. આજના કાર્યમાં આપે સર્વેએ મને પ્રમુખત્વ આપેલું છે. એટલે જે બાબતનું પરિણામ આજના દ્વંદ્વયુદ્ધમાં થયું છે, તેનો નિકાલ આણવો જોઇએ. ગુહાદિત્યજી ! આગળ આવો ! ” છેલ્લું વાક્ય તેણે શુદ્ધિમાં આવેલા ગુહાદિત્યને અનુલક્ષીને કહ્યું હતું: “ બોલો, તમારા ઉપરનો આરોપ પૂરાવાથી સાબિત થાય છે કે નહિ ? ”

“ હા, હું સર્વસ્વ અપરાધી છું. ” ગુહાદિત્યે કહ્યું: “ પરંતુ માત્ર—”

“ તમામ અપરાધ તમારો એકલાનો જ નથી, એ અમારા જાણવામાં છે. ” સમ્રાટે કહ્યું: “ તમે તમારા ભાગીદારોનાં નામ જણાવશોને ! કચ્છાધીશે તમને કેટલી મદદ કરી હતી ? ”

પરંતુ ગુહાદિત્ય કશો પણ જવાબ આપે તે પહેલાં જ કચ્છાધીશ આગળ આવીને બોલી ઉઠયા: “ નિશાનની ચોરીમાં મારો બિલકુલ હાથ નથી. ગુહાદિત્યજીએ કબૂલ કર્યા મુજબ તેમણે એકલાએ જ નિશાનના દંડનો ભંગ કરીને કપડું ચોરી લીધું હતું. વીરધ્વજના કૂતરાને જખમ પણ તેમણેજ કર્યો હતો. ભવિષ્યમાં કોઇ મારા ઉપર પણ આરોપ મૂકશે એવી મને શંકા હતીજ અને એ

કારણથી હું દૂરનો દૂર રહ્યો હતો. આ સંબંધમાં આપ માગો તેટલા સાક્ષી પૂરનારા ઊભા કરવાને હું તૈયાર છું. ”

સર્વ શ્રોતાજનો કચ્છાધીશનો મૂર્ખતા ભર્યો બચાવ સાંભળીને હસવા લાગ્યા. સમ્રાટે કહ્યું: “ અત્યાર સુધી તો અમને આપનાપર સંશય માત્ર જ હતો. પરંતુ અત્યારે એ સંશય બિલકુલ દૂર થઇ ગયો છે. કેમકે તમારામાં આટલી દિર્ઘદર્શિતા હશે એ વાતની અત્યારે સુધી અમને માહિતી ન હતી ! વારૂ, ચંદ્રસેનજી ! આ વિષયમાં આપને કાંઈ માહિતી છે કે નહિ ? ”

પોતાને કરવામાં આવેલા પ્રશ્નથી ચંદ્રસેન ચમક્યો. તથાપિ બાહ્યતઃ શાંતિ રાખીને તે બોલ્યો: “ મને માહિતી ક્યાંથી હોય ? કારણકે એ બાબત સાથે મને કશો પણ સંબંધજ નથી. ”

“ વારૂ, એ બાબતની માહિતી નથી, પરંતુ મહારાજા જયશિખરીનું ખૂન કરવાનો પ્રયત્ન કોણે અને કોની ઉશ્કેરણીથી કર્યો હતો એ આપના જાણવામાં છે કે નહિ ? ” સમ્રાટે દ્વિતીય પ્રશ્ન કર્યો.

“ ગુર્જરેશ્વરના ખૂનનો પ્રયત્ન ! અને તે પણ મારા જાણવામાં ? ” આશ્ચર્યચકિત મુદ્રાપૂર્વક ચંદ્રસેન બોલ્યો.

“ હા, એક મનુષ્યને તમે અને ગુહાદિત્યે પાંચસો સુવર્ણ મુદ્રિકાની લાલચ આપીને ગુર્જરેશ્વરનું ખૂન કરવાને પ્રેરેલો હોવાની અફવા સર્વત્ર પ્રસરી રહી છે. ” શુરપાળે કહ્યું:

“ આવો નીચ આરોપ મારા ઉપર કેવળ સંશયબુદ્ધિને લીધેજ મૂકવામાં આવે છે. ” શુરપાળ તરફ ક્રાતર દષ્ટિએ જોતો ચંદ્રસેન બોલ્યો: “ ગુર્જરેશ્વર ઉપર કોઇ દુષ્ટ મનુષ્યે કટાર ઉચકી હતી; પરંતુ તે દુષ્ટ સ્વતઃ જ માર્યો ગયો એવું મારા સાંભળવામાં આવ્યું છે.

ગુહાદિત્ય, કચ્છાધીશ અને હું અમે પરસ્પરના સ્નેહી છીએ, એટલા માટે એકના હાથે યઃકશ્ચિત્ ગુન્હો બન્યો તેટલા ખાતર તમામ ગુન્હા અમેજ કર્યા છે એમ કહેવું એ તો એક મહાન્ અન્યાય અને જૂલમ ગણાય. એ ખૂની મનુષ્ય મરણ પામેલો હોવાથી આ નીચ આરોપનું આરોપણ અમારા ઉપર કરવાની આપને સગવડ મળી છે ! ”

“ એ તમારી ભૂલ છે. ” સમ્રાટે કહ્યું: “ માત્ર આ એકજ નહિ, પરંતુ આથી પણ વિશેષ ગંભિર આરોપ તમારા ઉપર, કચ્છાધીશ ઉપર અને ગુહાદિત્ય તથા વિક્રમાજીત ઉપર મૂકી શકાય તેમ છે. પરંતુ પ્રથમ આ ખૂનના આરોપનો નિકાલ આણીએ. ગુર્જરેશ્વર! તમારા માણસને આજ્ઞા કરીને જે મનુષ્યે ગવૈયાના રૂપે તમારી સન્મુખ હાજર થઇ તમારૂં ખૂન કરવાને યત્ન કર્યો હતો તેને બોલાવો. ”

એ શબ્દો શ્રવણ કરતાં જ ચંદ્રસેન ઉજળો પુણી જેવો બની ગયો. ગુહાદિત્ય વગેરેના પણ રામ રમી ગયા. જયશિખરીએ વીરભદ્રને નેત્રસંકેત કર્યો એટલે તે જઇને એક સૈનિકની સાથે મોહનદેવને હાથમાં કડી નાખીને લઇ આવ્યો.

“ ચંદ્રસેનજી ! આ તમારો વિશ્વાસુ અનુચર મોહનદેવ ખરો કે નહિ ? ” સમ્રાટે પૂછ્યું: “ કેમ ? હવે તમારે તમારા બચાવમાં કશું પણ કહેવાનું છે ખરૂં ? ”

ચંદ્રસેન તદ્દન મૌન જ રહ્યો. ગુહાદિત્ય વિક્રમાજીત આદિનાં મુખ પણ કાળા શાહી જેવાં બની ગયાં. તેમની પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિ કરતો સમ્રાટ વીરભદ્રને ઉદ્દેશીને બોલ્યો: “ વીરભદ્ર ! આ લોકોના સંબંધમાં તમારે કશું પણ કહેવાનું છે ? ”

" મહારાજ ! " વીરભદ્ર નમન કરીને બોલ્યો: " હું અમારા પક્ષના ચંદ્રસેનજી, કચ્છાધીશ, ગુહાદિત્ય અને વિક્રમાજીત ઉપર તથા આપના પક્ષના સુરસેન, ધ્રુવપટ્ટ અને આપની પાછળ બેઠેલા આપના ત્રણ સરદાર ઉપર રાજ્યદ્રોહનો તથા ધર્મદ્રોહનો આરોપ મૂકું છું. "

એ સર્વની તરફ દૃષ્ટિ કરતો સમ્રાટ બોલ્યો: " કેમ ? વીરભદ્રે જે આરોપ મૂક્યો છે, એ તમે કબૂલી લ્યો છો કે તેનો પૂરાવો તે રજુ કરે એવી તમારી ઇચ્છા છે ? "

" મહારાજ ! વેદધર્મી રાજ્યકર્ત્તાઓ પર વીરભદ્રે મુકેલા આરોપના સંબંધમાં મારે કશું પણ કહેવાનું નથી, પરંતુ અમારા ઉપર આવો ભયંકર આરોપ મૂકવાની ધૃષ્ટતા તેમણે શા આધારે કરી છે એ તેમણે જણાવવું જોઇએ. "

" બરોબર છે, વીરભદ્ર! તમારે તમારા કથનની સાબિતી આપવી જોઇએ. " સમ્રાટે પૂરાવાની માગણી કરી.

"હું સાબિતી આપવાને તૈયાર છું." વીરભદ્ર બોલ્યો: " અરે એમ શા માટે ? સુરસેનજીની પોતાની પાસે જ એ સાબિતી મોજુદ હોવી જોઇએ. એમની વચ્ચે જે દસ્તાવેજ ભદ્રેશ્વરી દેવીના મંદિરમાં કાર્તિકી પૂર્ણીમાની મધ્યરાત્રે થયો હતો અને જેના ઉપર એમની સર્વની તથા એક વિશેષ વ્યક્તિની સહી છે, તે દસ્તાવેજ સુરસેનજીએ પોતાની છાતી પાસે છૂપાવ્યો હતો. અત્યારે પણ મારા ધારવા પ્રમાણે એ દસ્તાવેજ તેમની પાસે જ હોવો જોઇએ. કેમકે એવો અગત્યનો દસ્તાવેજ તેઓ અન્ય સ્થળે મૂકીને આવે એમ માની શકાતું નથી. "

વીરભદ્રના પ્રસ્તુત કથનથી સુરસેન તો ડઘાઈ જ ગયો. આ

વાત ખૂલ્લી પડશે એવી તો તેને કલ્પના પણ ન હતી. એ દસ્તાવેજ અત્યારે પણ તેની છાતી પાસે જ વસ્ત્રની અંદર છૂપાયેલો હતો. સમ્રાટે રોષદૃષ્ટિ પૂર્વક તેની સામે જોતાં કહ્યું: "સુરસેન ! તમે મારા જમાઈ છો. પરંતુ તમારી નીચતા હું જાણી ગયો છું. જે દિવસે છેલ્લું યુદ્ધ થયું તે દિવસે રાત્રીએ તમારી અને તમારા સરદાર સામંતની વચ્ચે થયેલી વાત મારા સાંભળવામાં આવી છે. યુદ્ધના નિયમનો ભંગ કરીને મારી આજ્ઞા વિરૂદ્ધ તમે સામંતને ગુર્જરેશ્વરનાં રાણી અને ભગિનીનું હરણ કરવાને મોકલ્યો હતો, એ મારા જાણવામાં છે. વળી ત્યાર પછી વ્યાસેશ્વરના મંદિરમાં વિમળદેવીને ફસાવી તેમની સાથે ગાંધર્વલગ્ન કરવાના તમારા યત્ન વખતે પણ હું આનંદગિરિ સ્વામીના આશ્રમમાં હોવાથી એ બનાવ મારાથી છૂપો રહી શક્યો નથી. તમારાં એ બે નીચતા ભર્યાં કૃત્યો જ તમારી દુષ્ટતા સિદ્ધ કરવાને માટે પૂરતાં છે; અસ્તુ. જે દસ્તાવેજ સંબંધી વીરભદ્રે જણાવ્યું છે, તે તમારી પાસે હોય તો રજુ કરો. જો અસત્ય બોલશો તો તમારૂં લેશ પણ માન નહિ રાખતાં સૈનિકો પાસે તમારા શરીરની જડતી લેવરાવવી પડશે."

સુરસેને જોયું કે હવે પોતાની કપટકુશળતાનો અહીં ઉપયોગ થઇ શકે તેમ નથી. એટલે મૌનપણે તેણે એ દસ્તાવેજ બહાર કાઢીને સમ્રાટને આપ્યો. સમ્રાટે એ દસ્તાવેજ વાંચી જોયો અને પછી વીરભદ્રને ઉદ્દેશીને પૂછ્યું: "આ હકીકત તમારા જાણવામાં ક્યાંથી આવી અને આ દસ્તાવેજમાં સર્વની નીચે સહી કરનાર વ્યક્તિ કોણ?"

"રાજેન્દ્ર ! એ વ્યક્તિ હું પોતેજ છું." વીરભદ્રે કહ્યું. વાચકો જાણે છે કે એક વ્યક્તિએ ચંદ્રસેન અને સામંત વચ્ચેનું ભાષણ તંબુની પાછળ તથા પછીથી ચંદ્રસેનના પલંગ નીચે ભરાઈ

રહીને ગુપ્તપણે સાંભળી લીધું હતું. તે પછી જ્યારે સામંત સન્યાસીના રૂપમાં આવ્યો ત્યારે પણ તેજ વ્યક્તિએ સામંતના છેવટના શબ્દો—ભદ્રેશ્વરીમાં કાર્તિકી પુર્ણિમાની મધ્યરાત્રીએ આવવાના સંબંધમાં શ્રવણ કર્યાં હતા. તે વ્યક્તિએ ભદ્રેશ્વરીમાં મળેલા કારસ્થાનીઓના ગુપ્ત મંડલમાં પણ પ્રવેશ કર્યો હતો. તે વ્યક્તિ બીજી કોઇ નહિ, પરંતુ વીરભદ્ર પોતેજ હતો. તેણે અથથી તે ઇતિ સુધી સર્વ હકીકત નિવેદન કરી. એ વખતે હાજર રહેલા સર્વ રાજ્યકર્ત્તાઓને જેમની ઉપર વીરભદ્રે આરોપ મૂકયો હતો તેમના તરફ તીરસ્કાર છૂટયો. સુરસેન, ચંદ્રસેન, કચ્છાધીશ આદિ તો નિમ્નમુખ કરીને મૌનપણે બેસી રહ્યા હતા. આટલો રાજ્જડ પૂરાવો રજુ થયા પછી તેઓ પોતાના બચાવમાં કશું પણ કહે તો તે નિરર્થક જ હતું. એટલે તેમણે મૌન રહેવામાં જ ડહાપણ માન્યું.

સમ્રાટે કહ્યું: “ ધ્રુવપટુ ! આ વિષયમાં તમે સુરસેનના કાવતરાના ભોગ થઈ પડેલા હોવાથી તથા તેમના કહેવા મુજબ દોરાયેલા હોવાથી તમને હું ક્ષમા આપું છું. પરંતુ આશા રાખું છું કે ભવિષ્યમાં આવા પ્રકારનું નીચ કૃત્ય તમારા હસ્તે થવા પામશે નહિ. ”

પોતાને મળેલી માફીથી ધ્રુવપટુને એટલો આનંદ થયો કે તેનું વર્ણન કરી શકાય તેમ નથી.

પછી સમ્રાટે આગળ કહેવા માંડયું: “ સુરસેન ! તમારો ગુન્હો સર્વ કરતાં ગંભિર છે. તમે અયોગ્ય રીતે વિમળદેવીને પ્રાપ્ત કરવાને જ ધર્મયુદ્ધના બહાના નીચે આ ઝગડો મચાવ્યો હતો. એટલુંજ નહિ પરંતુ ત્યાર પછી પણ અનેક કારસ્થાનો તમે કરેલાં છે. તે માટે તમને ભયંકરમાં ભયંકર શાસન કરવામાં આવે તો તે પણ ઓછું

જ ગણાશે. પરંતુ તમે મારા જમાઇ હોવાથી બીજી સજા નહિ કરતાં તમને રાજ્ય ઉપરથી પદભ્રષ્ટ કરૂં છું. કારણકે તમારા જેવા નીચ, લંપટ અને કપટી રાજકર્ત્તાના અધિકાર નીચે રહેલી પ્રજાને કદી પણ શાંતિ કે સુખ મળી શકે તેમ નથી. તમારા સરદાર સામંતને જીવનપર્યંત કારાગૃહમાં રાખવાની આજ્ઞા કરૂં છું."

પછી તે પોતાના સરદારો તરફ ફર્યો અને બોલ્યો: "તમે મારા વિશ્વાસુ સરદારો હોવા છતાં આ કાવતરામાં તમારા ક્ષુદ્ર સ્વાર્થને ખાતર ભાગ લઇને મારા વિશ્વાસનો ભંગ કર્યો છે; જેથી મારા નામને તથા તમારા સ્વધર્મને તમે કલંક ચોટાડેલું છે. આજે મારી આંખ ખૂલી છે અને હું જોઇ શકયો છું કે અધિકાર વગર મૂકવામાં આવેલા વિશ્વાસનું સુફળ પ્રાપ્ત થતું નથી; અસ્તુ. તમને પણ સામંતની માફક જન્મકેદની જ સજા કરૂં છું. વેદધર્મી કાવતરાખોરોના સંબંધમાં મારે પોતાને કશું પણ કહેવાનું નથી. તેમના સંબંધમાં ગુર્જરેશ્વર તથા વેદધર્મ રાજમંડળને યોગ્ય લાગે તેમ કરો."

હવે જયશિખરી બોલ્યો: "અમારા રાજમંડળની દૃષ્ટિએ સૌરાષ્ટ્રાધીશ, કચ્છાધીશ, ગુહાદિત્ય અને વિક્રમાજીતનો ગુન્હો અત્યંત ગંભિર છે. તેમની ખટપટને પરિણામે જ આપણી વચ્ચે છેલ્લું યુદ્ધ થવા પામ્યું હતું; જો તેમણે ખટપટ ન કરી હોત તો આપણી વચ્ચે સુલેહ થઈ ગઈ હોત અને અત્યારે તો સર્વત્ર શાંતિ પથરાઇ રહી હોત. પરંતુ જે બની ગયું તે હવે નહિ બનેલું થનાર નથી; અને એ માટે પ્રારબ્ધ સિવાય અંન્ય કોઇને દોષ આપવો નકામો છે. અત્યારે વેદધર્મ રાજ્યમંડળના સર્વે સભાસદો અત્ર હાજર છે. તેમના તરફથી હું તે મંડળના પ્રમુખ તરીકે અમારા પક્ષના કાવતરાખોરોને માફી આપવાનું જ વાજબી માનું છું. પરંતુ એટલું કહું છું

કે પુનઃ જો મારી વિરૂધમાં કશું પણ કાવતરૂં કરતા કે ખટપટ જગાડતા તેઓ માલૂમ પડશે તો હું એનો બદલો યથેચ્છ રીતે લીધા સિવાય રહીશ નહિ. ”

હવે કચ્છાધીશના જીવમાં જીવ આવ્યો. ચંદ્રસેન તો અત્યંત શરમીંદો બની ગયો હતો.

વિક્રમાજીત અને ગુહાદિત્યને પણ શાંતિ થઇ. પછી જયશિખરીએ સમ્રાટને ઉદ્દેશીને કહ્યુંઃ “ સમ્રાટ હવે એક વાત મારે કહેવાની રહી છે. યુવરાજ શુરપાળના મારા ઉપર અનેક ઉપકાર હોવા છતાં ક્રોધવશ બનીને તેમના જેવા વીર પુરુષનું મેં જે અપમાન કર્યું હતું તેનો હું બદલો આપવા માગું છું. પરંતુ આપ મને એટલું જણાવો કે વીરધ્વજ એ શુરપાળ છે એવું આપના જાણવામાં ક્યાંથી આવ્યું ? ”

“ એ હકીકત જણાવવાનો જેમનો અધિકાર છે, એ આનંદગિરિ સ્વામી હવે અલ્પ સમયમાં આવી પહોંચશે. અહો ! જૂઓ, સામે ભગવાં વસ્ત્રધારી એ સાધુ પુરુષ આવતા જણાય છે. તેઓ તમને એ હકીકત નિવેદન કરશે. ”

આનંદગિરિ સ્વામીએ મંડપમાં પ્રવેશ કર્યો કે જયશિખરી, સમ્રાટ આદિ સર્વેએ ઊભા થઇને તેમને વંદન કર્યું. પછી સ્વામીજી બોલ્યાઃ “ કાં ગુર્જરેશ્વર ! આ સન્યાસીનું કથન સત્ય ઠર્યું કે નહિ ? ”

“ મહારાજ ! હું પામર છું. ” જયશિખરી બોલ્યોઃ “ અવિચારથી અંધ બનીને મેં આપનો અનાદર કર્યો હતો; એ માટે મને અત્યંત પશ્ચાત્તાપ થાય છે, પરંતુ એ માટે આપ જ્ઞાનીજન મને ક્ષમા કરશો એવી પ્રાર્થના છે. ”

"રાજન્ ! તું મોટા મનનો છે એ હું જાણું છું. પરંતુ તારો સ્વભાવ ઉતાવળીઓ હોવાથી ક્વચિત્ તારે હસ્તે એવું કાર્ય થઇ જાય છે કે જેને માટે પશ્ચાત્તાપ કરવાની તને પાછળથી ફરજ પડે છે. માટે એવો સ્વભાવ ન રાખવો અને '**क्षमा वीरस्य भूषणम् ।**' એ સૂત્રને અનુસરવું, એવી મારી તને ભલામણ છે. આજના પ્રસંગ પરથી અને આ સભાના દેખાવ પરથી સત્ય પ્રકટ થઈ ચૂક્યું છે એમ જણાઇ આવે છે, તે સાથે **વીરધ્વજ** એ એક સામાન્ય સરદાર કિંવા સૈનિક નહિ પરંતુ મુલતાનના યુવરાજ શુરપાળ છે એમ પણ બૌદ્ધ સમ્રાટ તરફથી તમારા જાણવામાં આવ્યું હશે. વાસ્તવિક હકીકત એવી છે કે યુવરાજનો ઇરાદો આ ધર્મયુદ્ધમાં એક સામાન્ય સૈનિક તરીકે ભાગ લઇને પોતાના પરાક્રમથી સત્ કીર્ત્તિ પ્રાપ્ત કરવાનો હતો; તે સાથે એક વ્યક્તિના હૃદયના શુદ્ધ પ્રેમને પોતાના તરફ આકર્ષવાનો હતો. યુવરાજે પોતાના એ કર્ત્તવ્યને યથાસ્થિત રૂપે સિદ્ધ કર્યું છે. એમનું ધૈર્ય અનુપમ છે. તેને માટે એક જ દૃષ્ટાન્ત બસ છે કે પોતાનું મૃત્યુ સમીપમાં જ છે, એમ જાણવા છતાં પણ તેમણે પોતાનું ખરૂં નામ પ્રકટ કર્યું ન હતું. આવા વીર પુરુષનું જો મૃત્યુ નિપજ્યું હોત, તો ગુર્જરેશ્વર ! તમારા નામને મોટું કલંક લાગત અને જ્યારે સત્ય વાર્ત્તા પ્રકટ થાત ત્યારે પછી જીવનપર્યંત તમને પશ્ચાત્તાપ થયા કરત ! "



# પ્રકરણ ૩૭ મું.

## આનંદગિરિ કોણ ?

" મહારાજ ! આપનું કથન સત્ય છે. જો એ બનાવ બન્યો હોત તો હું ઇશ્વરનો મહાન્ અપરાધી ઠરત, આવા વિશ્વાસુ મિત્ર ઉપર અસત્ય આરોપ મૂકવાના પાતકથી હું કેવી રીતે મૂક્ત થઇ શકીશ ? પરંતુ સ્વામીજી ! એ હકીકત આપના જાણવામાં કેવી રીતે આવી ? " જયશિખરીએ પ્રશ્ન કર્યો

" જ્યારે યુવરાજ વેદધર્મ રાજમંડળ પાસેથી સુલેહને લગત શરતોનો મુસદ્દો લઇને મારી પાસે આવ્યા, તે વખતે તેમની સા થયેલા સંભાષણમાં અમુક વિષયમાં મને તેમના પિતાએ વિશ્વાસને ભંગ કર્યો છે એવી મને શંકા આવી હતી. મારી એ શંકાનું નિવાર કરવાને માટે યુવરાજને પોતાનું સત્ય નામ મારી પાસે જાહેર કર વાની ફરજ પડી હતી. પછી એ હકીકત મેં બૌદ્ધ સમ્રાટને જણાવ હતી. તેમજ બૌદ્ધ સમ્રાટ સાથે તેમના જમાઇ સુરસેને કરેલી ખ પટના સંબંધમાં પણ મારે વાતચીત થઇ હતી. ત્યાર પછી બૌદ્ધ સમ્રાટનું વલણ બદલાયું અને ભવિષ્યમાં યુદ્ધ કરીને નિરર્થ મનુષ્યહત્યા નહિ કરાવતાં વેદધર્મીઓ સાથે સુલેહ કરવાનો તેમ નિશ્ચય કર્યો. તેમનો એ નિશ્ચય વાજબી છે અને બન્ને પક્ષને લાભ કર્તા છે. " આનંદગિરિએ જણાવ્યું.

" હું પણ આપની આજ્ઞાને આધીન જ છું. " જયશિખરીએ સંમતી દર્શાવી અને કહ્યું: " કાન્યકુબ્જાધીશ જેવા સચ્ચરિ

રાજન્‌ની સાથે યુદ્ધ કરવા કરતાં સુલેહ કરવી એજ ઉત્તમ છે. યુવરાજ શુરપાળ ! આપ મને ક્ષમા કરશો, અને મારા વર્ત્તનને લીધે આપને જે કષ્ટ થયું છે તેના અલ્પ બદલા તરીકે જે ભેટ હું આપને કરવા માગું છું તેનો કૃપા કરીને સ્વીકાર કરશો. મારી પ્રિય ભગિની વિમળદેવી સૂર્યવંશી રાજકન્યા છે. તેનો અને આપનો પરસ્પર પ્રેમ છે, એ મારા જાણવામાં છે. તે પોતે પોતાના હૃદયથી આપને પોતાના પતિ તરીકે માની ચૂકી છે; માટે આપ પણ તેને આપની ધર્મપત્ની અને સહચારિણી બનાવશો. ”

“ આ યુગ્મ અને આ વિધિ મને અત્યંત પસંદ પડ્યો છે.” સમ્રાટે કહ્યું: “ જે મારી ધારણા હતી તે આજે પાર પડી છે, એથી મને અત્યાનંદ થયો છે. મારા એ આનંદને વ્યાવહારિક રીતે પ્રકટ કરવાને તથા આ યુગ્મના સન્માન પ્રીત્યર્થં આજથી નર્મદાના કિનારાનાં તિર્થસ્થળો ઉપરની મારી હકુમત હું છોડી દઉં છું અને એ તમામ પ્રદેશ હું કાયમને માટે મહારાજા જયશિખરીને સુપ્રત કરૂં છું. એટલે હવે ભવિષ્યમાં આપણી વચ્ચે યુદ્ધ થવાનો સંભવ રહેતોજ નથી. ”

સમ્રાટની આ ઉદારતા પ્રશંસનીય છે. ” આનંદગિરિએ કહ્યું: “ બૌદ્ધ સંપ્રદાયના જો તમામ અનુયાયીઓ સમ્રાટના જેવા સુસ્વભાવી હોય તો એ સંપ્રદાય વૈદિક સંપ્રદાયનું સ્થાન લે તેમાં હું કશો પણ વાંધો જોતો નથી. ”

તત્પશ્ચાત્ જયશિખરીએ શુરપાળને ઉદ્દેશીને કહ્યું: “ યુવરાજ ! તમારા શિકારી કૂતરાએ પણ અમારી સારી સેવા બજાવી છે. માટે તેના ખર્ચ સારૂં હું તમને પસંદ પડે તે એક ગામ બક્ષિસ આપવા

ઇચ્છું છું; અને જે વિજયટેકરી ઉપર તેણે પોતાનું પરાક્રમ દર્શાવ્યું છે એ ટેકરીપર તેના નામનો એક સ્થંભ ઊભો કરવા ધારૂં છું."

"મહારાજ! આપનો મારાપર થયેલો ઉપકાર અનહદ છે." શુરપાળે કહ્યું: "તેના યત્કિંચિત્ બદલા તરીકે હું આપની પાસે માગી લઉં છું કે મને જીવનપર્યંત આપની સેવામાં રાખશો. હું એક રાજ્યનો ભવિષ્યનો માલિક છું એવી કલ્પના નહિ કરતાં મને હાલની માફક આપનો સેવક જ સમજજો."

"હા ! રાજન ! પ્રસંગોપાત યુવરાજ તમને બહુજ ઉપયોગી થઇ પડશે. આનંદગિરિ બોલ્યા.

"પરંતુ, સ્વામીજી !" જયશિખરીએ કહ્યું: "આપના ઉપકારોનું–આપની ધર્મપ્રીતિનું અને આપે આ ધર્મયુદ્ધને માટે પ્રેરેલા ઉત્સાહનું મને વિસ્મરણ થયું નથી. કહો, આપને માટે હું શું કરૂં? પરંતુ આપ એક સન્યાસી હોવા છતાં રાજ્યદ્વારી બાબતમાં આટલી બધી કુશળતા ધરાવો છો તેનું કારણ શું? આપની બુદ્ધિમત્તા, વિચિક્ષણતા આદિ પરથી જણાઇ આવે છે કે આપ સન્યાસીના વેશમાં કોઈ રાજ્યદ્વારી મહા પુરૂષ હોવા જોઇએ."

"હા, મને પણ એમજ લાગે છે." સમ્રાટે કહ્યું: "મહારાજ! આ પ્રસંગે આપના પૂર્વાશ્રમની પિછાન કરાવો અને મને પણ આપની ઇચ્છા તૃપ્ત કરવાનો લાભ આપો."

"જ્યારે તમારી સર્વની ઇચ્છા છે તો મારે મારા પુર્વાશ્રમને છૂપાવવાનું કશું પણ કારણ નથી." સ્વામીજીએ કહ્યું: "ગુર્જરેશ્વર ! તમારા દાદા આનંદસેનને તો તમે જાણતાજ હશો. તમારો જન્મ થયો તેના ઘણાં વર્ષ પહેલાંથી તેઓ એકાએક અદૃષ્ય થઇ ગયા હતા.–"

" હા હા, એ ખરૂં છે. એ વાત મારા પિતાશ્રીએ મને જણાવી હતી. પરંતુ એમનું અત્યારે સ્મરણ કરવાનું શું કારણ ? " જયશિખરી વચ્ચે બોલી ઉઠયો.

" એ આનંદસેન તે હું પોતે જ ! " સ્વામીજી શાંત અને ગંભિર સ્વરે બોલ્યા.

" કોણ દાદા આનંદસેન ! અને તે આ વેશમાં ? " એમ કહેતો જયશિખરી દોડતો જઇને સ્વામીજીના ચરણમાં પડયો. તેનાં નેત્રોમાંથી અશ્રુ વહ્યાં જતાં હતાં. આ દસ્યની અન્ય સભાજનો ઉપર પણ હૃદયદ્રાવક અસર નિપજી હતી.

" ઉઠ, વત્સ ! ઉઠ. તેં ચાપોત્કટ વંશને અજવાળ્યો છે તારૂં કલ્યાણ થાઓ. " આનંદગિરિ સ્વામીએ કહ્યું: " યુવાવસ્થાના પ્રારંભમાં જ મને અમુક કારણથી આ સંસાર ઉપર કંટાળો આવી ગયો એટલે તેનો ત્યાગ કરીને હું ચાલી નિકળ્યો. મેં પાંચ-સાત વખત આર્યાવર્તની પ્રદક્ષણા કરી છે, તે દરમિયાન અનેક મહાત્માઓના સંસર્ગમાં આવવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો છે. એક વિદ્વાન સન્યાસી પાસે મેં સંન્યસ્તની દિક્ષા લઇ લીધી અને આપણાં શાસ્ત્રોનો યથોચિત અભ્યાસ કર્યો. ત્યાર પછી કેટલાક વર્ષો બાદ હું નર્મદા તીરે આવીને રહ્યો. મેં આનંદસેનને બદલે આનંદગિરિ નામ ધારણ કર્યું હતું. મેં સન્યસ્ત દશા સ્વીકારી તો ખરી, પરંતુ આપણાં તિર્થસ્થળોનું અપમાન અને ધર્મની અવહેલના થતી જોઇને મારા અંતઃકરણના ઊંડાણમાં વાસ કરી રહેલું ક્ષાત્રત્વ ઉછળી આવતું હતું. એ કારણથી અહીંનાં બ્રાહ્મણોની આગેવાની લઇને મેં તમને ધર્મયુદ્ધમાં પ્રેરાવાને ઉશ્કેર્યા હતા. "

થોડીવાર વિશ્રાંતિ લીધા પછી તે બોલ્યાઃ "વારૂ, તેં અને સમ્રાટે મારી ઇચ્છાને તૃપ્ત કરવાની ઉત્કંઠા દર્શાવી છે. આટલી વૃદ્ધાવસ્થાએ મને આ દશામાં હવે બીજી કશી પણ વાસના રહી નથી. માત્ર એક વાસના છે અને તે જો તમે પૂર્ણ કરો તો મને અત્યંત સંતોષ થશે."

"આપની શી ઇચ્છા છે?" જયશિખરી બોલ્યોઃ "એ ઇચ્છાને તૃપ્ત કરવામાં ગમે તેટલી મુશ્કેલી નડે તેમ હશે તો પણ એની હું દરકાર કરીશ નહિ."

"એમાં મુશ્કેલી નડે તેમ તો છે જ નહિ." આનંદગિરિએ કહ્યું: "સામાન્ય રીતે ગુન્હો કરનારા મનુષ્યોને કારાગૃહનિવાસી બનાવવામાં આવે છે. એ વાત યોગ્ય છે. તેમને અમુક સમય સુધી કારાગૃહમાં રાખવાથી તેમના મનમાં પશ્ચાત્તાપ થાય અને ભવિષ્યમાં તેઓ દુષ્કૃત્ય કરતા અટકે એવો હેતુ રાખવામાં આવેલો હોય છે. પરંતુ એ ઉદ્દેશ પાર પડતો હોય એવું વ્યવહારમાં દ્રશ્યમાન્ થતું નથી. જેણે એક વખત ગુન્હો કર્યો તે સજા થવા છતાંયે પુનઃ અને પુનઃ અગાઉ કરતાં પણ વિશેષ મોટા અને ભયંકર ગુન્હાઓ કરવાને લલચાય છે. આમ થવા ન પામે તે માટે એક ઉપાય મને સુજ્યો છે. એ ઉપાય છે સરલ અને જો તેને દ્રઢતા પૂર્વક અમલમાં મેલવામાં આવે તો ધીમે ધીમે ભવિષ્યમાં એક વખત એવો પ્રસંગ આવે કે કારાગૃહની આવશ્યકતા જ રહે નહિ. તે ઉપાય એ છે કે જેમને કારાગૃહમાં મોકલવામાં આવે તેઓ જ્યાં સુધી કારાગૃહમાં રહે ત્યાં સુધી તેમને કેવળ ગાયના દુધના જ આહાર ઉપર રાખવા. આથી તેમના માનસિક જીવનમાં બિલકુલ ફેરફાર થઇ ગયા સિવાય રહેશે નહિ; અને ગમે તેવો ગુન્હો કરનારને પણ છ વર્ષથી ઓછી

સજા કરવી નહિ. દરેક મનુષ્યના શરીરમાં છ વર્ષમાં તમામ પરમાણું નૂતન બની જાય છે. અર્થાત્ છ વર્ષ પર્યંત જો દુધનો પ્રયોગ ચાલુ રહે તો તે મનુષ્યને પુનર્જન્મજ પ્રાપ્ત થયો છે, એમ ગણી શકાય. એથી તેના બાહ્યકરણ-પંચજ્ઞાનેન્દ્રિય અને પંચ કર્મેન્દ્રિયની સાથે અંતઃકરણ-ચિત્ત, બુદ્ધિ, મન અને અહંકારમાં મોટો ફેરફાર થઈ જાય અને તેની દુર્વાસનાઓ ટળી જઇને કારાગૃહમાંથી બહાર નિકળતાં તે એક યોગ્ય મનુષ્ય બની જાય, અર્થાત્ કારાગૃહ એ ગુન્હેગારોની વૃદ્ધિ કરનારૂં નહિ પરંતુ મહાત્મા પુરુષોને પેદા કરનારૂં સ્થળ હોવું જોઇએ. મારી ખાત્રી છે કે આ યોજનાને અમલમાં મૂકવાથી તેનું અપ્રતિમ ફળ પ્રાપ્ત થશેજ."

"સર્વને આ નવીન પરંતુ વિલક્ષણ યોજના પસંદ પડી ગઇ. જયશિખરી, સમ્રાટ, તેમજ અન્ય રાજ્યકર્ત્તાઓએ પણ પોતપોતાના રાજ્યમાં એ યોજનાને અમલમાં મેલવાનો નિશ્ચય કર્યો.

અત્યારે સમય વિશેષ થઈ ગયેલો હોવાથી સભા વિસર્જન થઇ. બીજે દિવસે સમ્રાટ અને આનંદગિરિ વિદાય થઇ ગયા. તેજ દિવસથી બન્ને પક્ષોએ પોતપોતાનો મૂકામ ઉપાડીને સ્વદેશ તરફ પ્રયાણ કર્યું, અને ધર્મયુદ્ધનો આ પ્રમાણે સમાધાનીપૂર્વક અંત આવ્યો.

---

## પ્રકરણ ૩૮ મું.

### ઉપસંહાર.

જયશિખરી પંચાસરમાં પહોંચ્યા બાદ એકાદ માસ પછી શુરપાળ અને વિમળદેવીનો લગ્નમહોત્સવ મોટી ધામધૂમ સાથે કરવામાં આવ્યો. શુરપાળે પોતાના

પિતાની હયાતિ દરમિયાન પંચાસરમાં જ રહેવાનો વિચાર રાખ્યો. જયશિખરીએ તેને પોતાના મુખ્ય સેનાનાયક તરીકે નિમ્યો હતો. વીરભદ્રને ઉપસેનાનાયક બનાવ્યો હતો અને તેની વફાદારી ભરી સેવાના બદલામાં તેને યોગ્ય બક્ષિસ પણ આપી હતી.

જયશિખરીનું ખૂન કરવાનો પ્રયત્ન કરનાર મોહનદેવને છોડી મૂકવામાં આવ્યો હતો. સુરસેનને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને જીવનપર્યંત પોતાના સાન્નિધ્યમાં રહેવાની સમ્રાટે તેને આજ્ઞા કરી.

ચંદ્રસેન, કચ્છાધીશ, વિક્રમાજીત, ગુહાદિત્ય આદિ રાજકર્તાઓ પોતપોતાના રાજ્યમાં શાંતિથી રહી શકવા સિવાય વિશેષ લાભ મેળવી શક્યા નહિ. તેમના મનમાં ક્રોધ તો અત્યંત ઉત્પન્ન થયો હતો; પરંતુ એ ક્રોધનો કશો પણ ઉપયોગ થઇ શકે તેમ ન હતું.

જયશિખરીએ કેટલાંક વર્ષો પર્યંત સુખપૂર્વક રાજ્યનો ઉપભોગ કર્યો. શુરપાળે પણ તેના રાજ્યવિસ્તારને ઘણો વધારી દીધો. પરંતુ પુનઃ એક યુદ્ધનો પ્રસંગ આવી ચડ્યો. દક્ષિણમાં આવેલા કલ્યાણ નગરના રાજા ભુવડના કાનપર જયશિખરી અને તેના રાજ્યની કીર્ત્તિનો રણકારો થયો. તેને ગુર્જરેશ્વરને પોતાની સત્તા નીચે આણવાનો લોભ થયો. પ્રથમ તેણે પોતાના પટાવત મિહિરને એક સૈન્ય સાથે પંચાસર પર ચડાઈ કરવાને મોકલ્યો. પરંતુ જયશિખરીના શૂરા સેનાનાયક શુરપાળે તેને પરાજિત કરીને નસાડી મૂક્યો. એ વાતની ભુવડને જાણ થવાથી તે પુનઃ અગાઉ કરતાં પણ મોટું સૈન્ય લઇને જાતે ચડી આવ્યો. તેણે પંચાસરના ગઢને ઘેરો ઘાલ્યો. ઘણા દિવસો પસાર થવા છતાંયે તેઓ ગઢને તોડી શક્યા નહિ. છેવટે ભુવડે શુરપાળને ફોડવાનો વિચાર કર્યો. પરંતુ તેમાં પણ તે નિષ્ફળ ગયો. ઘેરો લંબાવાથી ગઢની અંદર અનાજ ખૂટવા લાગ્યું.

એટલે ભૂખના દુઃખથી મરણુ પામવા કરતાં શત્રુ સામે લડતાં મૃત્યુને સ્વીકારવું એ વિશેષ યોગ્ય છે, એવો નિશ્ચય કરીને જયશિખરી પોતાના સૈન્ય સાથે ગઢનાં દ્વાર ખોલી નાખીને મેદાનમાં પડયો. કેટલોક સમય સુધી તુમુલ યુદ્ધ ચાલ્યું. પરંતુ જ્યારે જયશિખરીને વિજયની આશા ન રહી ત્યારે તેણે શુરપાળને બોલાવીને કહ્યુંઃ "તમે તુરત રાજમહેલમાં જઇને તમારી બ્હેન તથા મારી ભગિનીને લઇને પસાર થઇ જાઓ. તમારી બ્હેન ગર્ભવતી છે. તેને પુત્રનો પ્રસવ થાય તો એ બાળકનું રક્ષણુ કરજો અને પુનઃ તેને મારી ગાદીએ બેસારજો."

શુરપાળે આનાકાની તો કરી. પરંતુ જયશિખરીએ જણાવ્યું કે "એ કાર્ય બીજા માણસને સોંપાય તેમ નથી અને જો તમે જીવતા હશો તો જ ભવિષ્યમાં તમારો ભાણેજ પુનઃ રાજ્ય સંપાદન કરી શકશે."

એથી શુરપાળ છૂપી રીતે રણુક્ષેત્રમાંથી ચાલ્યો ગયો અને રાજમહેલમાંથી પોતાની ભગિની તથા પત્નીને લઇને એક ગુપ્તદ્વાર મારફત જંગલમાં પસાર થઇ ગયો. આ બાજુએ જયશિખરી બહાદૂરીપૂર્વક શત્રુ સાથે લડતાં રણુક્ષેત્રમાં પડયો. ભુવડે એક ખરા શત્રુને છાજે તેવી રીતે તેના શબને અગ્નિ સંસ્કાર કર્યો અને જે સ્થળે અગ્નિદાહ દીધો હતો તે સ્થળે એક દહેરૂં ચણાવી. તેમાં શીવની સ્થાપના કરીને તેનું નામ 'ગુર્જરેશ્વર'* રાખ્યું.

---

* કૃષ્ણુદાસ કહે છે કે જયશિખરીએ ત્રણુ દિવસ સુધી લડાઇ કરી હતી. પાછી તેના બન્ને હાથ કપાવાથી તે શસ્ત્રરહિત બની ગયો. તદપિ તેણે ભુવડની છાતીમાં લાતોનો પ્રહાર કર્યો. એથી ભુવડ મૂર્છિત બની ગયો, અને લોકો એમ સમજ્યા કે તે યમસદન પહોંચી ગયો ! એટલામાં જયશિખરીની પછવાડે રહીને બે મલ્લોએ તલવારોવડે તેનું મસ્તક કાપી

જે દિવસે જયશિખરી પડયો તે દિવસે સૂર્ય નિસ્તેજ દેખાયો, ચારે દિશાઓ ભયંકર દેખાવા લાગી, પૃથ્વી શોકથી કમ્પવા લાગી, નદીઓનાં પાણી ડહોળાયેલાં જેવાં થઇ ગયાં, પવન ઉષ્ણ બની ગયો, હોમના અગ્નિમાંથી ભારે ધૂમાડા નિકળવા લાગ્યા, અને આકાશમાંથી તારા ખરવા લાગ્યા. આ બધા ઉત્પાતો જોઇને લોકોએ જાણ્યું કે આજ કોઈ મહાન્ નર પડયો છે!

શુરપાળ પોતાની ગર્ભવતી બ્હેન અને પત્નીને સુરક્ષિત સ્થળે લઇ ગયો. તેની બ્હેને પૂરા માસે સંવત ૭૫૨ ના વૈશાખ માસની પૂર્ણીમાના રોજ પુત્રરત્નને જન્મ આપ્યો. એ કુંવર ઇતિહાસમાં વનરાજ ચાવડા તરીકે સુપ્રસિદ્ધ છે. તેણે પોતાના મામાની સહાયથી પોતાના પિતાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કર્યું અને આખા ગુજરાતમાં પોતાની આણ વર્ત્તાવીને અણહિલપુર પાટણની સ્થાપના કરી, તેને પોતાનું પાટનગર બનાવ્યું. તેણે ૧૦૯ વર્ષ, ૨ માસ ને ૨૧ દિવસનું આયુષ્ય ભોગવ્યું. તેમાં ૫૯ વર્ષ, ૨ માસ અને ૨૧ દિવસ રાજ્ય કર્યું.




---

નાખ્યું. પછી ત્રણ દિવસ સુધી એકલું ધડ ઝુઝીને પડયું; ત્યારે ભુવડે મૂર્ચ્છામાંથી જાગ્રત થઇને કહ્યું: "ઓ ક્ષત્રિયપુત્ર ! તારા માતપિતાને ધન્ય છે. તું મહા પરાક્રમી કોઈ દેવનો અંશ છે. અરે બુદ્ધિશાળી ! તારે અંતસ્થાને ગુર્જરેશ મહાદેવનો પ્રાસાદ કરાવીશ." એમ કહીને તે વારે વારે પ્રણામ કરીને નિઃશંક થઇ નગરમાં પેઠો.

વાંચવા લાયક નવીન નવલકથાઓ.

# ચમત્કારિક ગુફા.

## ભાગ ૧ લો.

( આવૃત્તિ ૨ જી-સચિત્ર અદ્દભુત નવલકથા. )

પ્રયોજક—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

માળવા પ્રાંતમાં વિંધ્યાચળ પર્વતમાં આવેલી નંદવનની ચમત્કારિક ગુફામાં અગાધ સંપત્તિ અને સૃષ્ટિસૌંદર્ય અનુપમ છે. એ ગુફાનો ગુપ્ત ભેદ ઉજ્જયનીના બળભદ્રદાસ શેઠ જાણે છે. તેમનો ઇરાદો એ ભેદને ગુફાના ખરા હક્કદારને જાહેર કરવાનો છે પરંતુ તેમનો નિમકહરામ નોકર એક લૂટારાને મળીને તે ગુફાની સંપત્તિને પચાવી પાડવાની યુક્તિ રચે છે. બળભદ્રદાસનું ખૂન થાય છે, વૈતાલગઢની રાણી લક્ષ્મીદેવી દોલતાબાદના જનાનખાનામાં ગુલામડી તરીકે વેચાય છે, રાધા નામની સાધ્વી અદ્દભુત અને ચમત્કારિક ઉપાય વડે તેને જનાનખાનામાંથી મુક્ત કરે છે. ત્યાર પછી પણ લક્ષ્મીદેવી ઉપર આફત આવે છે. પરંતુ તે આફતમાંથી તેનો પ્રિયતમ અજયસિંહ પોતાના અશ્વને વીશ હાથની ઊંડી ખાઇ કૂદાવીને બચાવી લે છે. ત્યાં સુધીનો વૃતાંત આ પ્રથમ ભાગમાં આપવામાં આવ્યો છે. નવલકથા એટલી રસિક અને હૃદયદ્રાવક છે કે એક પછી એક પ્રકરણ વાંચતાં વાંચકની જીજ્ઞાસા વધતી જાય છે અને આગળ શું આવશે તે જાણવાને તેનું મન તલપી રહે છે. ભાષા અને શૈલી સરલ અને વીર તથા અદ્દભુત રસના મિશ્રણવાળી છે. પ્રથમ આવૃત્તિ માત્ર નવ માસમાંજ ખપી જવાથી યોગ્ય સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ પ્રકટ કરી છે. આ આવૃત્તિમાં ચાર સુંદર ફોટો ચિત્રો સાથે એક રંગીન ચિત્ર વિશેષ ઉમેર્યું છે. પાકું સોનેરી પુંઠું. સચિત્ર કવર. પૃષ્ટ ૩૭૫ કીં. રૂ. ૨-૮-૦

# ચમત્કારિક ગુફા.

## ભાગ ૨ જો.

### ( સચિત્ર અદ્દ્ભુત નવલકથા. )

પ્રયોજક—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

આ બીજા ભાગમાં રાણી લક્ષ્મીદેવી તેનો પ્રિયતમ અને સુમતી સંકટમાંથી મુક્ત થઇને વિજયની જાય છે. ત્યાં સંગ્રામસિંહ ઉપર બળભદ્રદાસના ખૂનનો આરોપ આવેલો તેમાંથી તેને મુક્ત કરાવે છે. સુમતી દ્વારા ચમત્કારિક ગુફાના ગુપ્ત ભેદવાળા કાગળો લક્ષ્મીદેવીને મળે છે. ગુફાની શોધમાં તેમને ફતેહ મળે છે. નીચ સંગ્રામસિંહ એકલો ગુફાની શોધમાં જાય છે. ત્યાં લુટારાનો સંગી કરી પરહેજ થઇને વિજયદુર્ગના ગગનબુરજમાં કેદ થાય છે. ત્યાં કેદ પડેલા ચિત્રકારની સહાયથી વિમાનદ્વારા આકાશ માર્ગે ગમન કરી ન્હાસી છૂટે છે. પુનઃ ગુફામાં પ્રવેશ કરે છે અને સુમતીને ખંજર મારી તેનું ખૂન કરવાને પ્રયત્ન કરે છે! પરંતુ સુમતી બચી જાય છે અને સંગ્રામસિંહ અકલ્પિત રીતે ભૂખ અને શોકના દુઃખથી મરણને શરણ થાય છે. સુમતી કોણ છે એ ભેદ છેવટે ખૂલે છે. દ્વિતીય ભાગ પ્રથમ ભાગ કરતાં પણ અધિક રસિક બન્યો છે. તેની માત્ર ગણી ગાંઠી નકલો છે. આ બન્ને ભાગ એકે અવાજે વખાણી ચૂક્યા હોઇ વિશેષ પ્રશંસા કરવાની જરૂર નથી. ચાર ફોટો ચિત્રો. પાકું સોનેરી પુંઠું. પૃષ્ઠ ૪૨૫ કીં. રૂ. ૩—૦—૦

---

**સૌંદર્ય-જ્વાળા**—ભાગ ૧-૨ આ નવલકથામાં યોગ-વિદ્યા અને પિશાચવિદ્યાનું અચ્છી રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે. સૌંદર્ય-પીપાસાની તૃપ્તિ માટે ટળવળતો રામચંદ્ર યોગમાયાને જોતાં જ સૌંદર્યમાં આસક્ત બની, છેવટે સૌંદર્ય-જ્વાળાનો ભોગ બને છે, તેનો

હૃદયભેદક શાબ્દિક ચિતાર વાચકોને અદ્‌ભુત રસમાં નિમગ્ન બનાવી દે છે. સચ્ચિદાનંદની યોગશક્તિ, પ્રભાવતીનો પતિપ્રેમ, રામચંદ્રનો તુરંગમાંથી ચમત્કારિક રીતે છૂટકારો, પૈશાચિક વિદ્યાની સાધના ઇત્યાદિ રસિક અને ચમત્કારિક પ્રસંગો છે. સોનેરી પાકું પુંઠું. પ્રથમ ભાગ પૃષ્ઠ ૨૨૫ કીં. ૧-૮-૦ દ્વિતીય ભાગ પૃષ્ઠ ૨૪૦ કી. રૂ. ૧-૧૨-૦

---

**આસામ પર હલ્લો**—(આસામના ઇતિહાસની પહેલી ઐતિહાસિક નવલકથા) આસામ (કામરૂદેશ) ના રાજાને પોતાની રાણી અને પ્રધાન પુત્ર વચ્ચે અનિષ્ટ સંબંધ હોવાનો વહેમ ઉત્પન્ન થવાથી તે પ્રધાનપુત્રનું ખુન કરી તેનું માંસ તેના પિતાને ખવરાવે છે. તેનું એ દુષ્કૃત્ય આસામ ઉપર મોટી આફત લાવનારૂં નિવડે છે. આ નવલકથામાં પ્રધાન પુત્રની પત્નીનું પાતિવ્રત્ય, છંછેડાયેલા પ્રધાનની વેરાંધતા, સર્વનાશ પછી રાજા અને મંત્રીને આવેલું જ્ઞાન વગેરે ઉપદેશક અને રસિક પ્રસંગો રજુ થયા છે. પ્રથમાવૃત્તિ ખલાસ થવાથી **બીજી આવૃત્તિ** પ્રકટ કરી છે. પાકું સોનેરી પુંઠું. ત્રણ ફોટો ચિત્રો. પૃષ્ઠ લગભગ ૨૦૦ કીં. રૂ. ૧-૪-૦

---

**પ્રમોદા યાને દિલેર દિલારામ**—(આવૃત્તિ ૨ જી) ગુજરાતના ઇતિહાસને લગતી નવલકથા. કરણઘેલાની રાણી અને પુત્રી અનુક્રમે અલાઉદ્દિન અને તેના શાહજાદાની બીબી બની હતી, એ ગુજરાતના ઇતિહાસ ઉપરનું કલંક આ નવલકથાથી ટળે છે. તેઓ કરણની રાણી અને કુંવરી નહિ પણ મુસલમાન મા દીકરી દિલારામ તથા લાલાં હતી. આ નવલકથાની રસિકતા માટે બે મત છેજ નહિ. પૃષ્ઠ ૧૫૦ સુંદર પાકું પુંઠું. મૂલ્ય રૂ. ૦-૧૪-૦

**પુંજાલાલ ભગવાન પારેખ.**
**વઢવાણ સીટી.**